पू. आचार्य श्रीविजयदानसूरीश्वरजी जैन ग्रन्थमाला

—: ग्रन्थांक-२१ :—

# શ્રી સિદ્ધાચલ-મહાતીર્થાદિ

# સ્તવનાવલી

: પ્રકાશક :

આ. શ્રી વિજયદાનસૂરીશ્વરજી જૈન ગ્રન્થમાલા

ઠે. ગોપીપુરા - સુરતની વતી

ઑ. સે. માસ્તર હીરાલાલ રણછોડભાઈ.

મૂલ્ય - છ આના.

પહેલી આવૃત્તિ | નકલ - ૩૦૫૧



વીર સં. ૨૪૬૬ | વિ. સં. ૧૯૯૬

## —: પુસ્તક મળવાનાં સ્થળો :—

૧ – **પ્રકાશક** પાસેથી, ગોપીપુરા–સુરત.

૨ – **શાહ બાલાભાઇ નાગરદાસ.**
ઠે–હાજા પટેલની પોળમાં–ગલામંજીની પોળ–
**અમદાવાદ.**

૩ – **શાહ ભિખાભાઈ શિવલાલ.**
વ્ય : ઉ૦–શ્રી વીરવિજયજી જૈન શાસ્ત્રસંગ્રહ,
**છાણી** ( તા–વડોદરા )

૪ – **શ્રીકાન્ત–**
ઠે.–શ્રી વીરશાસન કાર્યાલય.
રતનપોળ : **અમદાવાદ.**


મુદ્રક : **શાહ કેશવલાલ સાંકળચંદ.**
મુદ્રણસ્થાન : **ધી વીરવિજય પ્રિન્ટીંગ પ્રેસ**
રતનપોળ : સાગરની ખડકી : **અમદાવાદ.**

ॐ अर्हं नमः ।

# "પ્રકાશક"નું વક્તવ્ય



આ અનાદિકાલીન વિશ્વમાં આપણો આત્મા અનન્તકાલ થયાં ભિન્ન ભિન્ન ગતિઓમાં પરિભ્રમણ કરી રહ્યો છે. આપણો આ મનુષ્યભવ, એ પણ આપણા એ ભ્રમણનો એક મર્યાદિત વિભાગ જ છે. 'જન્મે તે મરે જ'—એ નિયમાનુસાર આપણું મૃત્યુ પણ નિયત છે. મૃત્યુ બાદ આપણી કયી ગતિ થશે—એ આપણે જાણતા નથી, પણ કોઇ ને કોઈ સ્થાને, કોઈ ને કોઈ ગતિમાં આપણે જન્મવું પડશે, એતો નક્કી જ છે. આમ છતાં પણ આ

જન્મ–મરણની જંજાળ એવી નથી, કે જેનો અન્ત અશક્ય હોય. જન્મ–મરણનું કારણ આપણાં કર્મો છે. એ નાબૂદ થાય તો–'કારણવિનાશે કાર્યવિનાશ'–એ ન્યાયે આપણો આત્મા જન્મ-મરણાદિથી સર્વથા મુક્ત બની, દુઃખરહિત શાશ્વત આનન્દનો ભોક્તા બની શકે છે. આ માટે આપણે આપણી પ્રવૃત્તિઓની દિશા ફેરવવી પડે. જે પ્રવૃત્તિઓના પરિણામે આપણે અનન્તકાળથી ભવભ્રમણ કરી રહ્યા છીએ, તે પ્રવૃત્તિઓથી વિમુખ બનીને આપણે તે વિપરીત પ્રવૃત્તિ-ઓમાં આદરવાળા બનવું પડશે. આ માટે આપ-ણને આલંબન જોઈએ, કે જે આપણને કલ્યાણ-કર દિશાએ દોરી શકે. એ આલંબન છે–શ્રી જિનેશ્વરદેવો. રાગ, દ્વેષ અને મોહથી સર્વથા પર બનીને, અનન્તજ્ઞાનના સ્વામી બનેલા શ્રી જિનેશ્વરદેવોથી ઉત્કૃષ્ટ કોઇ આલંબન હોઇ

શકે જ નહિ. એ આલંબનમાં શંકાને સ્થાન નથી: કારણ કે-તેઓ રાગાદિથી રહિત હોઈ તેમને અસત્ય બોલવાને કોઈ કારણ નથી અને અનન્તજ્ઞાની હોઇ અજ્ઞાનતાના યોગે પણ અયથાર્થ બોલવાને અવકાશ નથી. આ આલંબનને પામીને અનન્તા આત્માઓએ મુક્તિ સાધી છે અને અનન્તા આત્માઓ મુક્તિ સાધશે, એ નિઃસંશય બીના છે. આલંબનની-દ્રવ્યથી અને ભાવથી, અધિકાર અને વિધિ મુજબ-ભક્તિ કરવી, એ આ મનુષ્યજીવનને સુસફલ બનવાનો અનુપમ ઉપાય છે અને એમાં સહાયક થવાના જ એક શુભ ઉદ્દેશથી આ લઘુ ગ્રન્થને છપાવી પ્રગટ કરવામાં આવે છે.

આ લઘુ ગ્રન્થમાં પણ કેટલી બધી વસ્તુઓનો સમાવેશ કરવામાં આવ્યો છે,-એનો અનુક્રમ-

ણિકા જોતાંની સાથેજ વાંચકોને ખ્યાલ આવી જશે. યાત્રાર્થે જતી વેળાએ અને બીજી પણ મુસાફરીઓ આદિમાં ઘણી જ સહેલાઈથી પાસે રાખીને ઉપયોગ કરી શકાય, એ રીતિએ આ ગ્રન્થ તૈયાર કરવામાં આવ્યો છે. કેટલાકોને અક્ષરો બહુ ઝીણા છે—એમ લાગશે, પણ આટલા નાના ગ્રન્થમાં ઘણી ઘણી ઉપયોગી વસ્તુઓનો સંચય કરવાનો હોવાથી તેમજ સૌને પાસે રાખવાની સગવડતા રહે એ દૃષ્ટિ હોવાથી જ તેમ કરવું પડ્યું છે. એ કારણે કિંમત પણ બને તેટલી ઓછી રાખવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. છૂટક પ્રતિ નકલ છ આના કિંમત રાખી છે, છતાં પ્રભાવના આદિના હેતુથી સો કે વધુ નકલો ખરીદનારાઓને માટે એથી ય ઓછી કિંમતે આપવાનું ઠરાવ્યું છે. આ ઉપ-રથી વાચકો સમજી શકશે કે—દ્રવ્ય અને ભાવથી

શ્રી જિનભક્તિ કરવા અને કરાવવા ઇચ્છનારા પુણ્યાત્માઓને વધારેમાં વધારે શકય રીતિએ મદદ રૂપ થવાનો જ આ પ્રકાશનનો પરમ હેતુ છે.

આ પુસ્તકનું નામ "**શ્રી સિદ્ધાચલ-મહાતીર્થાદિ-સ્તવનાવલી**"–એવું જે રાખવામાં આવ્યું છે, તે ય સહેતુક છે. વિષય–કષાય રૂપ સંસાર–સાગરથી જેના યોગે તરાય, તેનું નામ તીર્થ. સંસારસાગરને તરવાનું સાધન એ તીર્થ. તીર્થ સ્થાવર અને જંગમ બે પ્રકારનાં છે. સ્થાવર તીર્થો અનેક છે, પણ તે સઘળાંય તીર્થોમાં **શ્રી સિદ્ધાચલ** શિરોમણિ છે. શ્રી જિનેશ્વરદેવાદિ પરમ પુરૂષોના પાદસ્પર્શથી પવિત્ર થયેલી અને જ્યાં અનન્તા આત્માઓએ પૂર્વે ઘોર પાપી હોવા છતાં પણ મુક્તિ સાધી છે, એવી ભૂમિમાં આત્મા સહજ રીતિએ ભાવોલ્લાસને પામે છે. મહાપુ-

રૂષો ફરમાવે છે કે–" પ્રાયઃ શાશ્વત એવા **શ્રી સિદ્ધાચલજી** તીર્થનાં દર્શન પણ અભવી અગર દુર્ભવી આત્માઓ કરી શકતા નથી." આવા મહિમાવંતા તીર્થની એક વાર પણ યાત્રા કર્યા વિના ભાગ્યે જ કોઇ જૈન રહેતો હશે. આથી આ લઘુ ગ્રન્થના પ્રથમના બે વિભાગોમાં **શ્રી સિદ્ધાચલજી** તીર્થની યાત્રા કરનારાઓને અતિશય ઉપયોગી થઈ પડે એવા સાહિત્યનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

**પ્રથમ વિભાગમાં**—વર્તમાન કાળમાં શ્રી **સિદ્ધગિરિજી**ની યાત્રાએ જતાં એક યાત્રામાં પાંચ ચૈત્યવન્દનો કરવાનો રિવાજ હોવાથી, પાંચ મધ્યમ ચૈત્યવન્દનો વિધિસહિત આપ્યાં છે.

**બીજા વિભાગમાં**—(૧) શ્રી સિદ્ધાચલજી, (૨) શ્રી આદીશ્વર ભગવાન અને (૩) શ્રી પુંડરીક-

સ્વામિજીનાં કુલ ૧૦ ચૈત્યવન્દનો આપ્યા બાદ, (૧) શ્રી સિદ્ધાચલજીનાં, (૨) શ્રી શત્રુંજયગિરિના ઉલ્લેખવાળાં શ્રી આદિનાથજીનાં અને (૩) શ્રી આદિનાથ ભગવાનનાં બીજાં સર્વસાધારણ સ્તવનો આપ્યા બાદ, શ્રી સિદ્ધગિરિજી સાથે સંબંધ ધરાવતાં કેટલાંક સ્તવનો આપ્યાં છે. તે પછી એજ રીતિએ સ્તુતિઓ આપી, ૨૧ ખમાસમણ તથા નામગર્ભિત ૧૦૮ ખમાસમણુના દુહા આપ્યા છે.

**ત્રીજા વિભાગમાં**—વર્તમાન ચોવીસીના બીજા શ્રી અજિતનાથ ભગવાનથી ચોવીસમા શ્રી મહાવીરસ્વામી ભગવાન સુધીનાં ચૈત્યવન્દનો, સ્તવનો અને સ્તુતિઓ આપેલ છે : કારણુ કે–શ્રી આદિનાથ ભગવાનનાં ચૈત્યવન્દનો, સ્તવનો અને સ્તુતિઓ બીજા વિભાગમાં આપી દીધેલ છે. આમ આ ગ્રન્થને કોઈ પણુ ગામ, શહેર

કે તીર્થ માટે ઉપયોગી બનાવવામાં આવ્યો છે.

**ચોથા વિભાગમાં**—શ્રી સીમંધરસ્વામી અને શ્રી સિદ્ધચક્રજીનાં ચૈત્યવન્દનાદિ આપવા ઉપરાંત, શ્રી જિનેશ્વરદેવોનાં સર્વસાધારણ ચૈત્ય-વન્દાદિ તથા વર્ણ અને લાંછન આદિને જણાવતાં ચૈત્યવન્દનાદિ આપી, શ્રી આબુજી, શ્રી રાણક-પુરજી, શ્રી સમ્મેતશીખરજી અને શ્રી અષ્ટાપદ તીર્થનાં સ્તવનો આપવામાં આવ્યાં છે.

**પાંચમા વિભાગમાં**—શ્રી જિનેશ્વરદેવો-ની આઠ પ્રકારે કરવાની શ્રી જિનપૂજાની શુદ્ધિ-ઓ તથા પૂજા કરતાં બોલવાના દુહાઓ આપ્યા છે અને તે પછી સ્નાત્રપૂજા આપી શ્રી પુન્ય-પ્રકાશનું સ્તવન આપવામાં આવ્યું છે.

શ્રી જિનમન્દિરમાં જતાંની સાથે જ બોલી શકાય એવાં કાવ્યોનો વિભાગ '**મંગલાચરણ**'

 

તરીકે રાખીને તે અનુક્રમણિકા પૂર્ણ થયા બાદ તરતમાં જ આપવામાં આવ્યો છે.

આવો વિશદ અને ઉપયોગી સંગ્રહ તૈયાર કરનાર તેમજ આ લઘુ ગ્રન્થને છપાવી શકાય એવી સક્રિય પ્રેરણા કરનાર કોઈ હોય, તો તે–પૂ. મુનિરાજ **શ્રી મેરૂવિજયજી મહારાજ** છે. આ મુનિવર,–**પૂ. સકલાગમરહસ્યવેદી, પરમ-ગીતાર્થ,** સ્વ૦ આચાર્યદેવ શ્રીમદ્ **વિજયદાન-સૂરીશ્વરજી** મહારાજાના જ શિષ્ય છે, કે જે મહાત્માના પવિત્ર નામ સાથે આ ગ્રન્થમાલાને જોડી, એ શાસનપ્રભાવક પુણ્યપુરૂષની ભક્તિનો પણ આ ગ્રન્થમાલા લાભ ઉઠાવે છે. આ ગ્રન્થમાલાની શરૂઆત કરતી વેળાએ, આ ગ્રન્થમાળા આટલો વિકાસ સાધી શકશે, એવી કલ્પના પણ નહિ હતી. આ ગ્રન્થમાળા દ્વારા

આજ સુધીમાં સંખ્યાબંધ ગ્રન્થો પ્રગટ થઈ ચૂકયા છે અને તે પ્રતાપ–સ્વર્ગસ્થ ગુરૂદેવના સુવિશાલ સમુદાયમાં વર્તતા ગુરૂભકિતશાલી પૂ. મુનિવરોનો જ છે. આ ગ્રન્થના સંશોધનમાં–પૂ. પરમ શાસનપ્રભાવક, વ્યાખ્યાનવાચસ્પતિ, આચાર્યદેવ શ્રીમદ્ **વિજયરામચન્દ્રસૂરીશ્વરજી** મહારાજા, કે જેઓની અનુપમ આજ્ઞા-રસિકતા અને અજોડ પ્રવચનશૈલિ આદિના પ્રતાપે વર્તમાનકાળની શાસનપ્રભાવનામાં સ્વ૦ ગુરૂદેવનો સમુદાય વિશિષ્ટ અને સર્વશ્રેષ્ઠ ફાળો આપી ચૂકયો છે અને આપી રહ્યો છે, તેઓશ્રીના શિષ્ય પૂ. મુનિરાજ શ્રી **કાન્તિવિજયજી** મહારાજે ખૂબ જહેમત ઉઠાવી છે તેમજ આ ગ્રન્થમાળાના એક વિભાગ તરીકે 'પ્રભાવના–પુસ્તિકા–શ્રેણિ'નું સંચાલન કરનાર ભાઈ **શ્રીકાન્તે** પણ સંશોધન અને ગોઠવણી વિગેરેની

વ્યવસ્થામાં પોતાથી બનતો ફાળો આપ્યો છે. આ કારણે – પૂ. મુનિરાજ શ્રી **મેરૂવિજયજી** મહારાજ અને પૂ. મુનિરાજ શ્રી **કાન્તિવિજયજી** મહારાજ તથા ભાઈ **શ્રીકાન્તને** ફાળે જ આ પ્રકાશનનો સુયશ જાય છે, એમ જાહેર કરતાં મને ખૂબ જ આનન્દ થાય છે.

હવે એક વાતનો ખૂલાસો કરીને હું મારૂં આ વક્તવ્ય પૂર્ણ કરીશ. ચૈત્યવન્દનો, સ્તવનો અને સ્તુતિઓમાં ઘણે સ્થલે પાઠાંતરો પ્રાપ્ત થાય છે, આથી વિશેષ અર્થસંગત લાગતાં પદોનો આમાં ઉપયોગ કર્યો છે. આમ છતાં આમાં આપેલાં ચૈત્યવન્દનાદિના સંબંધમાં જ્યાં જ્યાં જે જે પાઠાંતર હોય, તે તેના જ્ઞાતાઓ જણાવ-વાની કૃપા કરશે, તો બીજી આવૃત્તિમાં તેનો ઉપયોગ કરવામાં આવશે. વળી પ્રુફ વાંચતાં કે

સુધારતાં દૃષ્ટિદોષથી ભૂલ રહી જવા પામી હોય અગર તો છપાતાં કોઈ અક્ષર કે માત્રા ત્રૂટી ગયેલ હોય અગર તો ઉડી ગયેલ હોય, તો તે સુધારીને વાંચવા અને અમને જણાવવા વાંચકોને વિનંતિ છે. આ રીતિએ જે કોઇ સ્ખલના રહી જવા પામી હોય, તે બધા બદલ 'મિચ્છામિ દુક્કડં' દઇને હું વિરમું છું. —**પ્રકાશક.**



# શ્રી સિદ્ધાચલ-મહાતીર્થાદિ સ્તવનાવલી.

# અ • નુ • ક્ર ० મ • ણિ • કા.




| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| મંગલાચરણ પ્રાસ્તાવિક સ્તુતિઓ— | ૩૭ |

## : પ્રથમ-વિભાગ :

### શ્રી સિદ્ધગિરિજીનાં પાંચ ચૈત્યવન્દનો—

| | | |
|---|---|---|
| ચૈત્યવન્દન | પહેલું ... ... ... | ૨ |
| ,, | બીજું ... ... ... | ૮ |
| ,, | ત્રીજું ... ... ... | ૧૧ |
| ,, | ચોથું ... ... ... | ૧૪ |
| ,, | પાંચમું ... ... ... | ૧૬ |

# : બીજો-વિભાગ :

**શ્રી સિદ્ધાચલજીનાં ચૈત્યવન્દનો—**

૧–શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, સિદ્ધાચલ સાચો ૨૦
૨–સકલ સુહંકર સિદ્ધક્ષેત્ર ... ... ૨૧
૩–શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, પુંડરીકગિરિ સાચો ૨૧
૪–( ૨૧ નામ–ગર્ભિત ) સિદ્ધાચળશિખરે ચઢી ૨૧

**શ્રી આદીશ્વર પ્રભુનાં ચૈત્યવંદનો—**

૧–આદિદેવ અલવેસરૂ ... ... ૨૨
૨–જય જય નાભિનરિંદ નંદ ... ... ૨૩
૩–અરિહંત નમો ભગવંત નમો ... ૨૩
૪–પ્રથમ નાથ પ્રગટ પ્રતાપ ... ... ૨૪

**શ્રી પુંડરીકસ્વામીનાં ચૈત્યવંદનો—**

૧–શ્રી શત્રુંજય–માહાત્મ્યની ... ... ૨૫
૨–આદીશ્વર જિનરાયનો ... ... ૨૫

**શ્રી સિદ્ધાચલજીનાં સ્તવનો—**

૧–ચાલો ચાલો વિમલગિરિ જઈયે રે ... ૨૬

૨–શ્રી રે સિદ્ધાચલ ભેટવા ... ... ૨૮
૩–જાત્રા નવાણું કરીએ વિમલગિરિ ... ૨૮
૪–વિમલાચલ વિમલા પાણી ... ... ૨૯
૫–કર જોડી કહે કામિની લલના૦ ... ૩૦
૬–આંખડીયે રે મેં આજ ... ... ૩૩
૭–સિદ્ધાચલ વંદો રે નરનારી ... ... ૩૫
૮–મનના મનોરથ સવિ ફળ્યા એ ... ૩૫
૯–શ્રી સિદ્ધાચલ ભેટીએ રે મિત્તા ... ૩૭
૧૦–મારૂં મન મોહ્યું રે ... ... ૩૮
૧૧–વિમલાચલ નિતુ વંદીએ ... ... ૩૯
૧૨–બાપલડાં રે પાતિકડાં ... ... ૪૦
૧૩–વિવેકી વિમલાચલ વસીયે ... ... ૪૧
૧૪–સિદ્ધગિરિ ધ્યાવો ભવિકા ... ... ૪૩

**શ્રી શત્રુંજયસ્થ આદિનાથજીનાં સ્તવનો—**

૧૫–સુણ જિનવર શેત્રુંજા–ધણીજી ... ૪૪
૧૬–તુમે તો ભલે બીરાજોજી ... ... ૪૭
૧૭–અબ તો પાર ભયે હમ સાધો! ... ૪૮

૧૮–તું ત્રિભુવન સુખકાર ... ... ૫૦
૧૯–ઋષભજિણંદ વિમલગિરિમંડન ... ૫૧
૨૦–જિણંદા તોરે ચરણકમલકી રે ... ૫૪
૨૧–તારક હે જિન નાભિકે નંદન ... ૫૫
૨૨–પ્રથમ જિનેશ્વર પૂજવા ... ... ૫૬
૨૩–આદિ જિનંદ દયાલ હો ... ... ૫૮

## શ્રી આદિનાથ પ્રભુનાં સ્તવનો—

૨૪–બાલપણે આપણ સસનેહી ... ... ૫૯
૨૫–નાભિનરિંદનો નંદન વંદીયે રે ... ૬૦
૨૬–જ્ઞાનરયણ રયણાયરૂ રે ... ... ૬૧
૨૭–ઋષભ જિણંદશું પ્રીતડી ... ... ૬૨
૨૮–પ્રથમ જિનેશ્વર પ્રણમીએ ... ... ૬૩
૨૯–ઋષભ જિણંદા ઋષભ જિણંદા,
તુમ દરિસણ હુયે પરમાણંદા ... ૬૪
૩૦–ઋષભ જિણંદા ઋષભ જિણંદા,
તૂં સાહિબ હું છું તુજ બંદા ... ૬૪
૩૧–ઋષભ જિનરાજ મુજ ... ... ૬૫

૩૨–પ્રથમ જિનેસર મરૂદેવીનંદા ... ... ૬૭
૩૩–ઋષભદેવ હિતકારી ... ... ૬૮
૩૪–પસારી કર લીજે ... ... ૬૯
૩૫-તુહારે શિર રાજત ... ... ૭૦
૩૬–સમકિત-દ્વાર ગભારે ... ... ૭૦
૩૭–ભરતજી કહે સુણો માવડી... ... ૭૧

**શ્રી સિદ્ધગિરિ સંબંધી પરચુરણ સ્તવનો—**

૩૮–શ્રી પુંડરીકગિરિનું ... ... ૭૪
૩૯–શ્રી પુંડરીક સ્વામીનું ... ... ૭૬
૪૦–શ્રી સિદ્ધાચલ મહિમાનું ... ... ૭૭
૪૧–શ્રી રાયણ પગલાંનું ... ... ૭૯
૪૨– ,, ,, ,, ... ... ૮૦

**શ્રી શત્રુંજયગિરિની સ્તુતિઓ—**

૧–પુંડરગિરિ મહિમા ... ... ૮૧
૨–શ્રી શત્રુંજય ગિરિવર વાસવ... ... ૮૧
૩–શત્રુંજય મહિમા ... ... ... ૮૨
૪-શ્રી શત્રુંજય મંડણ... ... ... ૮૨

૫-પ્રણમો ભવિયાં રિસહ જિણેસર ... ૮૨
૬-શત્રુંજય સાહેબ ... ... ... ૮૩
૭-વિમલગિરિ સહુ તીરથ રાજા ... ૮૩
૮-સવિ મલિ કરી આવો ... ... ૮૪

**શ્રી આદીશ્વર પ્રભુની સ્તુતિઓ—**

૧-આદિ જિનવર રાયા ... ... ૮૪
૨-ત્ર્યાસી લાખ પૂરવ ઘરવાસે ... ૮૪

**શ્રી પુંડરીકસ્વામીની સ્તુતિ.**

૧-ચૈત્રી પૂનમ દિન ... ... ... ૮૫

**૨૧ ખમાસમણ આપવાના દુહા ... ૮૬**

**શ્રી સિદ્ધગિરિજીનાં ખમાસમણ-૧૦૮ દુહા. ૯૪**

## : ત્રીજો-વિભાગ :

**શ્રી અજિતનાથ—**

**ચૈ૦** અજિતનાથ પ્રભુ અવતર્યો ... ૧૦૮
**સ્ત૦** અજિત જિણંદશું પ્રીતડી ... ૧૦૯
,, પ્રીતલડી બંધાણી રે ... ... ૧૧૦

સ્ત૦ અજિત જિણેસર ચરણુની ... ૧૧૧
સ્તુ૦ વિજયાસુત વંદો ... ... ૧૧૨

**શ્રી સંભવનાથ—**

ચૈ૦ સાવત્થી નયરી ધણી ... ... ૧૧૨
સ્ત૦ સંભવ જિનરાજ સુખકંદા ... ૧૧૩
,, સાહેબ સાંભળો રે ... ... ૧૧૪
,, સમકિત દાતા સમકિત આપો ... ૧૧૬
સ્તુ૦ સંભવ સુખદાતા ... ... ૧૧૭

**શ્રી અભિનંદનસ્વામી—**

ચૈ૦ ઉચ્ચપણે ત્રણસો પચાસ ... ... ૧૧૮
સ્ત૦ દીઠી હો પ્રભુ, દીઠી ... ... ૧૧૮
સ્તુ૦ સંવર સુત સાચો ... ... ૧૧૯

**શ્રી સુમતિનાથ—**

ચૈ૦ સુમતિ જયંત વિમાનથી ... ૧૨૦
સ્ત૦ સુમતિનાથ ગુણશું મિલીજી ... ૧૨૦
,, સુમતિજિન તુમ ચરણે ... ૧૨૧

સ્તુ૦ સુમતિ સુમતિદાઈ ... ... ૧૨૩

**શ્રી પદ્મપ્રભ—**

ચૈ૦ કોસંબીપુરી રાજીયો ... ... ૧૨૩

સ્ત૦ પદ્મપ્રભુ પ્રાણસે પ્યારા ... ... ૧૨૪

,, હો અવિનાશી શિવવાસી ... ૧૨૫

સ્તુ૦ અઢીશેં ધનુષ કાયા ... ... ૧૨૬

**શ્રી સુપાર્શ્વનાથ—**

ચૈ૦ શ્રી સુપાસજિણંદ પાસ ... ... ૧૨૭

સ્ત૦ નિરખી નિરખી તુઝ ... ... ૧૨૭

,, શ્રી સુપાસજિન વંદિયે ... ... ૧૨૮

,, **અંબાલામંડન** પ્રભુનું–કયું ન હો સુનાઈ ૧૩૦

સ્તુ૦ સુપાસજિન વાણી ... ... ૧૩૧

**શ્રી ચન્દ્રપ્રભ—**

ચૈ૦ લક્ષ્મણા માતા જનમીયો ... ૧૩૧

સ્ત૦ ચાહ લગી જિન ચંદ્રપ્રભુકી ... ૧૩૨

,, જિનજી ચંદ્રપ્રભુ અવધારો કે ... ૧૩૩

સ્તુ૦ સેવે સુરવૃંદા, જાસ ચરણારવિંદા ... ૧૩૪

શ્રી સુવિધિનાથ-
ચૈ૦ સુવિધિનાથ નવમા નમું ... ... ૧૩૪
સ્ત૦ મેં કીનો નહિ તુમ બિન ઓરશું રાગ. ૧૩૫
સ્તુ૦ નરદેવ ભાવ દેવો ... ... ૧૩૬
શ્રી શીતલનાથ-
ચૈ૦ નંદા દઢરથ નંદનો ... ... ૧૩૬
સ્ત૦ શીતલનાથ સુણો અરદાસ ... ૧૩૭
,, શીતલજિન સહજાનંદી ... ... ૧૩૮
સ્તુ૦ શીતલ જિન સ્વામી ... ... ૧૩૯
શ્રી શ્રેયાંસનાથ-
ચૈ૦ શ્રી શ્રેયાંસ અગિયારમા ... ... ૧૩૯
સ્ત૦ તુમે બહુ મિત્રી રે સાહિબા ... ૧૪૦
સ્તુ૦ વિષ્ણુ જસ માત, જેહના વિષ્ણુ તાત. ૧૪૦
શ્રી વાસુપૂજ્યસ્વામી-
ચૈ૦ વાસવવંદિત વાસુપૂજ્ય ... ... ૧૪૧
સ્ત૦ આવો મુજ મન-મન્દિરે ... ૧૪૧
સ્તુ૦ વિશ્વના ઉપગારી, ધર્મના આદિકારી ૧૪૨

શ્રી વિમલનાથ-

ચૈ૦ કંપિલપુર વિમલ પ્રભુ ... ... ૧૪૩
સ્ત૦ દુઃખ દોહગ દૂરે ટળ્યાં રે ... ૧૪૩
સ્તુ૦ વિમલજિન જુહારો, પાપસંતાપ વારો ૧૪૪

શ્રી અનન્તનાથ-

ચૈ૦ અનંત અનંતગુણ આગરૂ ... ૧૪૫
સ્ત૦ અનંત જિનંદશું પ્રીતડી ... ૧૪૫
સ્તુ૦ અનંત અનંતનાણી ... ... ૧૪૬

શ્રી ધર્મનાથ-

ચૈ૦ ભાનુનંદન ધર્મનાથ ... ... ૧૪૭
સ્ત૦ હાંરે મારે ધર્મજિણંદશું ... ... ૧૪૭
સ્તુ૦ ધરમ ધરમધોરી, કર્મના પાસ તોરી ૧૪૯

શ્રી શાન્તિનાથ-

ચૈ૦ સર્વારથ સિદ્ધ થકી, ચવિયા શાંતિજિનેશ ૧૪૯
,, જય જય શાંતિજિણંદ દેવ ... ૧૫૦
સ્ત૦ શ્રી શાંતિ જિનેશ્વર સાહિબા ... ૧૫૦
,, સોળમા શ્રી જિનરાજ ... ... ૧૫૧

સ્ત૦ શાંતિજિનેશ્વર સાચો સાહિબ ... ૧૫૩
,, હાંરે મારે શાંતિજિનેશ્વર અલવેસર ૧૫૪
,, સુણુ દયાનિધિ તુજ પદપંકજ ... ૧૫૫
,, હમ મગન ભયે પ્રભુધ્યાન મેં ... ૧૫૬
,, પ્રભુ શાંતિજિણંદ સુખકારી ... ૧૫૭
,, શાન્તિજિનેશ્વર સાહિબા રે ... ૧૫૮
,, શાન્તિજિનેશ્વર સાહિબ વંદો ... ૧૫૯
,, મ્હારો મુજરો લ્યોને રાજ ... ૧૬૧
સ્તુ૦ ગજપુર અવતારા, વિશ્વસેન કુમારા ૧૬૨
,, વંદો જિન શાંતિ, જાસ સોવન કાંતિ ૧૬૨
,, सकलकुशलवल्ली ... ... ૧૬૩

શ્રી કુંથુનાથ–

ચૈ૦ કુંથુનાથ કામિત દીયે ... ... ૧૬૩
સ્ત૦ મનડું કિમહી ન બાજે હો કુંથુજિન. ૧૬૪
સ્તુ૦ કુંથુજિન નાથ, જે કરે છે સનાથ ... ૧૬૫

શ્રી અરનાથ–

ચ૦ રાય સુદર્શન ગજપુરે ... ... ૧૬૫

સ્ત૦ શ્રી અરજિન ભવજળનો તારૂ ... ૧૬૬
સ્તુ૦ અરજિનવર રાયા, જેહની દેવી માયા ૧૬૭

## શ્રી મલ્લિનાથ-

ચૈ૦ મલ્લિનાથ ઓગણીશમા ... ૧૬૭
,, વૈદર્ભદેશ મિથિલાપુરી ... ... ૧૬૮

સ્ત૦ પંચમ સુરલોકના વાસી રે ... ૧૬૮
,, મલ્લિજિનેશ્વર અરચિત કેસર ... ૧૭૦
,, **ભોયણીમંડન** પ્રભુનું-જિનરાજા તાજા ૧૭૧
સ્તુ૦ મલ્લિજિન નમીયે, પૂરવલાં પાપ ગમીયે ૧૭૨
,, મલ્લિજિન નામે, સંપદા કોડિ પામે ૧૭૨
,, મલ્લિજિન રાજા, સેવીયે પુણ્યભાજા ૧૭૩

## શ્રી મુનિસુવ્રત સ્વામી-

ચૈ૦ જપો નિરંતર સ્નેહશું ... ... ૧૭૪
સ્ત૦ મુનિસુવ્રત કીજે મયા રે ... ૧૭૪
,, મુનિસુવ્રતશું મોહની-સાહેબજી ... ૧૭૫
સ્તુ૦ મુનિસુવ્રત નામે, જે ભવિ ચિત્ત કામે ૧૭૬

**શ્રી નમિનાથ-**

ચૈ૦ મિથિલાનગરી રાજિયો, વપ્રાસુત સાચો ૧૭૬
સ્ત૦ મુજ મનપંકજ ભમરલે ... ... ૧૭૬
સ્તુ૦ નમિયે નમિ નેહ ... ... ૧૭૭

**શ્રી નેમિનાથ-**

ચૈ૦ નેમિનાથ બાવીસમા, શિવાદેવી માય ૧૭૭
,, નેમિનાથ બાવીસમા, અપરાજીતથી આય ૧૭૮
સ્ત૦ પરમાતમ પૂરણકલા ... ... ૧૭૮
,, તુજ દરીશન દીઠું અમૃત મીઠું લાગે રે. ૧૮૦
,, નિરખો નેમિજિણંદને અરિહંતાજી ... ૧૮૧
,, ગિરિનારમંડન પ્રભુનું-મેં આજે દરિ-
સણ પાયા ... ... ... ૧૮૨
સ્તુ૦ રાજુલ વર નારી, રૂપથી રતિ હારી ૧૮૪
,, શ્રી ગિરનાર શિખર શણગાર ... ૧૮૪
,, સુર-અસુર-વંદિત-પાયપંકજ ... ૧૮૫
,, દુરિતભયનિવારં, મોહવિધ્વંસકારં ૧૮૫

શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ–ચૈત્યવન્દનો–

૧–સકલ ભવિજન ચમત્કારી ... ૧૮૫

૨–ૐ नमः पार्श्वनाथाय ... ... ૧૮૭

શ્રી પાર્શ્વનાથપ્રભુનાં ચૈત્યવન્દનો–

૧–આશ પૂરે પ્રભુ પાસજી ... ૧૮૮

૨–જય ચિન્તામણિ પાર્શ્વનાથ ... ૧૮૯

શ્રી શંખેશ્વર–પાર્શ્વનાથના છંદો–

૧–પાસ શંખેશ્વરા, સાર કર સેવકા ... ૧૮૯

૨ સેવો પાસ શંખેશ્વરો મન્નશુદ્ધે ... ૧૯૦

શ્રી શંખેશ્વર–પાર્શ્વનાથનાં સ્તવનો–

૧–અબ મોહે ઐસી આય બની ... ૧૯૧

૨–આજ શંખેશ્વર જિન ભેટીએ ... ૧૯૨

૩–નિત્ય સમરૂં સાહિબ સયણાં ... ૧૯૪

૪–સાર કર સાર કર સ્વામી શંખેશ્વરા ૧૯૬

૫–અંતરજામી સુણ અલવેસર ... ૧૯૭

૬–મોરી બૈયાં તો પકર શંખેશ સ્યામ ૧૯૮

શ્રી પંચાસર-પાર્શ્વનાથનાં સ્તવનો-

૧-પરમાતમ પરમેસરૂ, જગદીશ્વર જિનરાજ.૧૯૯

૨-મોહન મુજરો લેજો રાજ ... ૨૦૦

શ્રી ગોડી-પાર્શ્વનાથ જિન-સ્તવન-

૧-વામાનંદન જિનવર ગોડી ... ૨૦૨

શ્રી કલ્હારા-પાર્શ્વનાથ જિન-સ્તવન-

૧-પાસજી હો પ્રભુ પાસ કલ્હારા દેવ ... ૨૦૩

શ્રી શામલા-પાર્શ્વનાથ જિન-સ્તવન-

૧-અકલ સરૂપી શામલા સાહેબજી ... ૨૦૪

શ્રી સ્તંભન-પાર્શ્વનાથ જિન-સ્તવન-

૧-પરવાદી ઉલૂકા પરિ હરિ સમ ... ૨૦૫

શ્રી લોઢણ-પાર્શ્વનાથ જિન-સ્તવન-

૧-સિદ્ધ નિરંજન સમરો સજની ... ૨૦૭

શ્રી અંતરીક્ષ-પાર્શ્વનાથ જિન-સ્તવનો-

૧-સલુને પ્રભુ ભેટે, અંતરીક પ્રભુ ભેટે ... ૨૦૮

૨-જય જય જય જય પાસજિણંદ ... ૨૦૯

શ્રી ચિન્તામણિ-પાર્શ્વનાથ સ્તવન-
૧-વારી જાઉં રે ચિન્તામન પાસકી ... ૨૧૦
શ્રી દાદા-પાર્શ્વનાથ જિનપદો-
૧-સુખદાઈ રે સુખદાઈ ... ... ૨૧૧
૨-મેરે સાહિબ તુમહિ હો ... ... ૨૧૧
ઘોઘામંડન શ્રી નવખંડા-પાર્શ્વનાથ-સ્ત૦
૧-ઘનઘટા ભુવન રંગ છાયા ... ... ૨૧૨
શ્રી પાર્શ્વનાથપ્રભુનાં સ્તવનો-
૧-શ્રી પાસજી પ્રગટ પ્રભાવી... ... ૨૧૪
૨-પરમ પુરૂષ પરમાતમા, સાહેબજી ... ૨૧૫
શ્રી શંખેશ્વર-પાર્શ્વનાથની સ્તુતિઓ-
૧-શંખેશ્વર પાસજી પૂજીએ ... ... ૨૧૬
૨-સકલ સુરાસુર સેવે પાયા ... ... ૨૧૬
શ્રી પાર્શ્વનાથ-પ્રભુની સ્તુતિઓ-
૧-પાસજિણંદા વામાનંદા ... ... ૨૧૭
૨-श्रेयःश्रियां मंगलकेलिसद्म ... ... ૨૧૭

## શ્રી મહાવીરસ્વામીનાં ચૈત્યવંદનો.


૧-સિદ્ધારથ સુત વંદીયે, ત્રિશલાનો જાયો ૨૧૭
૨-વર્ધમાન જગદીસરૂ, જગબંધવ જગનાથ ૨૧૮


## શ્રી મહાવીરપ્રભુનાં સ્તવનો-


૧-વીરજિનેશ્વર સાહિબ મેરા... ... ૨૧૮
૨-સિદ્ધારથના રે નંદન વિનવું... ... ૨૨૦
૩-વીરજિણુંદ જગત ઉપગારી ... ... ૨૨૧
૪-તેરો દરસ મન ભાયો, ચરમજિન! ... ૨૨૨
૫-આજ જિનરાજ! મુજ કાજ સિધ્ધાં સવે ૨૨૩
૬-વંદો વીર જિનેશ્વરરાયા, ત્રિશલાદેવી... ૨૨૫
૭-વંદો વીર જિણેસરરાયા, ત્રિશલા માતા ૨૨૬
૮-વીર જિણેસર પ્રણમું પાયા ... ૨૨૭
૯-નારે પ્રભુ નહિ માનું ... ... ૨૨૮
૧૦-વીરજિનંદ કૃપાલ હો ... ... ૨૨૯
૧૧-બલીહારી જાઉં વારી ... ... ૨૩૦


## સમવસરણ-વર્ણનગર્ભિત મહાવીરસ્વામી સ્ત૦


૧-એક વાર વચ્છદેશ આવજો, જીણંદજી! ... ૨૩૦

**શ્રી વીરપ્રભુનાં દીવાળીનાં સ્તવનો-**

૧-મારગદેશક મોક્ષનો રે ... .. ૨૩૩

૨-જય જિનવર જગહિતકારી રે ... ૨૩૫

૩-મારે દીવાળી થઈ આજ ... ... ૨૩૬

**શ્રી મહાવીરસ્વામીની સ્તુતિઓ-**

૧-મહાવીરજિણંદા રાય સિદ્ધાર્થનંદા ... ૨૩૭

૨-જય જય ભવિ-હિતકર ... ... ૨૩૭

૩-कल्याणमन्दिरमुदारमवद्यभेदि ... ... ૨૩૭

૪-नम्रेन्द्रमौलिप्रपतत्पराग ... ... ૨૩૮

૫-कनकसमशरीरं प्राप्तसंसारतीरं ... ... ૨૩૮

## : ચોથો-વિભાગ :

**શ્રી સીમંધર સ્વામીનાં ચૈત્યવંદનો—**

૧-શ્રી સીમંધર જગધણી, આ ભરતે આવો. ૨૩૯

૨-શ્રી સીમંધર વીતરાગ ... ... ૨૪૦

૩-સીમંધર પરમાતમા ... ... ૨૪૦

**શ્રી સીમંધર જિનસ્તવનો—**

૩-સાહેબ શ્રી સીમંધર સાહિબા ... ૨૪૨

૨-પુષ્પખલવઈ વિજયે જયો રે ... ૨૪૪
૩-શ્રી સીમંધર સાહિબા ... ... ૨૪૫
૪-સુણો ચંદાજી ... ... ... ૨૪૬
૫-શ્રી સીમંધર જિન-વિનતિ ... ... ૨૪૭
**શ્રી સીમંધર જિન સ્તુતિઓ—**
૧-શ્રી સીમંધર દેવ સુહંકર ... ... ૨૫૨
૨-શ્રી સીમંધર મુજને વ્હાલા ... ૨૫૨
૩-શ્રી સીમંધર જિનવર ... ... ૨૫૩
**સર્વ-સાધારણ જિન-ચૈત્યવન્દનો—**
૧-જય જય શ્રી જિનરાજ! આજ ... ૨૫૩
૨-પરમાનંદ પ્રકાશ ભાસ ... ... ૨૫૪
૩-પરમેશ્વર પરમાતમા ... ... ૨૫૫
૪-તુજ મૂર્તિને નિરખવા ... ... ૨૫૫
**શ્રી સિદ્ધપરમાત્માનું ચૈત્યવંદન—**
૧-અજ અવિનાશી અકલ જે ... ૨૫૬
**શ્રી પંચ-પરમેષ્ઠિનું ચૈત્યવંદન—**
૧-બાર ગુણ અરિહંતદેવ ... ... ૨૫૬

ચોવીસ જિનલંછન ચૈત્યવંદન—
૧-વૃષભલંછન ઋષભદેવ ... ... ૨૫૭
ચોવીસ જિનના વર્ણનું ચૈત્યવંદન—
૩-પદ્મપ્રભુ ને વાસુપૂજ્ય ... ... ૨૫૮
સર્વ-સાધારણ જિનસ્તવનો—
૧-સકલ સમતા સુરલતાનો ... ... ૨૫૮
૨-જિણંદા પ્યારા મુણિંદા પ્યારા ... ૨૬૦
શ્રી જિનપંચક-સ્તવન—
૧-પંચ પરમેશ્વરા પરમ અલવેસરા ... ૨૬૦
પ્રભુના અદ્‌ભુત રૂપનું સ્તવન.
૧-દેખો માઈ અજબ રૂપ જિનજી કો ... ૨૬૨
શ્રી સર્વ-સાધારણ જિન સ્તુતિઓ—
૧-છત્ર ત્રય ચામર, તરૂ અશોક સુખકાર... ૨૬૨
૨-એકાદશ જશ અતિશય પ્રગટે ... ૨૬૩
શ્રી ચોવીસ જિન-સ્તુતિ—
૧-અષ્ટાપદે શ્રી આદિ-જિનવર ... ૨૬૩
શ્રી સિદ્ધચક્રજીનાં ચૈ૦ સ્ત૦ સ્તુતિ—
ચૈ૦ જો ધુરી સિરિ અરિહંત મૂલ ... ૨૬૩

સ્ત૦ સિદ્ધચક્ર વર સેવા કીજે ... ૨૬૪
,, શ્રી સિદ્ધસ્વરૂપ-દર્શક પૂજા ... ૨૬૬
સ્તુ૦ અંગદેશ ચંપાપુરીવાસી ... ... ૨૬૮
,, જિનશાસન વંછિતપૂરણ ... ... ૨૬૮
,, પ્રહ ઉઠી વંદુ સિદ્ધચક્ર સદાય ... ૨૬૯
,, સિદ્ધચક્ર આરાધો ... ... ૨૬૯

**શ્રી અનન્તવીર્ય જિનસ્તવન—**

૧-અનંતવીરજ અરિહંત! સુણો મુજ વિનતિ ૨૬૯

**શ્રી આબુજી તીર્થનાં સ્તવનો—**

૧-આદિ જિણેસર પૂજતાં દુઃખ મેટો રે ૨૭૧
૨-આવો આવોને રાજ ... ... ૨૭૩

**શ્રી રાણકપુર તીર્થનું સ્તવન—**

૧-જગપતિ જયો જયો ઋષભજિણંદ ... ૨૭૪

**શ્રી સમ્મેતશિખર-ગિરિનાં સ્તવનો—**

૧-સમ્મેતશિખર જિન વંદીએ ... ... ૨૭૫
૨-જઈ પૂજો લાલ, સમેતશિખર ... ૨૭૭
૩-આજ સફલ દિન ઉગ્યો હો ... ૨૭૮

૪–સમેતશિખરની જાતરા નિત્ય કરીએ ... ૨૭૯

**શ્રી અષ્ટાપદગિરિ તીર્થનું સ્તવન–**

૧–અષ્ટાપદ અરિહંતજી ... ... ૨૮૦

## : પાંચમો–વિભાગ :

**શ્રી જિનેશ્વરદેવની અષ્ટપ્રકારી પૂજા–**

૧–શ્રી જિનપૂજાની સાત શુદ્ધિ ... ૨૮૨
૨–શ્રી જિનમન્દિરમાં પ્રવેશ સંબંધી ... ૨૮૫
૩–અષ્ટપ્રકારી પૂજાનો ક્રમ–દુહા સાથે ... ૨૮૫

**પં. શ્રી વીરવિજયજી–કૃત સ્નાત્ર–પૂજા**

૧–સ્નાત્ર–વિધિ ... ... ... ૨૯૨
૨–સ્નાત્ર–પૂજા ... ... ... ૨૯૪
૩–લૂણ ઉતારણું ... ... ... ૩૦૬
૪–આરતી ... ... ... ૩ ૭
૫–મંગલ દીવો ... ... ... ૩૦૭
શ્રી પુન્યપ્રકાશનું સ્તવન ... ... ૩૦૮



## શ્રી સિદ્ધાચલ-મહાતીર્થાદિ સ્તવનાવલી.

## : મંગલાચરણ-વિભાગ :

## પ્રભુ સન્મુખ બોલવાની સ્તુતિઓ

पूर्णानन्दमयं महोदयमयं, कैवल्यचिद्दङ्मयं,
रूपातीतमयं स्वरूपरमणं, स्वाभाविकीश्रीमयम् ।
ज्ञानोद्योतमयं कृपारसमयं, स्याद्वादविद्यालयं,
श्रीसिद्धाचलतीर्थराजमनिशं, वन्देऽहमादीश्वरम् ॥१॥

नेत्रानन्दकरी भवोदधितरी, श्रेयस्तरोर्मञ्जरी,
श्रीमद्धर्ममहानरेन्द्रनगरी, व्यापल्लताधूमरी ।
हर्षोत्कर्षशुभप्रभावलहरी, रागद्विषां जित्वरी,
मूर्तिः श्रीजिनपुङ्गवस्य भवतु, श्रेयस्करी देहिनाम् ॥२॥

विश्वानन्दकरी भवाम्बुधितरी सर्वापदां कर्त्तरी,
मोक्षाध्वैकविलङ्घनाय विमला विद्या परा खेचरी।
दृष्टया भावितकल्मषापनयने बद्धा प्रतिज्ञा दृढा,
रम्यार्हत्प्रतिमा तनोतु भविनां सर्वं मनोवांछितम् ॥३॥
अद्य मे सफलं जन्म, अद्य मे सफला क्रिया।
अद्य मे सफलं गात्रं, जिनेन्द्र! तव दर्शनात् ॥ ४ ॥

नागेन्द्रनिर्मितफणाञ्चितमौलिपार्श्वः,
यो भात्युपासकसुरासुरनाथपार्श्वः।
यत्तीर्थरक्षणपरो विदितोऽस्ति पार्श्वः,
शङ्खेश्वराधिपतिरस्तु सुखाय पार्श्वः ॥ ५ ॥
सकलकुशलवल्ली—वर्द्धने मेघतुल्यो,
भविककमलहेलिः, सौख्यसम्पत्प्रवालः।
सुखजलनिधिचन्द्रो, देवदेवेन्द्रवन्द्यो,
वितरतु विजयं नः, पार्श्वनाथो जिनेन्द्रः ॥६॥

किं पीयूषमयी कृपारसमयी कर्पूरपारीमयी,
किं वानन्दमयी महोदयमयी सद्ध्यानलीलामयी।
तत्त्वज्ञानमयी सुदर्शनमयी निस्तन्द्रचन्द्रप्रभा,
सारस्फारमयी पुनातु सततं मूर्त्तिस्त्वदीया सताम् ॥७॥
किं कर्पूरमयं सुधारसमयं, किं चन्द्ररोचिर्मयं,
किं लावण्यमयं महामणिमयं कारुण्यकेलिमयम् ।
विश्वानन्दमयं महोदयमयं, शोभामयं चिन्मयं,
शुक्लध्यानमयं वपुर्जिनपते,—भूयाद् भवालम्बनम् ॥८॥

सम्यक्सुरेन्द्रकृतसंस्तुतिपादपद्म—
मुद्दामकामकरिराजकठोरसिंहम् ।
सद्धर्मदेशकवरं वरदं नतोऽस्मि,
वीरं विशुद्धतरबोधनिधिं सुधीरम् ॥ ९ ॥

कल्याणपादपारामं, श्रुतगंगाहिमाचलम् ।
विश्वाम्भोजरविं देवं, वन्दे श्रीज्ञातनंदनम् ॥ १० ॥

तुभ्यं नमस्त्रिभुवनार्त्तिहराय नाथ !,
तुभ्यं नमः क्षितितलामलभूषणाय ।
तुभ्यं नमस्त्रिजगतः परमेश्वराय,
तुभ्यं नमो जिन ! भवोदधिशोषणाय ॥११॥

आकर्णितोऽपि महितोऽपि निरीक्षितोऽपि,
नूनं न चेतसि मया विधृतोऽसि भक्त्या ।
जातोऽस्मि तेन जनबान्धव ! दुःखपात्रं,
यस्मात् क्रियाः प्रतिफलन्ति न भावशून्याः ॥१२॥

नमो दुर्वाररागादि–वैरिवारनिवारिणे ।
अर्हते योगिनाथाय, महावीराय तायिने ॥ १३ ॥

जिने भक्तिर्जिने भक्ति–र्जिने भक्तिर्दिने दिने ।
सदा मेऽस्तु सदा मेऽस्तु, सदा मेऽस्तु भवे भवे ॥१४॥

दर्शनं देवदेवस्य, दर्शनं पापनाशनम् ।
दर्शनं स्वर्गसोपानं, दर्शनं मोक्षसाधनम् ॥ १५ ॥

दर्शनाद् दुरितध्वंसी, वन्दनाद् वाञ्छितप्रदः ।
पूजनात् पूरकः श्रीणां, जिनः साक्षात् सुरद्रुमः ॥१६।

[ ૧૭ ]

જે દૃષ્ટિ પ્રભુ દર્શન કરે તે દૃષ્ટિને પણ ધન્ય છે, જે જીભ જિનવરને સ્તવે તે જીભને પણ ધન્ય છે; પીયે મુદા વાણી સુધા તે કર્ણ-યુગને ધન્ય છે, તુજ નામ મંત્ર વિશદ ધરે તે હૃદયને નિત ધન્ય છે.

[ ૧૮ ]

સહુ આપ્તના શિરદાર હે જગદીશ ! તું એકજ સદા, મુજને મળ્યો તું સફલ મનને ઇષ્ટ આપે સંપદા; હે નાથ ! નિજ સેવક ગણી મુજને સ્વીકારો સ્નેહથી, તુલના ધરૂં હું તાહરી ઉત્કર્ષ પામું જેહથી.

[ ૧૯ ]

દીક્ષા ગ્રહી પ્રથમ તીર્થ તમેજ સ્થાપ્યું,
કૈ ભવ્યનું કઠણ દુઃખ અનંત કાપ્યું;
એ’વા પ્રભુ પ્રણમીયે પ્રણયે તમોને,
મેવા પ્રભુ શિવ તણા અરપો અમોને.

[ ૨૦ ]

સુણ્યા હશે પૂજ્યા હશે નિરખ્યા હશે પણ કો ક્ષણે,
હે ! જગતબંધુ ચિત્તમાં ધાર્યા નહિ ભક્તિપણે;
જન્મ્યો પ્રભુ તે કારણે દુઃખ પાત્ર હું સંસારમાં,
હા ! ભક્તિ તે ફળતી નથી જે ભાવ શૂન્યાચારમાં.

[ ૨૧ ]

છે પ્રતિમા મનોહારિણી દુઃખ હરી–શ્રી વીરજિણંદની, ભક્તોને છે સર્વદા સુખકરી–જાણે ખીલી ચંદની; આ પ્રતિમાના ગુણ ભાવ ધરીને– જે માણસો ગાય છે, પામી સઘળાં સુખ તે જગતનાં–મુક્તિ ભણી જાય છે.

[ ૨૨ ]

આયો શરણે તુમારે-
  જિનવર કરજો-આશ પૂરી અમારી,
નાઠ્યો ભવ પાર મ્હારો-
  તુમ વિણુ જગમાં-સાર લે કોણુ મ્હારી;
ગાયો જિનરાજ આજે-
  હરષ અધિકથી-પરમ આનંદકારી,
પાયો તુમ દર્શ નાસે-
  ભવોભવ ભ્રમણા-નાથ! સર્વે અમ્હારી.

[ ૨૩ ]

ઈહિ જગતસ્વામી મોહવામી મોક્ષગામી સુખ-કરૂ, પ્રભુ અકલંક અમલ અખંડ નિર્મલ ભવ્ય-મિથ્યાત્વહરૂ; દેવાધિદેવા ચરણ-સેવા નિત્ય મેવા આપિયે; નિજ દાસ જાણી દયા આણી આપ સમોવડ થાપિયે.

[ ૨૪ ]

સકલ કરમવારી, મોક્ષ–માર્ગાધિકારી,
ત્રિભુવન ઉપગારી, કેવલજ્ઞાન ધારી;
ભવિજન નિત્ય સેવો, દેવ એ ભક્તિભાવે,
એહીજ જિન ભજંતાં, સર્વ સંપત્તિ આવે.

[ ૨૫ ]

જિનવર પદ સેવા, સર્વ સંપત્તિ દાઇ,
નિશદિન સુખદાઈ, કલ્પવલ્લી સહાઈ;
નમિ વિનમિ લહી જે, સર્વ વિદ્યા વડાઈ;
ઋષભ જિનહ સેવા, સાધતાં તેહ પાઈ.

[ ૨૬ ]

પ્રભુ દર્શન સુખ સંપદા, પ્રભુ દર્શન નવનિદ્ધ;
પ્રભુ દર્શનથી પામીયે, સકલ પદારથ સિદ્ધ.

[ ૨૭ ]

ભાવે જિનવર પૂજીયે, ભાવે દીજે દાન;
ભાવે ભાવના ભાવીયે, ભાવે કેવળજ્ઞાન.

[ ૨૮ ]

જીવડા જિનવર પૂજીએ, પૂજાનાં ફળ હોય;
રાજા નમે પ્રજા નમે, આણુ ન લોપે કોય.

[ ૨૯ ]

ફુલડાં કેરા બાગમાં, બેઠા શ્રી જિનરાજ;
જેમ તારામાં ચંદ્રમા, તેમ શોભે મહારાજ.

[ ૩૦ ]

ત્રિભુવન નાયક તું ધણી, મહા મ્હોટો મહારાજ;
મ્હોટે પુણ્યે પામીઓ, તુમ દરિશન હું આજ.

[ ૩૧ ]

આજ મનોરથ સવિ ફળ્યા, પ્રગટ્યા પુણ્ય કલ્લોલ;
પાપ કરમ દૂરે ટળ્યાં, નાઠાં દુઃખ દંદોલ.

[ ૩૨ ]

પંચમ કાળે પામવો, દુર્લભ પ્રભુ દેદાર;
તો પણ ત્હારા નામનો, છે મ્હોટો આધાર.

[ ૩૩ ]

શ્રી આદીશ્વર શાંતિ નેમિ જિનને,
શ્રી પાર્શ્વ વીર પ્રભો,
એ પાંચે જિનરાજ આજ પ્રણમું,
હેતે કરી હે વિભો;
કલ્યાણે કમલા સદૈવ વિમલા,
વૃદ્ધિ પમાડો અતિ,
એહવા ગૌતમસ્વામી લબ્ધિ ભરીઆ,
આપો સદા સન્મતિ.

[ ૩૪ ]

પ્રણુમી શ્રી પ્રભુ વીરને પ્રથમમાં, માંગલ્યકારી સદા,
બીજા શ્રી ગુરૂ ગૌતમ ગણુધરા, વંદે ટળે આપદા;
ત્રીજા શ્રીસ્થૂલિભદ્રને પ્રણુમીએ, કોશ્યા ઘરે જે રહ્યા,
મૂકી તેહના ભોગ યોગ ગ્રહીને, સ્વર્ગે પછીથી ગયા.



# ❀ સૂચના ❀

કોઈ પણ ચૈત્યવન્દન કરતી વેળાએ, ચૈત્યવન્દન બોલતાં પહેલાં નીચેની સ્તુતિ બોલવામાં આવે છે:—

**सकलकुशलवल्ली–पुष्करावर्त्तमेघो ।**
**दुरिततिमिरभानुः, कल्पवृक्षोपमानः ॥**
**भवजलनिधिपोतः, सर्वसंपत्तिहेतुः ।**
**स भवतु सततं वः, श्रेयसे शान्तिनाथः ॥ १ ॥**

---

વધુમાં એ પણ ધ્યાનમાં રાખવું કે–'જાવંતિ ચેઈઆઈ' બોલ્યા પછી 'જાવંત કે વિ સાહૂ' બોલતાં પહેલાં—

**" ઇચ્છામિ ખમાસમણો ! વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ મત્થએણ વંદામિ ! "**

—એમ ખમાસમણ દેવાનું હોય છે. ૪, ૮, ૧૦, ૧૨ અને ૧૪ પાનામાં વિધિમાં તેનો ઉલ્લેખ કર્યો નથી, છતાં સમજી લેવું. ચૈત્યવંદન પદ્માસને કરવું જોઈએ, હાથ બરાબર જોડેલા રાખવા જોઈએ, જયવીયરાય બોલતાં હાથ ઉંચા કપાળ પાસે રાખવા તથા 'વારિજ્જઈ' આવતાં નીચા લાવવા અને શ્રી અરિહંત ચેઈયાણં બોલતાં પહેલાં ઉભા થવું–વિગેરે સમજી લેવું.

આ સામેના '**સૂચના**' વાળા પાનામાં 'ચૈત્યવન્દન પદ્માસને કરવું જોઈએ'—એમ જે છપાયું છે, તે બરાબર નથી. ત્રણ ખમાસમણ દઈ બે ઢીંચણ જમીન ઉપર રાખીને ચૈત્યવન્દન કહેવું, એમ પ્રારંભિક વિધિમાં જણાવેલું જ છે.

श्रीशंखेश्वरपार्श्वनाथाय नमो नमः।

श्रीमद्-विजयानन्दसूरीश्वरेभ्यो नमः।

# શ્રી સિદ્ધાચલ-મહાતીર્થાદિ

# સ્તવનાવલી.

: પ્રથમ-વિભાગ :

શ્રી સિદ્ધગિરિજીનાં પાંચ ચૈત્યવંદનો.

: વિધિ-સહિત. :

## ચૈત્યવંદનનો પ્રારંભિક વિધિ.

પ્રથમ ખમાસમણ દઈ, ઇરિયાવહી પડિક્કમી, યાવત્ લોગસ્સ સુધી કહી, પછી ઉત્તરાસંગ નાખી, ત્રણ ખમાસમણ દઈ–' ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ચૈત્યવંદન કરૂં ?'–' ઇચ્છં.' કહી, બેસી બન્ને ઢીંચણ ભૂમિ ઉપર સ્થાપન કરી ચૈત્યવંદન કરવું.

## ચૈત્યવંદન–પહેલું.

( તલાટીએ કરવાનું. )

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, દીઠે દુર્ગતિ વારે; ભાવ ધરીને જે ચઢે, તેને ભવ પાર ઉતારે ॥ ૧ ॥ અનંત સિદ્ધનો એહ ઠામ, સકલ તીર્થનો રાય; પૂર્વ નવાણું ઋષભદેવ, જ્યાં ઠવિયા પ્રભુ પાય ॥ ૨ ॥ સૂરજકુંડ સોહામણો, કવડ જક્ષ અભિરામ; નાભિરાયા કુલ-મંડણો, જિનવર કરૂં પ્રણામ ॥ ૩ ॥

## જં કિંચિ.

જં કિંચિ નામ તિત્થં. સગ્ગે પાયાલ માણુસે લોએ; જાઈં જિણબિંબાઇં, તાઇં સવ્વાઈં વંદામિ ॥ ૧ ॥

---

## નમોત્થુ ણં અથવા શક્રસ્તવ.

નમોત્થુ ણં, અરિહંતાણં, ભગવંતાણં । આઇગરાણં, તિત્થયરાણં, સયંસંબુદ્ધાણં । પુરિસુત્તમાણં, પુરિસ-સીહાણં, પુરિસવરપુંડરીઆણં, પુરિસવરગંધહત્થીણં । લોગુત્તમાણં, લોગનાહાણં, લોગહિઆણં, લોગપઇવાણં, લોગપજ્જોઅગરાણં । અભયદયાણં, ચક્ખુદયાણં, મગ્ગદયાણં, સરણદયાણં, બોહિદયાણં । ધમ્મદયાણં, ધમ્મદેસયાણં, ધમ્મનાયગાણં, ધમ્મસારહીણં, ધમ્મ-વરચાઉરંતચક્કવટ્ટીણં । અપ્પડિહયવરનાણદંસણધ-રાણં, વિઅટ્ટછઉમાણં । જિણાણં જાવયાણં, તિન્નાણં તારયાણં, બુદ્ધાણં બોહયાણં, મુત્તાણં મોઅગાણં । સવ્વ-નુણં, સવ્વદરિસિણં, સિવ-મયલ-મરૂઅ-મણંત-મક્ખય-મવ્વાબાહ-મપુણરાવિત્તિ, સિદ્ધિગઇનામધેયં,

ઠાણું સંપત્તાણં, નમો જિણાણં, જિઅભયાણં । જે અ અઇઆ સિદ્ધા, જે અ ભવિસ્સંતિ ણાગએ કાલે; સંપઈ અ વટ્ટમાણા, સવ્વે તિવિહેણ વંદામિ ॥

---

## જાવંતિ ચેઇઆઈ.

જાવંતિ ચેઇઆઈ, ઉડ્ઢે અ અહે અ તિરિઅલોએ અ;
સવ્વાઈ તાઈ વંદે, ઇહ સંતો તત્થ સંતાઈ ॥ ૧ ॥

---

## જાવંત કે વિ સાહૂ.

જાવંત કે વિ સાહૂ, ભરહેરવયમહાવિદેહે અ;
સવ્વેસિં તેસિં પણઓ, તિવિહેણ તિદંડવિરયાણં ॥૧॥

---

## પંચ પરમેષ્ઠિ–નમસ્કાર.

નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ ।

---

## શ્રી સિદ્ધાચળજીનું સ્તવન.

સિધ્ધાચલ ગિરિ ભેટચા રે, ધન્ય ભાગ્ય હમારાં;
॥ એ આંકણી ॥ એ ગિરિવરનો મહિમા મોટો

કહેતાં ન આવે પારા; રાયણ રૂખ સમોસર્યા સ્વામી, પૂરવ નવાણું વારા રે ॥ ધ૦ ॥ ૧ ॥ મૂળનાયક શ્રી આદિજિનેશ્વર, ચૌમુખ પ્રતિમા ચારા; અષ્ટ દ્રવ્યશું પૂજો ભાવે, સમકિત મૂળ આધારા રે ॥ ધ૦ ॥ ૨ ॥ ભાવભક્તિશું પ્રભુગુણ ગાતાં, અપના જન્મ સુધારા; યાત્રા કરી ભવિજન શુભ ભાવે, નરક તિર્યંચ ગતિ વારા રે ॥ ધ૦ ॥ ૩ ॥ દૂર દેશાંતરથી હું આવ્યો, શ્રવણે સુણી ગુણ તારા; પતિત-ઉદ્ધારણ બિરૂદ તુમારૂં, એ તીરથ જગ સારા રે ॥ ધ૦ ॥ ૪ ॥ સંવત અઢાર ત્યાસી માસ અષાઢો, વદિ આઠમ ભોમવારા; પ્રભુકે ચરણ પ્રતાપકે સંઘમાં, **ક્ષમારતન** પ્રભુ પ્યારા રે ॥ ધ૦ ॥ ૫ ॥

---

## જય વીયરાય.

જય વીયરાય જગગુરૂ, હોઉ મમં તુહ પભાવઓ ભયવં !; ભવનિવ્વેઓ મગ્ગા-ણુસારિઆ ઇટ્ઠફલસિદ્ધિ ॥ ૧ ॥ લોગવિરૂદ્ધચ્ચાઓ, ગુરૂજણપૂઆ પરત્થ-કરણં ચ; સુહગુરૂજોગો તવ્વયણ-સેવણા આભવમખંડા

॥ ૨ ॥ વારિજ્જઈ જઈવિ નિઆણ-બંધણં વીયરાય! તુહ સમએ; તહવિ મમ હુજ્જ સેવા, ભવે ભવે તુમ્હ ચલણાણં ॥ ૩ ॥ દુક્ખખ્ખઓ કમ્મક્ખઓ, સમાહિમરણં ચ બોહિલાભો અ; સંપજ્જઉ મહ એઅં, તુહ નાહ પણામકરણેણં ॥ ૪ ॥ સર્વ-મંગલ-માંગલ્યં, સર્વકલ્યાણકારણમ્; પ્રધાનં સર્વધર્માણાં, જૈનં જયતિ શાસનમ્ ॥ ૫ ॥

---

## અરિહંત ચેઈઆણં.

અરિહંતચેઇઆણં, કરેમિ કાઉસ્સગ્ગં । વંદણવત્તિઆએ, પૂઅણવત્તિઆએ, સક્કારવત્તિઆએ, સમ્માણવત્તિઆએ, બોહિલાભવત્તિઆએ, નિરૂવસગ્ગવત્તિઆએ । સદ્ધાએ, મેહાએ, ધીઈએ, ધારણાએ, અણુપ્પેહાએ વઢ્ઢમાણીએ ઠામિ કાઉસ્સગ્ગં ॥

---

## અન્નત્થ ઉસસિએણં.

અન્નત્થ ઉસસિએણં, નીસસિએણં, ખાસિએણં, છીએણં, જંભાઇએણં, ઉડ્ડુએણં, વાયનિસગ્ગેણં,

ભમલિએ, પિત્તમુચ્છાએ । સુહુમેહિં અંગસંચાલેહિં, સુહુમેહિં ખેલસંચાલેહિં, સુહુમેહિં દિટ્ઠિસંચાલેહિં । એવમાઇએહિં આગારેહિં, અભગ્ગો, અવિરાહિઓ, હુજ્જ મે કાઉસ્સગ્ગો । જાવ અરિહંતાણં ભગવંતાણં નમુક્કારેણં ન પારેમિ । તાવ કાયં ઠાણેણં, મોણેણં, ઝાણેણં, અપ્પાણં વોસિરામિ ॥

---

[ **પછી એક નવકારનો કાઉસગ્ગ** કરવો. કાઉસ્સગ્ગ પારી ' **નમોઽર્હત્૦** ' કહી સ્તુતિ કહેવી. ]

---

## શ્રી શત્રુંજય-સ્તુતિ.

શ્રી શત્રુંજય તીરથ સાર, ગિરિવરમાં જેમ મેરૂ ઉદાર, ઠાકુર રામ અપાર । મંત્ર માંહે નવકારજ જાણું, તારામાં જેમ ચંદ્ર વખાણું, જલધર જલમાં જાણું । પંખીમાંહે જેમ ઉત્તમ હંસ, કુળમાંહે જેમ ઋષભનો વંશ, નાભિ તણો જે અંશ । ક્ષમાવંતમાં શ્રીઅરિહંત, તપશૂરા મુનિવર મહંત, શત્રુંજય ગિરિ ગુણવંત ॥ ૧ ॥

# ચૈત્યવંદન-બીજું.



## શ્રી શાંતિનાથસ્વામીનું ચૈત્યવંદન.

શાંતિજિનેશ્વર સોલમા, અચિરાસુત વંદો; વિશ્વ-સેનકુળનભોમણિ, ભવિજન સુખકંદો ॥ ૧ ॥ મૃગ-લંછન જિન આઉખું, લાખ વરસ પ્રમાણ; હત્થિણા-ઉર નયરી ધણી, પ્રભુજી ગુણમણિ-ખાણ ॥ ૨ ॥ ચાલીશ ધનુષની દેહડી એ, સમચોરસ સંઠાણ; વદન **પદ્મ** જ્યું ચંદલો, દીઠે પરમ કલ્યાણ ॥ ૩ ॥

---

[ પછી **જં કિંચિ૦ - નમોત્થુ ણં૦ - જાવંતિ૦ - જાવંત૦ - નમોઽર્હત્**૦-કહી **સ્તવન** કહેવું. ].

---

## શ્રી શાંતિનાથ પ્રભુને વિનતિ રૂપ-સ્તવન.

સુણો શાંતિજિણંદ સોભાગી, હું તો થયો છું તુમ ગુણરાગી; તુમે નિરાગી ભગવંત, જોતાં કિમ મળશે તંત ॥ **સુણો**૦ ॥ ૧ ॥ હું તો ક્રોધ કષાયનો

ભરીઓ, તું તો ઉપશમ રસનો દરીયો; હું તો અજ્ઞાને આવરીઓ, તું તો કેવળ કમળા વરીઓ ॥ સુણો૦ ॥ ॥ ૨ ॥ હું તો વિષયા રસનો આશી, તેં તો વિષયા કીધી નિરાશી; હું તો કરમને ભારે ભાર્યો, તેં તો પ્રભુ ભાર ઉતાર્યો ॥ સુણો૦ ॥ ૩ ॥ હું તો મોહ તણે વશ પડીઓ, તેં તો સબળા મોહને હણીઓ; હું તો ભવ સમુદ્રમાં ખુંચ્યો, તું તો શિવ-મંદિરમાં પહોંચ્યો ॥ સુણો૦ ॥ ૪ ॥ મારે જન્મ મરણનો જોરો, તેં તો તોડચો તેહનો દોરો; મારો પાસો ન મેલે રાગ, તમે પ્રભુજી થયા વીતરાગ ॥ સુણો૦ ॥ ૫ ॥ મને માયાએ મૂકયો પાસી, તું તો નિરબંધન અવિનાશી; હું તો સમકિતથી અધુરો, તું તો સકળ પદારથે પૂરો ॥ સુણો૦ ॥ ૬ ॥ મારે તો છો પ્રભુ તુંહી એક, ત્હારે મુજ સરીખા અનેક; હું તો મનથી ન મૂકું માન, તું તો માનરહિત ભગવાન ॥ સુણો૦ ॥ ॥ ૭ ॥ મારૂં કીધું કશું નવિ થાય, તું તો રંકને કરે છે રાય; એક કરો મુજ મહેરબાની, મારો મુજરો

લેજો માની ॥ સુણો૦ ॥ ૮ ॥ એક વાર જો નજરે નિરખો, તો કરો મુજને તુજ સરીખો; જો સેવક તુમ સરીખો થાશે, તો ગુણ તમારા ગાશે ॥ સુણો૦ ॥ ॥ ૯ ॥ ભવો ભવ તુમ ચરણોની સેવા, હું તો માગું દેવાધિદેવા; સામું જુઓને સેવક જાણી, એવી ઉદય-**રતનની** વાણી ॥ સુણો૦ ॥ ૧૦ ॥

---

[ ત્યારબાદ-**જય વીયરાય૦ – અરિહંતચેઇયાણં – અન્નત્થ૦**-કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરવો. કાઉસ્સગ્ગ પારી-**નમોઽર્હત્૦**-કહી **સ્તુતિ** કહેવી. ]

---

## શ્રી શાંતિનાથસ્વામીની સ્તુતિ.

શાંતિજિનેશ્વર સમરીએ, જેની અચિરા માય વિશ્વસેનકુળ ઉપન્યા, મૃગ લંછન પાય ॥ ગજપુરી નયરીનો ધણી, કંચન વરણી છે કાય, ધનુષ ચાલીસ તસ દેહડી, લાખ વરસનું આય ॥ ૧ ॥

---

## ચૈત્યવંદન–ત્રીજું.

( રાયણ પગલાંનું. )

વિમલગિરિવર સયલ અઘહર ભવિકજન મન-રંજનો । નિજ રૂપ ધારી પાપ ટારી આદિ જિન મદભંજનો ॥ જગજીવ તારે ભરમ ફારે સયલ અરિ-દલ-ગંજનો । પુંડરીક–ગિરિવર શૃંગ શોભે આદિનાથ નિરંજનો ॥ ૧ ॥ અજ અમર અચલ આનંદ રૂપી, જન્મ–મરણ–વિહંડનો । સુર–અસુર ગાવે ભક્તિભાવે વિમલગિરિ જગમંડનો ॥ પુંડરીક–ગણધર રામ પાંડવ આદિ લે બહુ મુનિવરા । જીહાં મુક્તિ રામા વર્યા રંગે કર્મ કંટક સહુ જરા ॥ ૨ ॥ કોઈ તીર્થ જગમાં અન્ય નાંહી વિમલગિરિ સમ તારકં । દૂર-ભવિયા જે અભવિયા સદા દૃષ્ટિનિવારકં ॥ એક ત્રીજે પંચમે ભવ વરે શિવ દુઃખવારકં । યહ આશ ધારી શરણ થારી આતમા હિતકારકં ॥ ૩ ॥

[પછી–જં કિંચિ૦ – નમોત્થુ ણં૦–જાવંતિ૦ – જાવંત૦ – નમોઽર્હત્ કહી સ્તવન કહેવું.]

---

## રાયણ પગલાંનું સ્તવન.

નીલુડી રાયણ તરૂ તળે–સુણ સુંદરી, પીલુડા પ્રભુના પાય રે–ગુણ મંજરી; ઉજ્વલ ધ્યાને ધ્યાઈએ ॥ સુણ૦ ॥ એહીજ મુક્તિ ઉપાય રે ॥ ગુણ૦ ॥ ૧ ॥ શીતળ છાયાએ બેસીએ ॥ સુણ૦ ॥ રાતડો કરી મન રંગ રે ॥ ગુણ૦ ॥ પૂજીએ સોવન ફૂલડે ॥સુણ૦॥ જેમ હોય પાવન અંગ રે ॥ ગુણ૦ ॥ ૨ ॥ ખીર ઝરે જેહ ઉપરે ॥ સુણ૦ ॥ નેહ ધરીને એહ રે ॥ ગુણ૦ ॥ ત્રીજે ભવે તે શિવ લહે ॥ સુણ૦ ॥ થાયે નિર્મળ દેહ રે ॥ ગુણ૦ ॥ ૩ ॥ પ્રીત ધરી પ્રદક્ષિણા ॥ સુણ૦ ॥ દીએ એહને જે સાર રે ॥ ગુણ૦ ॥ અભંગ પ્રીતિ હોય જેહને ॥ સુણ૦ ॥ ભવ ભવ તુમ આધાર રે ॥ ગુણ૦ ॥ ૪ ॥ કુસુમપત્ર ફળ મંજરે ॥ સુણ૦ ॥ શાખા થડ ને મૂળ રે ॥ ગુણ૦ ॥ દેવ તણા વાસાય છે

॥ સુણ૦ ॥ તીરથને અનુકૂળ રે ॥ ગુણ૦ ॥ ૫ ॥ તીરથ ધ્યાન ધરો મુદા ॥ સુણ૦ ॥ સેવો એહની છાંય રે ॥ ગુણ૦ ॥ **જ્ઞાનવિમલ** ગુણ ભાખિયો ॥ સુણ૦ ॥ શત્રુંજયમાહાત્મ્યમાંહી રે ॥ ગુણ૦ ॥ ૬ ॥

---

[ ત્યારબાદ–**જય વીયરાય૦ – અરિહંતચેઇયાણં૦ – અન્નત્થ૦**–કહી **એક નવકારનો કાઉસ્સગ્ગ** કરી, પારી–**નમોઽર્હત્૦** – કહી **સ્તુતિ** કહેવી. ]

---

## સ્તુતિ.

શ્રી શત્રુંજયે આદિજિન આવ્યા, પૂર્વ નવાણું વારજી, અનંત લાભ ઇહાં જિનવર જાણી, સમોસર્યા નિરધારજી; વિમળગિરિવર મહિમા મોટો, સિદ્ધાચળ ઇણે ઠામજી; કાંકરે કાંકરે અનંતા સિધ્યા, એકસો ને આઠ ગિરિ નામજી ॥ ૧ ॥

# ચૈત્યવંદન-ચોથું.

## શ્રી પુંડરીકસ્વામીનું ચૈત્યવંદન.

આદીશ્વર જિનરાયનો, ગણધર ગુણવંત, પ્રગટ નામ પુંડરીક જાસ, મહીમાંહે મહંત ॥ ૧ ॥ પંચ કોડી સાથે મુણિંદ, અણુસણ તિહાં કીધ; શુક્લ ધ્યાન ધ્યાતાં અમૂલ, કેવળ તિહાં લીધ. ॥ ૨ ॥ ચૈત્રી પૂનમને દિને એ, પામ્યા પદ મહાનંદ; તે દિનથી પુંડરીકગિરિ, નામ દાન સુખકંદ ॥ ૩ ॥

[પછી-જં કિંચિ૦ - નમોત્થુ ણં૦--જાવંતિ૦ - જાવંત૦ - નમોઽર્હત્૦ - કહી સ્તવન કહેવું. ]

## શ્રી પુંડરીકસ્વામીનું સ્તવન

એક દિન પુંડરીક ગણધરૂ રે લાલ, પૂછે શ્રી આદિજિણંદ સુખકારી રે; કહીએ તે ભવ જલ ઉતરી રે લાલ, પામીશ પરમાનંદ, ભવ વારી રે ॥ એક૦ ॥ ૧ ॥

કહે જિન ઈણુ ગિરિ પામશો રે લાલ, જ્ઞાન અને નિર-
વાણુ, જયકારી રે; તીરથ મહિમા વાધશે રે લાલ, અધિક
અધિક મંડાણુ, નિરધારી રે ॥ એક૦ ॥ ૨ ॥ ઇમ નિસુ-
ણીને ઈહાં આવીયા રે લાલ, ઘાતી કરમ કર્યાં દૂર, તમ
વારી રે; પંચ ક્રોડ મુનિ પરિવર્યા રે લાલ, હુઆ સિદ્ધિ
હજુર, ભવ વારી રે ॥ એક૦ ॥ ૩ ॥ ચૈત્રી પૂનમ
દિન કીજીયે રે લાલ, પૂજા વિવિધ પ્રકાર, દિલ ધારી રે;
ફળ પ્રદક્ષિણા કાઉસગા રે લાલ, લોગસ્સ થુઈ નમુક્કાર,
નર નારી રે ॥ એક૦ ॥ ૪ ॥ દશ વીશ ત્રીશ ચાળીશ
ભલાં રે લાલ, પચાસ પુષ્પની માળ, અતિ સારી રે;
નરભવ લાહો લીજીયે રે લાલ, જેમ હોય **જ્ઞાન** વિશાળ,
મનોહારી રે ॥ એક૦ ॥ ૫ ॥

---

[ ત્યારબાદ – **જય વીયરાય૦** – **અરિહંતચેઇ-
યાણું૦** – **અન્નત્થ૦**–કહી **નવકારનો** કાઉસ્સગ્ગ કરવો
અને કાઉસ્સગ્ગ પારી–**નમોઽર્હત્**૦–કહી **સ્તુતિ** કહેવી.]

---

## શ્રી પુંડરીકસ્વામીની સ્તુતિ.

પુંડરીકમંડણ પાય પ્રણમીજે,આદીશ્વર જિનચંદાજી, નેમિ વિના ત્રેવીશ તીર્થંકર, ગિરિ ચઢિયા આણંદાજી; આગમમાંહે પુંડરીક મહિમા, ભાખ્યો જ્ઞાનદિણંદાજી,ચૈત્રી પુનમ દિન દેવી ચક્રેસરી, સૌભાગ્ય દ્યો સુખકંદાજી ॥ ૧ ॥

---

## ચૈત્યવંદન–પાંચમું.

( મૂળ નાયક પ્રભુનું. )

વિમલ–કેવલજ્ઞાન–કમલા, કલિત–ત્રિભુવન–હિત-કરં, સુરરાજ–સંસ્તુત–ચરણપંકજ, **નમો આદિ જિનેશ્વરં** ॥ ૧ ॥ વિમલગિરિવર–શૃંગમંડણ, પ્રવર–ગુણગણ–ભૂધરં; સુર–અસુર–કિન્નર–કોડીસેવિત, **નમો આદિ૦** ॥ ૨ ॥ કરતી નાટક કિન્નરીગણ, ગાય જિનગુણ મનહરં; નિર્જરાવલી નમે અહોનિશ, **નમો આદિ૦** ॥ ૩ ॥ પુંડરીક–ગણપતિ સિદ્ધિ સાધી, કોડી પણ મુનિ મનહરં; શ્રીવિમલગિરિવર-

શૃંગ સિદ્ધા, **નમો આદિ૦** ॥ ૪ ॥ નિજ સાધ્ય સાધન સુર મુનિવર, કોડિનંત એ ગિરિવરં; મુક્તિ રમણી વર્યા રંગે, **નમો આદિ૦** ॥ ૫ ॥ પાતાલ નર સુરલોક માંહી, વિમલગિરિવરતો પરં; નહીં અધિક તીરથ તીર્થપતિ કહે, **નમો આદિ૦** ॥ ૬ ॥ એમ વિમલગિરિવર-શિખરમંડણ, દુઃખવિહંડણ ધ્યાઇયે; નિજ શુદ્ધ સત્તા સાધનાર્થં પરમ જ્યોતિ નિપાઇયે ॥ ૭ ॥ જિત-મોહ-કોહ-વિછોહ-નિદ્દા, પરમપદ સ્થિતિ જયકરં, ગિરિરાજસેવા-કરણતત્પર **પદ્મવિજય** સુહિતકરં ॥ ૮ ॥

---

[પછી- **જં કિંચિ૦ - નમોત્થુ ણં૦ - જાવંતિ૦ જાવંત૦ - નમોઽર્હત્**૦-કહી **સ્તવન** કહેવું. ]

---

## શ્રી ઋષભદેવસ્વામીનું સ્તવન.

માતા મરૂદેવીના નંદ, દેખી તાહરી મૂરતિ મારૂં મન લોભાણુંજી; મારૂં દિલ લોભાણુંજી ॥ **દેખી૦** ॥ કરૂણા-

નાગર કરૂણાસાગર, કાયા કંચનવાન; ધોરી લંછન પાઉલે કાંઈ, ધનુષ પાંચસે માન **॥ માતા૦ ॥ ૧ ॥** ત્રિગડે બેસી ધર્મ કહંતા, સુણે પર્ષદા બાર, જોજનગામિની વાણી મીઠી, વરસંતી જળધાર **॥ માતા૦ ॥ ૨ ॥** ઉર્વશી રૂડી અપચ્છરાને, રામા છે મન રંગ; પાયે નેપુર રણઝણે કાંઈ, કરતી નાટારંભ **॥ માતા૦ ॥ ૩ ॥** તુંહી બ્રહ્મા તુંહી વિધાતા, તું જગતારણહાર; તુજ સરીખો નહિ દેવ જગતમાં, અડવડીઆ આધાર **॥ માતા૦ ॥ ૪ ॥** તુંહી ભ્રાતા તુંહી ત્રાતા, તુંહી જગતનો દેવ; સુર નર કિન્નર વાસુદેવા, કરતા તુજ પદ સેવ **॥ માતા૦ ॥ ૫ ॥** શ્રી સિદ્ધાચળ તીરથ કેરો, રાજા ઋષભજિણંદ; કીર્ત્તિ કરે **માણેકમુનિ** તાહરી, ટાળો ભવ ભય ફંદ **॥ માતા૦ ॥ ૬ ॥**

---

[પછી – **જય વીયરાય૦-અરિહંતચેઇયાણં૦-અન્નત્થ૦-કહી એક નવકારનો કાઉસ્સગ્ગ** કરવો. કાઉસ્સગ્ગ પારી **નમોઽર્હત્૦** કહી **સ્તુતિ** કહેવી. ]

---

## ૧૯

# શ્રી ઋષભદેવસ્વામીની સ્તુતિ.

શ્રીસિદ્ધાચલમંડણ, ઋષભજિણંદ દયાલ, મરૂદેવાનંદન, વંદન કરૂં ત્રણ કાલ ॥ એ તીરથ જાણી, પૂર્વ નવાણું વાર, આદીશ્વર આવ્યા, જાણી લાભ અપાર ॥ ૧ ॥



## શ્રી સિદ્ધાચલ-મહાતીર્થાદિ સ્તવનાવલી

### : બીજો વિભાગ :

**શ્રી સિદ્ધાચલજી મહાતીર્થનાં, પ્રથમ તીર્થપતિ શ્રી આદિનાથ ભગવાનનાં અને શ્રી પુંડરીક-સ્વામીજીનાં ચૈત્યવન્દનો, સ્તવનો, અને સ્તુતિઓ આદિનો સંગ્રહ.**

### શ્રી સિદ્ધાચલજીનાં ચૈત્યવંદનો.

[ ૧ ]

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, સિદ્ધાચલ સાચો; આદીશ્વર જિનરાયનો, જિહાં મહિમા જાચો ॥ ૧ ॥ ઈહાં અનંત ગુણવંત સાધુ, પામ્યા શિવવાસ; એહ ગિરિ સેવાથી અધિક, હોય લીલ વિલાસ ॥ ૨ ॥ દુષ્કૃત સવિ દૂરે હરે એ, બહુ ભવ સંચિત જેહ; સકલ તીરથ શિર સેહરો, દાન નમે ધરી નેહ ॥ ૩ ॥

[ ૨ ]

સકલ સુહંકર સિદ્ધક્ષેત્ર, સિદ્ધાચલ સુણીએ; સુર નર નરપતિ અસુર ખેચર, નિકરે જે થુણીએ ॥ ૧ ॥ સકલ તીરથ અવતાર સાર, બહુ ગુણ [ ગણ ] ભંડાર; પુંડરીક ગણધર જાસ, પામ્યા ભવ પાર ॥ ૨ ॥ ચૈત્રી પૂનમને દિને એ, કર્મ મર્મ કરી દૂર; તે તીરથ આરાહિયે, દાન સુયશ ભરપૂર ॥ ૩ ॥

[ ૩ ]

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, પુંડરીકગિરિ સાચો; વિમલાચલ ને તીર્થરાજ, જસ મહિમા જાચો ॥ ૧ ॥ મુક્તિનિલય શતકૂટ નામ, પુષ્પદંત ભણીજે; મહાપદ્મને સહસ્રપત્ર, ગિરિરાજ કહીજે ॥ ૨ ॥ ઇત્યાદિક બહુ ભાતિશું એ, નામ જપો નિરધાર; ધીરવિમલ કવિરાજનો, શિષ્ય કહે સુખકાર ॥ ૩ ॥

[ ૪ ]

## સિદ્ધાચલનું [ ૨૧ નામ ગર્ભિત ] ચૈત્યવંદન.

સિદ્ધાચળશિખરે ચઢી, ધ્યાન ધરો જગદીશ; મન–વચ–કાયા એકાગ્રશું, નામ જપો એકવીશ ॥ ૧ ॥

[૧]શત્રુંજયગિરિ વંદીયે, [૨]બાહુબળી ગુણધામ; [૩]મરૂદેવ ને [૪]પુંડરીકગિરિ, [૫]રૈવતગિરિ વિશ્રામ ॥ ૨ ॥ [૬]વિમલાચલ [૭]સિદ્ધરાજજી, નામ [૮]ભગીરથ સાર; [૯]સિદ્ધક્ષેત્ર ને [૧૦]સહસ્રકમલ, [૧૧]મુક્તિનિલય જયકાર ॥ ૩ ॥ [૧૨]સિદ્ધાચળ [૧૩]શતકૂટગિરિ, [૧૪]ઢંક ને [૧૫]કોડિ-નિવાસ; [૧૬]કદંબગિરિ [૧૭]લોહિત્ય નમો, [૧૮]તાલધ્વજ [૧૯]પુન્યરાશ ॥ ૪ ॥ [૨૦]મહાબલ ને [૨૧]દઢશક્તિ સહી, એમ એકવીશે નામ; સાતે શુદ્ધિ સમાચરી, કરિયે નિત્ય પ્રણામ ॥ ૫ ॥ દગ્ધ શૂન્ય ને અવિધિ દોષ, અતિ પરિણતિ જેહ; ચાર દોષ છંડી ભજો, ભકિતભાવ ગુણગેહ ॥ ૬ ॥ મનુષ્યજન્મ પામી કરી એ, સદ્ગુરૂ તીરથ યોગ; **શ્રી શુભવીરને** શાસને, શિવરમણી સંયોગ ॥ ૭ ॥

---

## શ્રી આદીશ્વરપ્રભુનાં ચૈત્યવંદનો.

[ ૧ ]

આદિદેવ અલવેસરૂ, વિનિતાનો રાય; નાભિ-રાયા – કુલ–મંડણો, મરૂદેવા માય ॥ ૧ ॥ પાંચશેં

ધનુષની દેહડી, પ્રભુજી પરમ દયાળ; ચોરાસી લાખ પૂર્વનું, જસ આયુ વિશાળ ॥ ૨ ॥ વૃષભ લંછન જિન વૃષધરૂ એ, ઉત્તમ ગુણ-મણિખાણ; તસ પદ પદ્મ સેવન થકી, લહીએ અવિચળ ઠાણ ॥ ૩ ॥

[ ૨ ]

જય જય નાભિનરિંદ નંદ, સિદ્ધાચલ-મંડણ; જય જય પ્રથમ જિણંદચંદ, ભવદુઃખ-વિહંડણ ॥ ૧ ॥ જય જય સાધુસુરિંદવૃંદ, વંદિઅ પરમેસર; જય જય જગદાનંદકંદ, શ્રી ઋષભજિણેસર ॥ ૨ ॥ અમૃત સમ જિનધર્મનો એ, દાયક જગમાં જાણ; તુજ પદ-પંકજ પ્રીત ધર, નિશદિન નમત કલ્યાણ ॥ ૩ ॥

[ ૩ ]

અરિહંત નમો ભગવંત નમો, પરમેશ્વર જિનરાજ નમો; પ્રથમ જિનેશ્વર પ્રેમે પેખત, સિધ્યાં સઘળાં કાજ નમો ॥ અ૦ ॥ ૧ ॥ પ્રભુ પારંગત પરમ-મહોદય, અવિનાશી અકલંક નમો; અજર અમર અદ્‌ભુત અતિશયનિધિ, પ્રવચન જલધિ-મયંક નમો ॥ અ૦ ॥ ૨ ॥ તિહુયણ ભવિયણ જન-મન વં-

છિત, પૂરણુ દેવ રસાલ નમો; લળી લળી પાય નમું હું ભાલે, કરજોડીને ત્રિકાલ નમો ॥ અ૦ ॥ ૩ ॥ સિદ્ધ બુદ્ધ તું જગજન સજ્જન, નયનાનંદન દેવ નમો; સકલ સુરાસુર નરવર નાયક, સારે અહનિશ સેવ નમો ॥ અ૦ ॥ ૪ ॥ તું તીર્થંકર સુખકર સાહિબ, તું નિષ્કારણુ બંધુ નમો; શરણાગત ભવિને હિત–વત્સલ, તુંહિ કૃપારસ સિંધુ નમો ॥ અ૦ ॥ ૫ ॥ કેવલ જ્ઞાનાદર્શે દર્શિત, લોકાલોક સ્વભાવ નમો; નાશિત સકલ કલંક–કલુષ–ગણુ, દુરિત ઉપદ્રવ ભાવ નમો ॥ અ૦ ॥ ૬ ॥ જગ ચિંતા-મણિ જગગુરૂ જગહિત,–કારક જગજન–નાથ નમો; ઘોર અપાર ભવોદધિ–તારણુ તું શિવપુરનો સાથ નમો ॥ અ૦ ॥૭ ॥ અશરણુ–શરણુ નિરાગી નિરંજન, નિરૂપાધિક જગદીશ નમો; બોધિ દીઓ અનુપમ દાનેશ્વર, જ્ઞાનવિમલસૂરીશ નમો ॥ અ૦ ॥ ૮ ॥

[ ૪ ]

પ્રથમનાથ પ્રગટ પ્રતાપ, જેહનો જગે રાજે;

પાપ તાપ સંતાપ વ્યાપ, જસ નામે ભાંજે ॥ ૧ ॥ પરમતત્ત્વ પરમાત્મ રૂપ, પરમાનંદ-દાઈ; પરમજ્યોતિ જસ જલહલે, પરમ પ્રભુતા પાઈ ॥ ૨ ॥ ચિદાનંદ સુખ સંપદા એ, વિલસે અક્ષય સનૂર; ઋષભદેવ ચરણે નમે, શ્રી **જ્ઞાનવિમલ** ગુણ સૂર ॥ ૩ ॥

---

## શ્રી પુંડરીકસ્વામીનાં ચૈત્યવંદનો.

[ ૧ ]

શ્રી શત્રુંજય-માહાત્મ્યની, રચના કીધી સાર; પુંડરગિરિના સ્થાપનાર, પ્રથમ જિન-ગણધાર ॥ ૧ ॥ એક દિન વાણી જિનની, શ્રવણી થયો આણંદ; આવ્યા શત્રુંજયગિરિ, પંચક્રોડ સહ રંગ ॥ ૨ ॥ ચૈત્રી પૂનમને દિને એ, શિવશું કીયો યોગ; નમિએ ગિરિ ને ગણધરૂ, અધિક નહીં ત્રિલોક ॥ ૩ ॥

[ ૨ ]

આદીશ્વર જિનરાયનો, પહેલો જે ગણધાર; પુંડ-રીક નામે થયો, ભવિજનને સુખકાર ॥ ૧ ॥

ચૈત્રી પૂનમને દિને, કેવલસિરિ પામી; ઈણ ગિરિ તેહથી પુંડરીક-ગિરિ અભિધા પામી ॥ ૨ ॥ પંચ કોડી મુનિશું લહ્યા એ, કરી અણુસણ શિવ ઠામ; **જ્ઞાનવિમળસૂરિ** તેહના, પય પ્રણમે અભિરામ ॥ ૩ ॥

---

## શ્રી સિદ્ધાચલજીનાં સ્તવનો.

### [ ૧ ]

ચાલો ચાલો વિમલગિરિ જઈએ રે, ભવજલ તરવાને; તુમેં જયણાએ ધરજો પાય રે, પાર ઉતરવાને ॥ **એ આંકણી** ॥ બાલ-કાલની ચેષ્ટા ટાળી, હાંરે હું તો ધર્મયૌવન હવે પાયો રે ॥ **ભવ૦** ॥ ભૂલ અનાદિની દૂર નિવારી, હાંરે હું તો અનુભવમાં લય લાયો રે ॥ **પાર૦** ॥ **ચાલો** ॥ ૧ ॥ ભવ-તૃષ્ણા સવિ દૂર નિવારી, હાંરે મારી જિન-ચરણે લય લાગી રે ॥ **ભવ૦** ॥ સંવરભાવમાં દિલ હવે ઠરીઉં, હાંરે મારી ભવની ભાવઠ ભાગી રે ॥ **પાર૦** ॥ **ચાલો૦** ॥ ૨ ॥ સચિત્ત સર્વનો ત્યાગ

કરીને, હાંરે નિત્ય એકાસણાં તપ કારી રે ॥ **ભવ૦** ॥
પડિક્કમણાં દોય ટંકનાં કરશું, હાંરે ભલી અમૃત-
ક્રિયા દિલધારી રે ॥ **પા૨૦** ॥ **ચાલો૦** ॥ ૩ ॥
વ્રત ઉચ્ચરશું ગુરૂની સાખે, હાંરે હું તો યથાશક્તિ
અનુસારે રે ॥ **ભવ૦** ॥ ગુરૂ સંઘાતે ચડશું ગિરિ-
પાજે, હાંરે એ તો ભવોદધિ બૂડતાં તારે રે ॥ **પા૨૦**
॥ **ચાલો૦** ॥ ૪ ॥ ભવ-તારક એ તીરથ ફરસી,
હાંરે હું તો સૂરજ કુંડમાં નાહી રે ॥ **ભવ૦** ॥ અષ્ટ
પ્રકારી શ્રી આદિ જિણંદની, હાંરે હું તો પૂજા કરીશ
લય લાહી રે ॥ **પા૨૦** ॥ **ચાલો૦** ॥ ૫ ॥ તીરથ-
પતિ ને તીરથ સેવા, હાંરે એ તો મીઠા (સાચા) મોક્ષના
મેવા રે ॥ **ભવ૦** ॥ સાત છઠ્ઠ દોય અઠ્ઠમ કરીને,
હાંરે મને સ્વામિવાત્સલ્યની હેવા રે ॥ **પા૨૦**
॥ **ચાલો૦** ॥ ૬ ॥ પ્રભુપદ-પદ્મ રાયણ તળે પૂજી,
હાંરે હું તો પામીશ હરખ અપાર રે ॥ **ભવ૦** ॥
**રૂપવિજય** પ્રભુ-ધ્યાન પસાયેં, હાંરે હું તો પામીશ
સુખ શ્રીકાર રે ॥ **પા૨૦** ॥ **ચાલો૦** ॥ ૭ ॥

[ ૨ ]

શ્રી રે સિદ્ધાચલ ભેટવા, મુજ મન અધિક ઉમાહ્યો; શ્રી ઋષભદેવ પૂજા કરી, લીજે ભવ તણો લાહો ॥ ॥ શ્રી રે૦ ॥ ૧ ॥ મણિમય મૂરતિ શ્રી ઋષભની, જે નીપાઈ અભિરામ; ભુવન કરાવ્યાં કનકનાં, રાખ્યાં ભરતે નામ ॥ શ્રી રે૦ ॥ ૨ ॥ પૂરવ નવાણું સમોસર્યા, સ્વામી શ્રી ઋષભજિણંદ; રામ પાંડવ મુગતે ગયા, પામ્યા પરમાનંદ ॥ શ્રી રે૦ ॥ ૩ ॥ નેમિ વિના ત્રેવીશ પ્રભુ, આવ્યા સિદ્ધક્ષેત્ર જાણી; શત્રુંજય સમું તીરથ નહીં, બોલ્યા સીમંધર વાણી ॥ શ્રી રે૦ ॥ ૪ ॥ પૂરવ પુણ્ય પસાયથી, પુંડરીકગિરિ પાયો; કાંતિવિજય હરખે કરી, શ્રી સિદ્ધાચળ ગાયો ॥ શ્રી રે૦ ॥ ॥ ૫ ॥

[ ૩ ]

જાત્રા નવાણું કરીએ વિમલગિરિ, જાત્રા નવાણું કરીએ ॥ એ આંકણી ॥ પૂરવ નવાણું વાર શેત્રુંજાગિરિ, ઋષભજિણંદ સમોસરીએ ॥ વિ૦ જા૦ ॥ ૧ ॥ કોડી સહસ ભવ પાતક ત્રુટે, શત્રુંજય સામો ડગ

ભરીયે ॥ વિ૦ જા૦ ॥ ૨ ॥ સાત છઠ્ઠ દોય અઠ્ઠમ તપસ્યા, કરી ચઢિયે ગિરિવરીયે ॥ વિ૦ જા૦ ॥ ૩ ॥ પુંડરીક પદ જપીએ મન હરખે, અધ્યવસાય શુભ ધરીએ ॥ વિ૦ જા૦ ॥ ૪ ॥ પાપી અભવ્ય ન નજરે દેખે, હિંસક પણ ઉદ્ધરીએ ॥ વિ૦ જા૦ ॥ ૫ ॥ ભૂમિ સંથારો ને નારી તણો સંગ, દૂર થકી પરિહરીએ ॥ વિ૦ જા૦ ॥ ૬ ॥ સચિત્ત પરિહારી ને એકલ–આહારી, ગુરૂ સાથે પદ ચરીયે ॥ વિ૦ જા૦ ॥ ૭ ॥ પડિક્કમણાં દોય વિધિશું કરીએ, પાપ પડળ વિખરીયે ॥ વિ૦ જા૦ ॥ ૮ ॥ કલિકાલે એ તીરથ મોહોટું, પ્રવહણ જિમ ભર દરીયે ॥ વિ૦ જા૦ ॥ ૯ ॥ ઉત્તમ એ ગિરિવર સેવંતાં, પદ્મ કહે ભવ તરીયે ॥ વિ૦ જા૦ ॥ ૧૦ ॥

[ ૪ ]

વિમલાચળ વિમલા પાણી, શીતળ તરૂ છાયા ઠરાણી; રસ વેધક કંચન ખાણી, કહે ઈંદ્ર સુણો ઈંદ્રાણી ॥ **સનેહી સંત એ ગિરિ સેવો ॥ ચૌદ ક્ષેત્રમાં તીરથ નહીં એવો ॥ સનેહી૦ ॥ ૧ ॥** પટ્‌રી

પાળી ઉલ્લસીએ, છઠ્ઠ અઠ્ઠમ કાયા કસીએ; મોહ મલ્લની સામા ધસીએ, વિમલાચલ વેગે વસીએ ॥ સનેહી૦ ॥ ૨ ॥ અન્ય સ્થાનક કર્મ જે કરીએ, તે હિમગિરિ હેઠે હરીએ; પાછળ પ્રદક્ષિણા ફરીયે, ભવજલધિ હેલા તરીયે ॥ સનેહી૦ ॥ ૩ ॥ શિવ-મંદિર ચઢવા કાજે, સોપાનની પંક્તિ બિરાજે; ચઢતાં સમકિતી છાજે, દૂરભવ્ય અભવ્ય તે લાજે ॥ સનેહી૦ ॥ ૪ ॥ પાંડવ પમુહા કેઈ સંતા, આદીશ્વર ધ્યાન ધરંતા; પરમાતમ ભાવ ભજંતા, સિદ્ધાચળ સિધ્યા અનંતા ॥ સનેહી૦ ॥ ૫ ॥ ષટ્ માસી ધ્યાન ધરાવે, શુકરાજા તે રાજ્યને પાવે; બહિરંતર શત્રુ હરાવે, શત્રુંજય નામ ધરાવે ॥ સનેહી૦ ॥ ૬ ॥ પ્રાણી ધ્યાને ભજો ગિરિ જાચો, તીર્થંકર નામ નિકાચો; મોહરાયને લાગે તમાચો, શુભ**વીર** વિમલગિરિ સાચો ॥ સનેહી૦ ॥ ૭ ॥

[ ૫ ]

કર જોડી કહે કામિની–**લલના**, લલહો પ્રીતમજી

અવધાર ।। એ ગિરિ વારૂ રે લલના ।। સફળ કરો લઈ આપણો–લ૦, લલહો માનવનો અવતાર ।। એ ગિરિ૦ ।। ૧ ।। નવલખ ટીકો શું કરો–લ૦, લલહો સેજપાડા જોડાવ ।। એ ગિરિ૦ ।। સુનંદાનો નાહલો, લ૦, લલહો ત્રિભુવનતિલક ભેટાવ ।। એ ગિરિ૦ ।। ।। ૨ ।। અજિતસેનાદિક જિનવરા, લ૦, લલહો મુક્તિ ગયા ઈણુ ઠામ ।। એ ગિરિ૦ ।। જિન તનુ ફરસી ભૂમિકા, લ૦, લલહો સિદ્ધ અનંતનું ઠામ ।। એ ગિરિ૦ ।। ૩ ।। ઇણુ ચોવીશી સિદ્ધાચળે, લ૦, લલહો નેમિ વિના ત્રેવીશ ।। એ ગિરિ૦ ।। ભાવી ચોવીશી આવશે, લ૦, પદ્મનાભાદિ જગીશ ।। એ ગિરિ૦ ।। ૪ ।। આદિ જિણંદ સમોસર્યા, લ૦, લલહો પૂર્વ નવાણું વાર ।। એ ગિરિ૦ ।। ચોમાસું અજિત જિનેશ્વરૂ, લ૦, લલહો શાંતિ ચોમાસું સાર ।। એ ગિરિ૦ ।। ૫ ।। પંચ ક્રોડ પરિવાર શું, લ૦, લલહો ઋષભસેન પુંડરીક ।। એ ગિરિ૦ ।। ચૈત્રી પૂનમે શિવ સંપદા, લ૦, લલહો પામી થયા નિરભીક

॥ એ ગિરિ૦ ॥ ૬ ॥ કાર્તિક પૂનમે કામિત વર્યા, લ૦, લલહો દ્રાવિડ વારીખિલ્લ દોય ॥ એ ગિરિ૦ ॥ દશ ક્રોડ મુનિ મહંત શું, લ૦, લલહો પ્રણમી પાતિક ધોય ॥ એ ગિરિ૦ ॥ ૭ ॥ નમિ વિનમિ વિદ્યાધરા, લ૦, લલહો બે ક્રોડી મુનિ સંઘાત ॥ એ ગિરિ૦ ॥ ફાગણ શુદ દશમી દિને, લ૦, લલહો કીધો કર્મનો ઘાત ॥ એ ગિરિ૦ ॥ ૮ ॥ ઋષભવંશી નૃપતિ ઘણા, લ૦, લલહો ભરત અંગજ કેઈ પાટ ॥ એ ગિરિ૦ ॥ સિદ્ધાચળ શ્રેણે ચડયા, લ૦, લલહો રોપ્યા ધર્મના ઘાટ ॥ એ ગિરિ૦ ॥ ૯ ॥ નારદ એકાણું લાખશું, લ૦, લલહો રામ ભરત ત્રણ ક્રોડ ॥ એ ગિરિ૦ ॥ વીશ ક્રોડશું પાંડવા, લ૦, લલહો દેવકી-સુત ષટ જોડ ॥ એ ગિરિ૦ ॥ ૧૦ ॥ હરિનંદન દોય વંદીયે, લ૦, લલહો શાંબ પ્રદ્યુમ્નકુમાર ॥ એ ગિરિ૦ ॥ ક્રોડ સાડી આઠ સાથે થયા, લ૦, લલહો શિવસુંદરી ભરથાર ॥ એ ગિરિ૦ ॥ ૧૧ ॥ થાવચ્ચાસુત સંજમી, લ૦, લલહો સહસશું અણસણ લીધ ॥ એ ગિરિ૦ ॥

નમિ શિષ્ય નંદિષેણજી, લ૦, લલહો અજિતશાંતિ સ્તવ કીધ ॥ એ ગિરિ૦ ॥ ૧૨ ॥ સુવ્રતશેઠ મુણિં-દશું, લ૦, લલહો શુક પરિવ્રાજક સિદ્ધ ॥ એ ગિરિ૦ ॥ પંચસયા સેલગસૂરિ, લ૦, લલહો મંડકમુનિ સુપ્રસિદ્ધ ॥ એ ગિરિ૦ ॥ ૧૩ ॥ સિદ્ધાચળ વિમલગિરિ, લ૦, લલહો મુક્તિનિલય શિવઠામ ॥ એ ગિરિ૦ ॥ શેત્રંજા આદિ જેહનાં, લ૦, લલહો ઉત્તમ એકવીશ નામ ॥ એ ગિરિ૦ ॥ ૧૪ ॥ ભવસાગર તરીએ જેણે, લ૦, લલહો તીરથ તેહ કહેવાય ॥ એ ગિરિ૦ ॥ કારણ સકળ સફળ હોવે, લ૦, લલહો આતમ વીરજ સોહાય ॥ એ ગિરિ૦ ॥ ૧૫ ॥ તીરથ સ્થંભ એ જૈનનો, લ૦, લલહો શિવમંદિર સોપાન ॥ એ ગિરિ૦ ॥ ખીમાવિજય ગુરૂથી લહો, લ૦, લલહો સેવક જિન ધરે ધ્યાન ॥ ॥ એ ગિરિ૦ ॥૧૬॥

[ ૬ ]

આંખડીયે રે મેં આજ શત્રુંજય દીઠો રે, સવા લાખ ટકાનો દહાડો રે, લાગે મુને મીઠો રે ॥ એ

**આંકણી** ॥ સફલ થયો રે મારા મનનો ઉમાહો, વ્હાલા મારા ભવનો સંશય ભાંગ્યો રે ॥ નરક તિર્યંચ ગતિ દૂર નિવારી, ચરણે પ્રભુજીને લાગ્યો રે ॥ **શત્રું-જય દીઠો રે ॥૧॥** માનવ ભવનો લાહો લીજે ॥ વા૦ ॥ દેહડી પાવન કીજે રે ॥ સોના રૂપાને ફૂલડે વધાવી, પ્રેમે પ્રદક્ષિણા દીજે રે ॥ શ૦ ॥ ૨ ॥ દૂધડે પખાળી ને કેસર ઘોળી ॥ વા૦ ॥ શ્રી આદીશ્વર પૂજ્યા રે; શ્રી સિદ્ધાચલ નયણે જોતાં, પાપ મેવાસી ધ્રૂજ્યા રે ॥ શ૦ ॥ ૩ ॥ શ્રી મુખ સુધર્મા સુરપતિ આગે ॥ વા૦ ॥ વીર જિણંદ એમ બોલે રે ॥ ત્રણ ભુવનમાં તીરથ મોટું, નહિ કોઈ શત્રુંજય તોલે રે ॥ ॥ શ૦ ॥ ૪ ॥ ઈંદ્ર સરીખા એ તીરથની ॥ વા૦ ॥ ચાકરી ચિત્તમાં ચાહે રે ॥ કાયાની તો કાસલ કાઢી, સૂરજકુંડમાં નાહે રે ॥ શ૦ ॥ ૫ ॥ કાંકરે કાંકરે શ્રી સિદ્ધક્ષેત્રે ॥ વા૦ ॥ સાધુ અનંતા સિધ્ધા રે ॥ તે માટે એ તીરથ મહોટું, ઉદ્ધાર અનંતા કીધા રે ॥ શ૦ ॥ ૬ ॥ નાભિરાયા સુત નયણે જોતાં ॥વા૦॥

મેહ અમીરસ વૂઠચા રે ।। ઉદયરતન કહે આજ મ્હારે પોતે, શ્રી આદીશ્વર તૂઠચા રે ।। શા૦ ।। ૭ ।।

[ ૭ ]

સિદ્ધાચળ વંદો રે નરનારી, નરનારી નરનારી; સિદ્ધા૦, નાભિરાયા મરૂદેવાનંદન, ઋષભદેવ સુખકારી ।। સિદ્ધા૦ ।। ૧ ।। પુંડરીક પમુહા મુનિવર સિદ્ધા; આતમતત્ત્વ વિચારી ।। સિદ્ધા૦ ।। ૨ ।। શિવસુખ કારણ ભવદુઃખ વારણ; ત્રિભુવન જન હિતકારી ।। સિદ્ધા૦ ।। ૩ ।। સમકિત શુદ્ધ કરણ એ તીરથ, મોહ મિથ્યાત્વ નિવારી ।। સિદ્ધા૦ ।। ૪ ।। જ્ઞાન ઉદ્યોત પ્રભુ કેવળ ધારી; ભક્તિ કરૂં એકતારી ।। સિદ્ધા૦ ।। ૫ ।।

[ ૮ ]

મનના મનોરથ સવિ ફળ્યાં એ, સિધ્ધા વાંછિત કાજ; પૂજો ગિરિરાજને રે ।। પ્રાયે એ ગિરિ શાશ્વતો એ, ભવજલ તરવા ઝાઝ ।। પૂજો૦ ।। ૧ ।। મણિ માણેક મુક્તાફળે એ, રજત કનકનાં ફૂલ ।। પૂજો૦ ।। કેશર ચંદન ઘસી ઘણાં એ, બીજી વસ્તુ અમૂલ

॥ પૂજો૦ ॥ ૨ ॥ છઠ્ઠે અંગે દાખીઓ એ, આઠમે અંગે ભાખ ॥ પૂજો૦ ॥ સ્થિરાવલી પયન્ને વરણુવ્યો એ, એ આગમની સાખ ॥ પૂજો૦ ॥ ૩ ॥ વિમળ કરે ભવિલોકને એ, તેણે વિમળાચળ જાણુ ॥ પૂજો૦ ॥ શુક રાજાથી વિસ્તર્યો એ, શત્રુંજય ગુણ ખાણુ ॥ પૂજો૦ ॥ ૪ ॥ પુંડરીક-ગણુધરથી થયો એ, પુંડરીકગિરિ ગુણધામ ॥ પૂજો૦ ॥ સુર-નર-કૃત એમ જાણીએ એ, ઉત્તમ એકવીસ નામ ॥ પૂજો૦ ॥ ૫ ॥ એ ગિરિવરના ગુણ ઘણા એ, નાણીએ નવિ કહેવાય ॥ પૂજો૦ ॥ જાણે પણ કહી નવિ શકે એ, મૂક્દ ગૂડને ન્યાય ॥ પૂજો૦ ॥ ૬ ॥ ગિરિવર ફરસનથી નવિ કર્યો એ, તે રહ્યો ગરભાવાસ ॥ પૂજો૦ ॥ નમન દર્શન ફરસન કર્યો એ, પૂરે મનની આશ ॥ પૂજો૦ ॥ ૭ ॥ આજ મહોદય મેં લહ્યો એ, પામ્યો પ્રમોદ રસાળ ॥ પૂજો૦ ॥ મણિ ઉદ્યોત ગિરિ સેવતાં એ, ઘેર ઘેર મંગળ માળ ॥ પૂજો૦ ॥ ૮ ॥

[ ૯ ]

( જ્ઞાનાવરણી દૂરે કરો રે મિત્તા—એ દેશી. )

શ્રી સિદ્ધાચલ ભેટીએ રે મિત્તા, મહિમાને નહીં પાર રે ॥ એકાગર ચિત્તા, એ ગિરિ સેવોને ॥ **એ આંકણી** ॥ કેવળજ્ઞાને જાણતા હો મિત્તા, કહી ન શકે અંશ માત્ર રે ॥ **એકા૦** ॥ **એ૦** ॥ એ ગિરિ સેવો ધ્યાનમાં હો મિત્તા, કરી થિર મન વચ કાય રે ॥ **એકા૦** ॥ **એ૦** ॥ ૧ ॥ ઋષભ-જિણંદ સમોસર્યા હો મિત્તા, પૂર્વ નવાણું વાર રે ॥ **એકા૦** ॥ **એ૦** ॥ પંચક્રોડ પુંડરીકજી હો મિત્તા, વરીયા શિવવધૂ સાર રે ॥ **એકા૦** ॥ **એ૦** ॥ ૨ ॥ ભરત-પાટે મુગતે ગયા હો મિત્તા, અસંખ્યાત વિખ્યાત રે ॥ **એકા૦** ॥ **એ૦** ॥ નમિ વિનમિ શિવ-સુખ વર્યા હો મિત્તા, બે કોડી મુનિ સંઘાત રે ॥ **એકા૦** ॥ **એ૦** ॥ ૩ ॥ ઈણ ગિરિરાજે સમોસર્યા હો મિત્તા, નેમિ વિના ત્રેવીશ રે ॥ **એકા૦** ॥ **એ૦** ॥ એકાણું લાખ નારદ ઋષિ હો મિત્તા પાંડવ કોડી

વીશ રે ॥ **એકા૦** ॥ **એ૦** ॥ ૪ ॥ શાંબ પ્રદ્યુમ્ન દોય બાંધવા હો મિત્તા, સાડી આઠ કોડી સંઘાત રે ॥ **એકા૦** ॥ **એ૦** ॥ ષટ દેવકી નંદન થયા હો મિત્તા, શિવસુંદરી ભરતાર રે ॥ **એકા૦** ॥ **એ૦** ॥ ૫ ॥ થાવચ્ચા મુનિ સહસશું હો મિત્તા, પામ્યા ભવજલ પાર રે ॥ **એકા૦** ॥ **એ૦** ॥ પાંત્રીસ હજાર શિવ વરી હો મિત્તા, વસુદેવની નાર રે ॥ **એકા૦** ॥ **એ૦** ॥ ૬ ॥ એમ અનેક મુગતે ગયા હો મિત્તા, મુનિ ગુણ-ગણ મણિ ખાણ રે ॥ **એકા૦** ॥ **એ૦** ॥ બુદ્ધિ નીતિથી સેવતાં હો મિત્તા, એમ લહો દરિસણ જાણ રે ॥ **એકા૦** ॥ **એ૦** ॥ ૭ ॥

[૧૦]

મારૂં મન મોહ્યું રે શ્રીસિદ્ધાચલે રે, દેખીને હરખિત હોય; વિધિશું કીજે રે જાત્રા એહની રે, ભવભવનાં દુઃખ જાય ॥ **મારૂં૦** ॥ ૧ ॥ પંચમે આરે રે પાવન કારણે રે, એ સમો તીરથ ન કોય; મોટો મહિમા રે જગમાં એહનો રે; આ ભરતે ઈહાં જોય

॥ **મારૂં૦** ॥ ૨ ॥ ઈણ ગિરિ આવ્યા રે જિનવર ગણધરા રે, સિધ્યા સાધુ અનંત; કઠિણ કરમ પણ એ ગિરિ ફરસતાં રે, હોવે કરમ નિશાંત ॥ **મારૂં૦** ॥ ૩ ॥ જૈનધરમનો જાચો જાણીને રે, માનવ તીરથ એ સ્તંભ; સુર નર કિન્નર નૃપ વિદ્યાધરા રે, કરતાં નાટારંભ ॥ **મારૂં૦** ॥ ૪ ॥ ધન્ય ધન્ય દહાડો રે ધન્ય વેળા ઘડી રે, ધરીએ હૃદય મોઝાર; **જ્ઞાનવિમલસૂરિ** ગુણ એહના ઘણા રે, કહેતાં નાવે પાર ॥ **મારૂં૦** ॥ ૫ ॥

[ ૧૧ ]

વિમલાચલ નિતુ વંદીએ, કીજે એહની સેવા; માનું હાથ એ ધર્મનો, શિવતરૂ ફળ લેવા ॥ **વિમલા૦** ॥ ૧ ॥ ઉજ્વલ જિનગૃહ મંડળી, તિહાં દીપે ઉત્તંગા; માનું [૧]હિમગિરિ વિભ્રમે, આઈ [૨]અંબરગંગા ॥ **વિમલા૦** ॥ ૨ ॥ કોઈ અનેરૂં જગ નહીં, એ તીરથ તોલે; એમ [૩]શ્રીમુખ હરિ આગળે, શ્રી સીમંધર બોલે ॥ **વિમલા૦** ॥ ૩ ॥

---

૧–હિમાલય. ૨–આકાશગંગા. ૩–પોતાને મુખે.

જે સઘળાં તીરથ કહ્યાં, જાત્રા ફળ કહીએ; તેહથી એ ગિરિ ભેટતાં, શતગણું ફળ લહીએ ॥ **વિમલા૦** ॥ ૪ ॥ જનમ સફળ હોય તેહનો, જે એ ગિરિ વંદે; **સુજસવિજય** સંપદ લહે, તે નર ચિર નંદે ॥ **વિમલા૦** ॥ ૫ ॥

[૧૨]

બાપડલાં રે પાતિકડાં તમે શું કરશો હવે રહીને રે; શ્રી સિદ્ધાચલ નયણે નિરખ્યો, દૂર જાઓ તુમે વહીને રે ॥ **બાપડલાં૦** ॥ ૧ ॥ કાળ અનાદિ લગે તુમ સાથે, પ્રીત કરી નિરવહીને રે; આજ થકી પ્રભુ ચરણે રહેવું, એમ શિખવીયું મનને રે ॥ **બાપડલાં૦** ॥ ૨ ॥ દુઃષમકાળે ઇણે ભરતે, મુક્તિ નહીં સંઘયણને રે; પણ તુમ ભક્તિ મુક્તિને ખેંચે, ચમક ઉપલ જેમ લોહને રે ॥ **બાપડલાં૦** ॥ ૩ ॥ શુદ્ધ સુવાસન ચૂરણ આપ્યું, મિથ્યાપંક શોધનને રે; આતમ ભાવ થયો મુજ નિર્મળ, આનંદમય તુજ ભજને રે ॥ **બાપડલાં૦** ॥ ૪ ॥ અખય-

નિધાન તુજ સમકિત પામી, કુણ વંછે ચલ ધનને રે; શાંત સુધારસ નયન કચોળે, સીંચો સેવક તનને રે ॥ **બાપડલાં૦** ॥ ૫ ॥ બાહ્ય અભ્યંતર શત્રુ કેરો, ભય ન હોવે હવે મુજને રે; સેવક સુખીયો સુજસ–વિલાસી, તે મહિમા પ્રભુ તુજને રે ॥ **બાપડલાં૦** ॥ ૬ ॥ નામમંત્ર તુમારો સાધ્યો, તે થયો જગ-મોહનને રે; તુજ મુખમુદ્રા નિરખી હરખું, જિમ ચાતક જલધરને રે ॥ **બાપડલાં૦** ॥ ૭ ॥ તુઝ વિણ અવરને દેવ કરીને, નવિ ચાહું ફરી ફરીને; **જ્ઞાનવિમલ** કહે ભવજલ તારો, સેવક બાંહ્ય ગ્રહીને રે ॥ **બાપડલાં૦** ॥ ૮ ॥

[ ૧૩ ]

વિવેકી વિમલાચલ વસીયે, તપ જપ કરી કાયા કસીયે; ખોટી માયાથી ખસીયે,–**વિવેકી વિમલાચલ વસીયે । વસી ઉનમારગથી ખસીયે** ॥ વિવેકી૦ ॥ ૧ ॥ માયા મોહિનીએ મોહ્યો, કોણ રાખે રણમાં રોયો; આ નરભવ એળે ખોયો ॥ વિવેકી૦ ॥ ૨ ॥ બાળ

લીલાએ હુલરાવ્યો, યૌવન યુવતિયે ગાયો; તોયે તૃપ્તિ નવિ પાયો **॥ વિવેકી૦ ॥ ૩ ॥** રમણી ગીત વિષય રાચ્યો, મોહની મદિરાએ માચ્યો; નવ નવ વેષ કરી નાચ્યો **॥ વિવેકી૦ ॥ ૪ ॥** આગમ વાણી સમી આસી, ભવ-જલધિમાંહી વાસી, રોહિત મત્સ્ય સમો થાસી **॥ વિવેકી૦ ॥ ૫ ॥** મોહની જાલને સંહારે, આપ કુટુંબ સકલ તારે; વરણુવીયે તે સંસારે ॥ **॥ વિવેકી૦ ॥ ૬ ॥** સંસારે કૂડી માયા, પંથ શિરે પંથી આયા; મૃગતૃષ્ણા જળને ધાયા **॥ વિવેકી૦ ॥ ॥ ૭ ॥** ભવ દવ તાપ લહી આયા, પાંડવ પરિકર મુનિરાયા; શીતલ સિદ્ધાચલ છાયા **॥વિવેકી૦॥ ૮ ॥** ગુરૂ ઉપદેશ સુણી ભાવે, સંઘ દેશોદેશથી આવે; ગિરિવર દેખી ગુણ ગાવે **॥ વિવેકી૦ ॥ ૯ ॥** સંવત અઢાર ચોરાશીએ, માઘ ઉજ્જવલ એકાદશીએ, વાંદ્યા પ્રભુજી વિમલવશીએ **॥ વિવેકી૦ ॥ ૧૦ ॥** જાત્રા નવાણું અમે કરીએ, ભવ ભવ પાતિકડાં હરીએ; તીર્થ વિના કહો કેમ તરીએ ? **॥ વિવેકી૦ ॥ ૧૧ ॥**

હંસ મયૂરા ઈણુ ઠામે, ચકવા શુક પિક પરિણામે; દર્શને દેવ ગતિ પામે ॥ **વિવેકી૦ ॥ ૧૨ ॥** શેત્રુંજી નદીએ ન્હાઈ, કષ્ટે સુર સાન્નિધ્ય દાઈ; પણુસય ચાપ ગુહા ઠાઈ ॥ **વિવેકી૦ ॥ ૧૩ ॥** રયણુમય પડિમા પૂજે, તેનાં પાતિકડાં ધ્રૂજે; તે નર સીઝે ભવે ત્રીજે ॥ **વિવેકી૦ ॥ ૧૪ ॥** સાસયગિરિ રાયણુ પગલાં, ચઉ-મુખ આદિ ચૈત્ય ભલાં; શ્રી **શુભવીર** નમે સઘલાં ॥ **વિવેકી૦ ॥ ૧૫ ॥**

[ ૧૪ ]

## શ્રી તીર્થફળ-સ્તવન.

સિદ્ધગિરિ ધ્યાવો ભવિકા, સિદ્ધગિરિ ધ્યાવો; ઘેર બેઠાં પણુ બહુ ફળ પાવો, ભવિકા બહુ ફળ પાવો ॥ નંદીશ્વર જાત્રાયે જે ફળ હોવે, તેથી બમણેરૂં ફળ કુંડલગિરિ હોવે ॥ **ભ૦ કું૦ ॥ ૧ ॥** ત્રિગણું રૂચકગિરિ ચોગણું ગજદંતા, તેથી બમણેરૂં ફળ જંબૂ મહંતા ॥ **ભ૦ જં૦ ॥** ષટ્ગણું ધાતકી ચૈત્ય જુહારે, છત્રીશ ગણેરૂં ફલ પુખ્ખલ વિહારે ॥ **ભ૦ પુ૦ ॥ ૨ ॥**

તેથી તેશતગણું ફળમેરુ ચૈત્ય જુહારે, સહસ ગણેરૂં ફળ સમ્મેતશિખરે ॥ ભ૦ સ૦ ॥ લાખ ગણેરૂં ફળ અંજનગિરિ જુહારે, દશ લાખ ગણેરૂં ફળ અષ્ટાપદ ગિરનારે ॥ ભ૦ અ૦ ॥ ૩ ॥ ક્રોડ ગણેરૂં ફળ શ્રી સિદ્ધાચલ ભેટે, જેમ રે અનાદિનાં દુરિત ઉમેટે ॥ ભ૦ દુ૦ ॥ ભાવ અનંતે અનંત ફલ પાવે, જ્ઞાનવિમલસૂરિ ઈમ ગુણ ગાવે ॥ ભ૦ ઇ૦ ॥ ૪ ॥

[ ૧૫ ]

## શ્રી આદિજિનેશ્વર–વિનતિ.

સુણ જિનવર શેત્રુંજા ધણીજી, દાસ તણી અરદાસ; તુજ આગળ બાળક પરેજી, હું તો કરૂં વેખાસ રે, જિનજી મુજ પાપીને તાર ॥ તું તો કરૂણા રસ ભર્યોજી, તું સહુનો હિતકાર રે ॥ જિનજી મુજ૦ ॥ ॥ ૧ ॥ હું અવગુણનો ઓરડોજી, ગુણ તો નહીં લવલેશ; પરગુણ પેખી નવિ શકુંજી, કેમ સંસાર તરેશ રે ॥ જિનજી મુજ૦ ॥ ૨ ॥ જીવ તણા વધ મેં કર્યાજી, બોલ્યા મૃષાવાદ; કપટ કરી પરધન હર્યાંજી,

સેવ્યા વિષય સંવાદ રે ॥ જિનજી મુજ૦ ॥ ૩ ॥ હું લંપટ હું લાલચુંજી, કર્મ કીધાં કેઇ ક્રોડ; ત્રણ ભુવનમાં કો નહીંજી, જે આવે મુજ જોડ રે ॥ જિનજી મુજ૦ ॥ ૪ ॥ છિદ્ર પરાયાં અહોનિશેજી, જોતો રહું જગનાથ! કુગતિ તણી કરણી કરીજી, જોડ્યો તેહશું સાથ રે ॥ જિનજી મુજ૦ ॥ ૫ ॥ કુમતિ કુટીલ કદાગ્રહીજી, વાંકી ગતિ મતિ મુજ; વાંકી કરણી માહરીજી, શી સંભળાવું તુજ રે ॥ જિનજી મુજ૦ ॥ ॥ ૬ ॥ પુન્ય વિના મુજ પ્રાણીઓજી, જાણે મેલું રે આથ; ઉંચા તરૂવર મોરીયાંજી, ત્યાંહી પસારે હાથ રે ॥ જિનજી મુજ૦ ॥ ૭ ॥ વિણ ખાધા વિણ ભોગવ્યાજી, ફોગટ કર્મ બંધાય; આર્ત્ત ધ્યાન મીટે નહીંજી, કીજે કવણ ઉપાય રે ॥ જિનજી મુજ૦ ॥ ૮ ॥ કાજળથી પણ શામળાજી, મારા મન પરિણામ; સોણામાંહી તાહરૂંજી, સંભારૂં નહીં નામ રે ॥ જિનજી મુજ૦ ॥ ૯ ॥ મુગ્ધ લોક ઠગવા ભણીજી, કરૂં અનેક પ્રપંચ; કૂડ કપટ બહુ કેળવીજી, પાપ તણો કરૂં સંચ રે

॥ જિનજી મુજ૦ ॥ ૧૦ ॥ મન ચંચળ ન રહે કિમેજી, રાચે રમણી રે રૂપ; કામ વિટંબણા શી કહુંજી, પડીશ હું દુર્ગતિ કૂપ રે ॥ જિનજી મુજ૦ ॥ ૧૧ ॥ કિસ્યા કહું ગુણ માહરાજી, કિસ્યા કહું અપવાદ; જેમ જેમ સંભારૂં હિયેજી, તેમ તેમ વધે વિખવાદ રે ॥ જિનજી મુજ૦ ॥ ૧૨ ॥ ગિરૂઆ તે નવિ લેખવેજી, નિગુણ સેવકની વાત; નીચ તણે પણ મંદિરેજી, ચંદ્ર ન ટાળે જ્યોત રે ॥ જિનજી મુજ૦ ॥ ॥ ૧૩ ॥ નિગુણો તો પણ તાહરોજી, નામ ધરાવ્યું દાસ; કૃપા કરી સંભારજોજી, પૂરજો મુજ મન આશ રે ॥ જિનજી મુજ૦ ॥ ૧૪ ॥ પાપી જાણી મુજ ભણીજી, મત મૂકો રે વિસાર; વિષ હળાહળ આદર્યોજી, ઇશ્વર ન તજે તાસ રે ॥ જિનજી મુજ૦ ॥ ૧૫ ॥ ઉત્તમ ગુણકારી હુએજી, સ્વાર્થ વિના સુજાણ; કરસણ સિંચે સર ભરેજી, મેહ ન માગે દાણ રે ॥ જિનજી મુજ૦ ॥ ૧૬ ॥ તું ઉપકારી ગુણનીલોજી, તું સેવક પ્રતિપાળ; તું સમરથ સુખ પૂરવાજી, કર માહરી

સંભાળ રે ॥ **જિનજી મુજ૦ ॥ ૧૭ ॥** તુજને શું કહીએ ઘણુંજી, તું સહુ વાતે રે જાણ; મુજને થાજો સાહિબાજી, ભવ ભવ તાહરી આણ રે ॥ **જિનજી મુજ૦ ॥ ૧૮ ॥** નાભિરાયા કુળ ચંદલોજી, મરૂદેવીનો નંદ; કહે **જિનહુરખ** નિવાજજોજી; દેજો પરમાનંદ રે ॥ **જિનજી મુજ૦ ॥ ૧૯ ॥**

[ ૧૬ ]

તુમે તો ભલે બીરાજોજી, સિદ્ધાચલકે વાસી, સાહિબ ! ભલે બિરાજોજી ॥ **એ આંકણી** ॥ મરૂ-દેવીનો નંદન રૂડો, નાભિનરિંદ મલ્હાર; જુગલા ધર્મ નિવારણ આવ્યા, પૂર્વ નવાણું વાર ॥ **તુમે તો૦ ॥ ૧ ॥** મૂળનાયકની સન્મુખ રાજે, પુંડરીક ગણધાર; પંચ ક્રોડશું ચૈત્રી પૂનમે, વરીઆ શિવવધૂ સાર ॥ **તુમે તો૦ ॥ ૨ ॥** સહસકોટ દક્ષિણ બિરાજે, જિનવર સહસ ચોવીશ; ચઉદસેં બાવન ગણધરનાં, પગલાં વામ જગીશ ॥ **તુમે તો૦ ॥ ૩ ॥** પ્રભુ પગલાં રાયણ હેઠે, પૂજી પરમાનંદ; અષ્ટાપદ ચોવીસ જિને-

શ્વર, સમ્મેત વીશ જિણંદ ॥ તુમે તો૦ ॥ ૪ ॥ મેરૂ પર્વત ચૈત્ય ઘ[illegible]રાં, ચઉમુખ બિંબ અનેક; બાવન જિનાલય દેવળ નિરખી, હરખ લહુ અતિરેક ॥ તુમે તો૦ ॥ ૫ ॥ સહસફણા ને શામળા પાસજી, સમ-વસરણ મંડાણ; છીપાવસીને ખરતરવસી કાંઈ, પ્રેમા-વસી પરમાણ ॥ તુમે તો૦ ॥ ૬ ॥ સંવત અઢાર ઓગણ પચાસે, ફાગણ અષ્ટમી દિન; ઉજવળ પક્ષે ઉજ્જવળ હુઓ કાંઈ, ગિરિ ફરસ્યા મુજ મન ॥ તુમે તો ॥ ૭ ॥ ઇત્યાદિક જિન બિંબ નિહાળી, સાંભરી સિદ્ધની શ્રેણ; ઉત્તમ ગિરિવર કેણી પેરે વિસરે, પદ્મવિજય કહે જેણ ॥ તુમે તો૦ ॥ ૮ ॥

[ ૧૭ ]

અબ તો પાર ભયે હમ સાધો! શ્રી સિદ્ધાચલ દરસ કરી રે ॥ અબ તો૦ ॥ એ ટેક ॥ આદિ જિનેશ્વર મહેર કરી અબ, પાપ પડલ સબ દૂર ગયો રે; તન મન પાવન ભવિજન કેરો, નિરખી જિનંદ ચંદ સુખ થયો રે ॥ અબ તો૦ ॥ ૧ ॥

પુંડરીક પમુહા મુનિ બહુ સિદ્ધા, સિદ્ધક્ષેત્ર હમ જાચ લહ્યો રે; પશુ પંખી જિહાં છિનકમેં તરીયા, તો હમ દૃઢ વિસવાસ ગ્રહ્યો રે ॥ અબ તો૦ ॥ ૨ ॥ જિન ગણધર અવધિમુનિ નાહી, કિસ આગે મેં પોકાર કરૂં રે; જેમ તેમ કરી વિમલાચલ ભેટચો, ભવસાયરથી નાહીં ડરૂં રે ॥ અબ તો૦ ॥ ૩ ॥ દૂર દેશાંતરમેં હમ ઉપને, કુગુરૂ કુપંથકો જાલ પર્યો રે; શ્રીજિન આગમ હમ મન માન્યો, તબ હી કુપં-થકો જાલ જર્યો રે ॥ અબ તો૦ ॥ ૪ ॥ તો તુમ શરણુ વિચારી આયો, દીન અનાથકું શરણુ દીયો રે; જયો વિમલાચલ–મંડન સ્વામી; જનમ જનમકો પાપ ગયો રે ॥ અબ તો૦ ॥ ૫ ॥ દુર્ભવી અભવ્ય નજરે ન દેખે, સૂરિ ધનેશ્વર એમ કહ્યો રે; જો વિમલાચલ ફરસે પ્રાણી, મોક્ષ મહેલ તેણે વેગે લહ્યો રે ॥ અબ તો૦ ॥ ૬ ॥ જયો જગદી-શ્વર તું પરમેશ્વર, પૂર્વ નવાણું વાર થયો રે; સમવ-સરણુ રાયણુતલે તેરો, નિરખી મમ અઘ દૂર ગયો

રે ॥ **અબ તો૦** ॥ ૭ ॥ શ્રી વિમલાચલ મુજ મન વસીયો, માનું સંસારનો અંત થયો રે; યાત્રા કરી મન તોષ ભયો અબ, જનમ મરણુ દુઃખ દૂર ગયો રે ॥ **અબ તો૦** ॥ ૮ ॥ નિર્મલ મુનિજન જો તેં તાર્યા, તે તો પ્રસિદ્ધ સિદ્ધાંતે કહ્યો રે, મુજ સરીખા નિંદક જો તારો, તારક બિરૂદ એ સાચ લહ્યો રે ॥ **અબ તો૦** ॥ ૯ ॥ જ્ઞાનહીન ગુણુ રહિત વિરોધી, લંપટ ધીઠુ કષાયી ખરો રે; તુમ બિન તારક કોઈ ન દીસે, જયો જગદીશ્વર સિદ્ધગિરો રે ॥ **અબ તો૦** ॥ ૧૦ ॥ નરક તિર્યંચ ગતિ દૂર નિવારી, ભવસાયરકી પીડ હરી રે; **આતતરામ** અનઘપદ પામી, મોક્ષ વધૂ અબ વેગે વરી રે ॥ **અબ તો૦** ॥ ૧૧ ॥ સંવત બત્રીસ ઓગણીસે, માસ વૈશાખ આનંદ ભયો રે; પાલીતાણુા શુભ નગર નિવાસી, ઋષભ જિનંદ ચંદ દરશ થયો રે ॥ **અબ તો૦** ॥ ૧૨ ॥

[ ૧૮ ]

તું ત્રિભુવન સુખકાર, ઋષભજિન ! તું ત્રિભુવન૦;

શત્રુંજય-ગિરિ શણગાર-**ઋષભ૦**, ભૂષણ ભરત મઝાર-**ઋષભ૦**, આદિ પુરૂષ અવતાર ॥ **ઋષભ૦** ॥ **એ આંકણી** ॥ તુમ ચરણે પાવન કર્યું રે, પૂર્વ નવાણું વાર; તેણે તીરથ સમરથ થયું રે, કરવા જગત ઉદ્ધાર ॥ **ઋષભ૦** ॥ ૧ ॥ અવર તે ગિરિ પર્વતે વડા રે, એહ થયો ગિરિરાજ; સિદ્ધ અનંતા ઇહાં થયા રે, વળી આવ્યા અવર જિનરાજ ॥ **ઋષભ૦** ॥ ૨ ॥ સુંદરતા સુરસદનથી રે, અધિક જિહાં પ્રાસાદ; બિંબ અનેક શોભતો રે, દીઠે ટળે વિખવાદ ॥ **ઋષભ૦** ॥ ૩ ॥ ભેટણ કાજે ઉમહ્યા રે, આવે સત્રિ ભવિ-લોક; કલિમલ તસ અડકે નહિ રે, જ્યું સોવન ધન રોક ॥ **ઋષભ૦** ॥ ૪ ॥ **જ્ઞાનવિમલ** પ્રભુ જસ શિરે રે, તસ ખસે ભવ પરવાહ; કરતલગત શિવસુંદરી રે, મળે સહજ ધરી ઉચ્છાંહ ॥ **ઋષભ૦** ॥ ૫ ॥

[૧૯]

( રાગ-મરાઠી. )

ઋષભ જિણંદ વિમલગિરિ-મંડન, મંડન ધર્મ ધુરા

કહીયે; તું અકલ સ્વરૂપી, જારકે કરમ ભરમ નિજ ગુણ લહીયે ॥ ઋષભ૦ ॥ ૧ ॥ અજર અમર પ્રભુ અલખ નિરંજન, ભંજન સમર સમર કહીયે; તું અદ્‌ભુત યોદ્ધા, મારકે કરમ ધાર જગ જસ લહીયે ॥ ઋષભ૦ ॥ ૨ ॥ અવ્યય વિભુ ઈશ જનરંજન, રૂપ રેખા બિન તું કહીયે; શિવ અચર અનંગી, તારકે જગજન નિજ સત્તા લહીયે ॥ઋષભ૦॥ ૩ ॥ શત સુત માતા સુતા સુહંકર, જગત જયંકર તું કહીયે; નિજ જન સબ તારે, હમોસેં અંતર રખના ના ચાહીયે ॥ ઋષભ૦ ॥ ૪ ॥ મુખડા ભીંચકે બેસી રહેના, દીન દયાલકો ના ચાહીયે; હમ તન મન ઠારો, વચનસેં સેવક અપના કહ દઇયે ॥ ઋષભ૦ ॥ ૫ ॥ ત્રિભુવન ઈશ સુહંકર સ્વામી, અંતરજામી તું કહીયે; જબ હમકું તારો, પ્રભુસેં મનકી બાત સકલ કહીયે ॥ ઋષભ૦ ॥ ૬ ॥ કલ્પતરૂ ચિંતામણિ જાચ્યો, આજ નિરાશેં ના રહીયે; તું ચિંતિત દાયક, દાસકી અરજી ચિત્તમેં દઢ ગ્રહીયે

॥ **ઋષભ૦** ॥ ૭ ॥ દીન હીન પરગુણ રસ રાચી, શરણ રહિત જગમેં રહીયે; તું કરૂણાસિંધુ, દાસકી કરૂણા કયું નહિ ચિત્ત ગ્રહીયે ॥ **ઋષભ૦** ॥ ૮ ॥ તુમ બિન તારક કોઈ ન દીસે, હોવે તો તુમકું કયું કહીયે; યહી દિલમેં ઠાની, તારકે સેવક જગમેં જસ લહીયે ॥ **ઋષભ૦** ॥ ૯ ॥ સાત વાર તુમ ચરણે આયો, દાયક શરણ જગત કહીયે; અબ ધરણે બેસી, નાથસેં મનવાંછિત સબ કુછ લહીયે ॥ **ઋષભ૦** ॥ ૧૦ ॥ અવગુણી માની પરિહરશો તો, આદિ-ગુણી જગકો કહીયે; જો ગુણિજન તારે, તો તેરી અધિકતા કયા કહીયે? ॥ **ઋષભ૦** ॥ ૧૧ ॥ આતમ ઘટમેં ખોજ પિયારે, બાહ્ય ભટકતે ના રહીયે; તું અજ અવિનાશી, ધાર નિજ રૂપ આનંદઘન રસ લહીયે ॥ **ઋષભ૦** ॥ ૧૨ ॥ **આતમાનંદી પ્રથમ** જિનેશ્વર, તેરે ચરણ શરણ રહીયે; સિદ્ધાચલ રાજા, સરે સબકાજ આનંદરસ પી લહીયે. ॥ **ઋષભ૦** ॥ ૧૩ ॥

[ ૨૦ ]

જિણંદા તોરે ચરણ કમલકી રે, હું ચાહું સેવા પ્યારી; તો નાસે કર્મ કઠારી, ભવ–ભ્રાંતિ મીટ ગઈ સારી ॥ જિણંદા૦ ॥ ૧ ॥ વિમલગિરિ રાજે રે, મહિમા અતિ ગાજે રે; વાજે જગ ડંકા તેરા, તું સચ્ચા સાહિબ મેરા, હું બાલક ચેરા તેરા ॥ જિણંદા૦ ॥ ૨ ॥ કરૂણા કર સ્વામી રે, તું અંતરજામી રે; નામી જગ પૂનમ–ચંદા, તું અજર અમર સુખકંદા, તું નાભિરાયા કુલ નંદા ॥ જિણંદા૦ ॥ ૩ ॥ ઈણ ગિરિ સિદ્ધા રે, મુનિ અનંત પ્રસિદ્ધા રે; પ્રભુ પુંડરીક ગણધારી, પુંડરીકગિરિ નામ કહારી, એ સબ મહિમા હૈ થારી ॥ જિણંદા૦ ॥ ૪ ॥ તારક જગ દીઠા રે, પાપપંક સહુ નીઠા રે; યહ ઠામો મનમેં ભારી, મેં કીની સેવા થારી, હું માસ રહ્યો શુભ ચારી ॥ જિણંદા૦ ॥ ૫ ॥ અબ મોહે તારો રે, બિરૂદ નિહારો રે; તીરથ જિનવર દો ભેટી, મેં જન્મ જરા દુઃખ મેટી, હું પાયો ગુણની

પેટી ॥ જિણંદા૦ ॥ ૬ ॥ દ્રાવિડ વારિખિલ્લા રે, દશ કોડી મુનિ મિલ્લા રે; હુઆ મુક્તિ રમણી ભરતારા, કાર્તિક પૂનમ દિન સારા, જિનશાસન જગ જયકારા ॥ જિણંદા૦ ॥ ૭ ॥ સંવત શિખિ ચારા રે, નિધિ ઇંદુ ઉદારા રે; **આતમકો** આનંદકારી, જિનશાસનકી બલિહારી, પામ્યો ભવજલધિ પારી ॥ જિણંદા૦ ॥ ૮ ॥

[ ૨૧ ]

તારક હે જિન નાભિકે નંદન, વિમલાચલ સુખદાઈ રી; ભરમ મિથ્યા–મત દૂર નસ્યો હે, મિથ્યા લોહ કુરાઈ–સખી રી ॥ તારક૦ ॥ ૧ ॥ કુમતિ કુટિલ વિટલ સબ નાસી, સુમતિ સખી હરખાઈ રી; તૂં વૈરણુ મુજ આદિ અનાદિ, દેખ ગિરિંદ નસાઈ સખી રી ॥ તારક૦ ॥ ૨ ॥ રાગ દ્વેષ મદ ભરમ અજ્ઞાના, અંધકાર તિન છાઈ રી; શ્રી જિનચંદ ગિરિંદ જો નિરખી, છીનકમેં પાપ પલાઈ–સખી રી ॥ તારક૦ ॥ ૩ ॥ પાવન ભાવન મુજ મન હુલસી, ઝુલસી

કુમતિ ઘબરાઇ રી; અબ કહાં જાત હૈ વૈરણુ ભૈકી, ઋષભ જિનંદ દુહાઈ–સખી રી ॥ **તારક૦** ॥ ૪ ॥ ભાવસેં વિમલાચલ જો ફરસે, પંચ ભવે શિવવરાઈ રી; અબ હમ તુમસેં નાતો ટૂટો, અબ હમ કેમ ઠરાઈ સખી રી ॥ **તારક૦** ॥ ૫ ॥ આદિ જિનંદ ગિરિંદ જો ભેટ્યો, પાપ ઘૂક અંધરાઇ રી; જયો જગદીસર શ્રી વિમલેસર, ચરણુ સરણુ તુમ આઇ–સખી રી ॥ **તારક૦** ॥ ૬ ॥ આગે અનંત મુનિ તેં તાર્યા, ભેર ન કીની કાંઈ રી; હું તુમ બાલક સરન પર્યો હું, નેક નજર કરો સાંઈ ?–સખી રી ॥ **તારક૦** ॥ ૭ ॥ **આતમરામ** નામ અવિનાશી, મુક્તિ રમણી વરવાઈ રી; સુમતિ હીંડોલે સબ સખીયનસે, આનંદ મંગલ ગાઈ–સખી રી ॥ **તારક૦** ॥ ૮ ॥

[ ૨૨ ]

પ્રથમ જિનેશ્વર પૂજવા, સૈયર મોરી અંગ ઉલટ ધરી આવ હો; કેસર ચંદન મૃગમદેં, સૈયર મોરી સુદર આંગી બનાવ હો ॥ **સેહેજ સલુણો મારો,**

શિવસુખ લીનો મારો, જ્ઞાનમાં ભીનો મારો, દેવમાં નગીનો મારો ॥ સાહિબો–**સૈયર મોરી જયો જયો પ્રથમ જિણંદ હો ॥ ૧ ॥** ધન્ય મરૂદેવા કુખને ॥ **સૈયર૦ ॥** વારી જાઉં વાર હજાર હો; સ્વર્ગ શિરોમણિને તજી ॥ **સૈયર૦ ॥** જીહાં લહે પ્રભુ અવ-તાર હો ॥ **સેહેજ૦ ॥ ૨ ॥** દાયક નાયક જન્મથી ॥ **સૈયર૦ ॥** લાજ્યો સુરતરૂ વૃંદ હો; જુગલા ધર્મ નિવારણો ॥ **સૈયર૦ ॥** જે થયો પ્રથમ નરિંદ હો ॥ **સેહેજ૦ ॥ ૩ ॥** લોક નીતિ સવિ શીખવી ॥ **સૈયર૦ ॥** દાખવા મુક્તિનો રાહ હો; રાજ્ય ભળાવી પુત્રને ॥ **સૈયર૦ ॥** થાપ્યો ધર્મ પ્રવાહ હો ॥ **સેહેજ૦ ॥ ૪ ॥** સંજમ લેઈને સંચર્યા ॥ **સૈયર૦ ॥** વરસ લગે વિણ આહર હો; શેલડી રસ સાટે દીયો ॥ **સૈયર૦ ॥** શ્રેયાંસને સુખસાર હો ॥ **સેહેજ૦ ॥ ૫ ॥** મોહોટા મહંતની ચાકરી ॥ **સૈયર૦ ॥** નિષ્ફળ કદીએ ન થાય હો; મુનિપણે નમિ વિનમિ કર્યા ॥ **સૈયર૦ ॥** ક્ષણમાં ખેચર રાય હો ॥ **સેહેજ૦ ॥ ૬ ॥** જનનીને કીધું

ભેટણું ॥ સૈયર૦ ॥ કેવળ રત્ન અનુપ હો; પહેલાં માતાજીને મોકલ્યાં ॥ સૈયર૦ ॥ જોવા શિવ વહુ રૂપ હો ॥ સેહેજ૦ ॥ ૭ ॥ પુત્ર નવાણું પરિવર્યા ॥ સૈયર૦ ॥ ભરતના નંદન આઠ હો; અષ્ટ કરમ અષ્ટાપદે ॥ સૈયર૦ ॥ યોગ નિરૂદ્ધે નીઠ હો ॥ સેહેજ૦ ॥ ૮ ॥ તેહનાં બિંબ સિદ્ધાચળે ॥ સૈયર૦ ॥ પૂજો એ પાવન અંગ હો; ખિમાવિજય જિન નિરખતાં ॥ સૈયર૦ ॥ ઉછળે હર્ષ તરંગ હો ॥ સેહેજ૦ ॥ ૯ ॥

[ ૨૩ ]

( રાગ—આઈ બસંત. )

આદિ જિનંદ દયાલ હો, મેરી લાગી લગનવા ॥ એ ટેક ॥ વિમલાચલ મંડન દુઃખ ખંડન, મંડન ધર્મ વિસાલ હો ॥ મે૦ ॥ ૧ ॥ વિષધર મોર ચોર કામીજન, દરિસન કર નિહાલ હો ॥ મે૦ ॥ ૨ ॥ હું અનાથ તું ત્રિભુવન નાથ, કર મેરી સંભાલ હો ॥ મે૦ ॥ ૩ ॥ આતમ આનંદ કંદકે દાતા, ત્રાતા પરમ દયાલ હો ॥ મે૦ ॥ ૪ ॥

[ ૨૪ ]

( ત્રીજે ભવ વર સ્થાનક તપ કરી–એ દેશી. )

બાલપણે આપણ સસનેહી, રમતા નવ નવ વેશે; આજ તુમે પામ્યા પ્રભુતાઈ, અમે તો સંસારી નિવેશે ॥ હો પ્રભુજી ? ઓલંભડે મત ખીજો–એ **આંકણી** ॥ ૧ ॥ જો તુમે ધ્યાતાં શિવ સુખ લહીયે, તો તુમને કેઈ ધ્યાવે; પણ ભવસ્થિતિ પરિપાક થયા વિણ, કોઈ ન મુગતિ જાવે ॥ હો **પ્રભુજી૦** ॥ ૨ ॥ સિદ્ધ નિવાસ લહે ભવસિદ્ધિ, તેમાં શ્યો પાʼડ તુમારો; તો ઉપગાર તમારો વહિએ, અભવ્ય સિદ્ધને તારો ॥ હો **પ્રભુજી૦** ॥ ૩ ॥ નાણરયણ પામી એકાંતે, થઈ બેઠા મેવાશી; તે માંહેલો એક અંશ જો આપો, તે વાતે શાબાશી ॥ હો **પ્રભુજી૦** ॥ ૪ ॥ અક્ષય–પદ દેતાં ભવિ-જનને, સંકીર્ણતા નવિ થાય; શિવપદ દેવા જો સમરથ છો, તો જસ લેતાં શું જાય ॥ હો **પ્રભુજી૦** ॥ ૫ ॥ સેવા ગુણ રંજ્ય ભવિજનને, જો તુમે કરો વડભાગી; તો તુમે સ્વામી કેમ કહાવો, નિર્મમ ને

નિરાગી ॥ હો પ્રભુજી૦ ॥ ૬ ॥ નાભિનંદન જગ વંદન પ્યારો, જગગુરૂ જગ જયકારી; રૂપવિબુધનો મોહન પભણે, વૃષભ લંછન બલિહારી ॥ હો પ્રભુજી૦ ॥ ૭ ॥

[ ૨૫ ]

નાભિનરિંદનો નંદન વંદીયે રે, મરૂદેવાજી માત મલ્હાર; નહિ જસ લંછન લંછન ગવયનું રે, મેલ્યા મોહ મહાવિકાર ॥ કેવલ કમલા વિમલા તું વર્યો રે ॥ ૧ ॥ હરિ હર બ્રહ્મ પુરંદર જ્ઞાનથી રે, જ્ઞાન અનંતું જિનવર રાજ; જગલોચનથી અધિક પ્રભા નહિ રે, જેમ ઋખ તારકના સમુદાય ॥ કેવલ૦ ॥ ૨ ॥ ધર્મ બતાયા માયા પરિહરી રે, ભવદાવાનલ ઉપશમ નીર; પાપ હરાયા કાયા ધનુષની રે, પંચ સયા સોવન્ન શરીર ॥ કેવલ૦ ॥ ૩ ॥ શિવ સુખ ભોગી શિવસુખ આપીયે રે, દાસ તણી અરદાસ મનાય; મોટા મૌન ધરીને જો રહે રે, તો કેમ સેવક કારજ થાય ॥ કેવલ૦ ॥ ૪ ॥ પંકજ દલ જલ બિંદુ જગ લહે રે, ઉપમા

મોતીની મહારાજ; સજ્જન સંગે જગ જસ પામીયે રે, કહે **શુભ સેવક** દ્યો શિવરાજ ॥ કેવલ૦ ॥ ૫ ॥

[ ૨૬ ]

( કપૂર હોવે અતિ ઉજલો રે–**એ દેશી.** )

જ્ઞાનરયણ રયણાયરૂ રે, સ્વામી શ્રી ઋષભ જિણંદ; ઉપગારી અરિહા પ્રભુ રે, લોક લોકોત્તરાનંદ રે ॥ ભવિયાં ભાવે ભજો ભગવંત ॥ મહિમા અતુલ અનંત રે ॥ **ભવિયાં૦** ॥ ૧ ॥ તિગ તિગ આરક સાગરૂ રે, કોડા કોડી અઢાર; જુગલા ધર્મ નિવારીયો રે, ધર્મ પ્રવર્ત્તનહાર રે ॥ **ભવિયાં૦** ॥ ૨ ॥ જ્ઞાનાતિશયે ભવ્યના રે, સંશય છેદનહાર; દેવ નરા તિરિ સમજીયા રે, વચનાતિશય વિચાર રે ॥ **ભવિયાં૦** ॥ ૩ ॥ ચાર ઘને મઘવા સ્તવે રે, પૂજાતિશય મહંત; પંચ ઘને યોજન ટલે રે, કષ્ટ એ તુર્ય પ્રસંત રે ॥ **ભવિયાં૦** ॥ ૪ ॥ યોગ ક્ષેમંકર જિનવરૂ રે, ઉપશમ ગંગા નીર; પ્રીતિ ભક્તિપણે કરી રે, નિત્ય નમે **શુભવીર** રે ॥ **ભવિયાં૦** ॥ ૫ ॥

[ ૨૭ ]

ઋષભ જિણુંદ શું પ્રીતડી, કિમ કીજે હો કહો ચતુર વિચાર; પ્રભુજી જઈ અળગા વસ્યા, તિહાં કિણે નવિ હો કોઈ વચન ઉચ્ચાર ॥ **ઋષભ૦** ॥ **એ આંકણી** ॥ ૧ ॥ કાગળ પણ પહોંચે નહીં, નવિ પહોંચે હો તિહાં કો પરધાન; જે પહોંચે તે તુમ સમો, નવિ ભાખે હો કોઈનું વ્યવધાન ॥ **ઋષભ૦** ॥ ૨ ॥ પ્રીત કરે તે રાગીયા, જિનવરજી હો તુમે તો વીતરાગ; પ્રીતડી જે અરાગીથી. મેળવવી હો તે લોકોત્તર માગ ॥ **ઋષભ૦** ॥ ૩ ॥ પ્રીતિ અનાદિની વિષ ભરી, તે રીતે હો કરવા મુજ ભાવ; કરવી નિર્વિષ પ્રીતડી, કિણ ભાતે હો કહો બને બનાવ ॥ **ઋષભ૦** ॥ ૪ ॥ પ્રીતિ અનંતી પર થકી, જે તોડે હો તે જોડે એહ; પરમ પુરૂષથી રાગતા, એકત્વતા હો દાખી ગુણ ગેહ ॥ **ઋષભ૦** ॥ ૫ ॥ પ્રભુજીને અવલંબતાં, નિજ પ્રભુતા હો પ્રગટે ગુણરાશ; **દેવચંદ્રની** સેવના, આપે મુજ હો અવિચળ સુખવાસ ॥ **ઋષભ૦** ॥ ૬ ॥

[ ૨૮ ]

પ્રથમ જિનેશ્વર પ્રણમીએ, જાસ સુગંધી રે કાય; કલ્પવૃક્ષ પરે તાસ ઇંદ્રાણી નયન જે, ભૃંગ પરે લપટાય ॥ ૧ ॥ રોગ ઉરગ તુજ નવિ નડે, અમૃત જે આસ્વાદ; તેહથી પ્રતિહત તેહ માનું કોઈ નવિ કરે, જગમાં તુમશું રે વાદ ॥ ૨ ॥ વગર ધોઈ તુજ નિરમળી, કાયા કંચનવાન; નહીં પ્રસ્વેદ લગાર તારે તું તેહને, જે ધરે તાહરૂં ધ્યાન ॥ ૩ ॥ રાગ ગયો તુજ મન થકી, તેહમાં ચિત્ર ન કોય; રૂધિર આમિ-ષથી રાગ ગયો તુજ જન્મથી, દૂધ સહોદર હોય ॥ ૪ ॥ શ્વાસોશ્વાસ કમળ સમો, તુજ લોકોત્તરવાદ; દેખે ન આહાર નિહાર ચર્મ ચક્ષુ ધણી; એહવા તુજ અવદાત ॥ ૫ ॥ ચાર અતિશય મૂળથી, ઓગણીશ દેવના કીધ; કર્મ ખપ્યાથી અગ્યાર ચોત્રીશ ઇમ અતિશયા, સમવાયાંગે પ્રસિદ્ધ ॥ ૬ ॥ જિન ઉત્તમ ગુણ ગાવતાં, ગુણ આવે નિજ અંગ; **પદ્મ-વિજય** કહે એહ સમય પ્રભુ પાળજો, જેમ થાઉં અક્ષય અભંગ ॥ **પ્રથમ૦** ॥ ૭ ॥

[ ૨૯ ]

ઋષભ જિણંદા ઋષભ જિણંદા, તુમ દરિસણ હુયે પરમાણંદા; અહનિશિ ધ્યાઉં તુમ દીદારા, મહિર કરીને કરજ્યો પ્યારા ॥ **ઋષભ૦** ॥ ૧ ॥ આપણને પૂંઠે જે વળગા, કિમ સરે તેહને કરતાં અળગા; અળગા કીધા પણુ રહે વળગા, મોર–પીંછ પરે ન હુએ ઊભગા ॥ **ઋષભ૦** ॥ ૨ ॥ તુમ્હ પણ અળગે થયે કિમ સરશે, ભગતી ભલી આકરષી લેશે; ગગને ઉડે દૂરે [1]પડાઈ, દોરી બળે હાથે રહે આઈ ॥ **ઋષભ૦** ॥ ૩ ॥ મુજ મનડું છે ચપળ સ્વભાવે, તોહે અંતર્મુહૂર્ત્ત પ્રસ્તાવે; તું તો સમય સમય બદલાયે, ઈમ કિમ પ્રીતિ [2]નિહાવો થાયે ॥ **ઋષભ૦** ॥ ૪ ॥ તે માટે તું સાહિબ માહરો, હું છું સેવક ભવોભવ તાહરો; એહ સંબંધમાં મ હશો ખામી, વાચક **માન** કહે શિરનામી ॥ **ઋષભ૦** ॥ ૫ ॥

[ ૩૦ ]

ઋષભ જિણંદા ઋષભ જિણંદા, તૂં સાહિબ હું

---

૧. પતંગ. ૨. નિભાવ.

છું તુજ બંદા; તુજ શ્યું પ્રીતિ બની મુજ સાચી, મુજ મન તુજ ગુણશ્યું રહ્યું રાચી ॥ ઋષભ૦ ॥ ૧ ॥ દીઠા દેવ રૂચે ન અનેરા, તુજ પાખલિએ ચિતડું દીયે ફેરા; સ્વામી શ્યું કામણુલડું કીધું, ચિતડું અમારૂં ચોરી લીધું ॥ ઋષભ૦ ॥ ૨ ॥ પ્રેમ બંધાણો તે તો જાણો, નિરવહસ્યો તો હોશે વખાણો; વાચક જશ વિનવે જિનરાજ, બાંહ્ય ગ્રહ્યાની તુજને લાજ ॥ ઋષભ૦ ॥ ૩ ॥

[ ૩૧ ]

[ આજ જિનરાજ મુજ કાજ સિધ્યાં સવે—એ દેશી. ]

ઋષભ જિનરાજ મુજ આજ-દિન અતિ ભલો, ગુણ-નીલો જેણે તુજ નયણ દીઠો; દુઃખ ટળ્યાં સુખ મલ્યાં સ્વામિ ! તુજ નિરખતાં, સુકૃત સંચય હુઓ પાપ નીઠો ॥ ઋષભ૦ ॥ ૧ ॥ કલ્પશાખી ફળ્યો કામઘટ મુજ મળ્યો, આંગણે અમીયનો મેહ વૂઠો; મુજ મહીરાણુ મહી-ભાણુ તુજ દર્શને, ક્ષય ગયો કુમતિ અંધાર જૂઠો ॥ ઋષભ૦ ॥ ૨ ॥ કવણ નર કનક

મણિ છોડી તૃણ સંગ્રહે ?, કવણ કુંજર તજી કરહ લેવે ?; કવણ બેસે તજી કલ્પતરૂ બાઉલે?; તુજ તજી અવર સુર કોણ સેવે ? ।। ઋષભ૦ ।। ૩ ।। એક મુજ ટેક સુવિવેક સાહિબ ! સદા, તુજ વિના દેવ દૂજો ન ઈહું; તુજ વચન-રાગ સુખ સાગરે ઝીલતો, કર્મ ભર ભ્રમ થકી હું ન બીહું ।। ઋષભ૦ ।। ૪ ।। કોડી છે દાસ વિભુ ! તાહરે ભલભલા, માહરે દેવ તું એક પ્યારો; પતિતપાવન સમો જગત ઉદ્ધારકર, મહેર કરી મોહે ભવ-જલધિ તારો ।। ઋષભ૦ ।। ૫ ।। મુક્તિથી અધિક તુજ ભક્તિ મુજ મન વસી, જેહશું સબલ પ્રતિબંધ લાગો; ચમક-પાષાણ જિમ લોહને ખિંચસ્યે, મુક્તિને સહજ તુજ ભક્તિ-રાગો ।। ઋષભ૦ ।। ૬ ।। ધન્ય ! તે કાય જેણે પાય તુજ પ્રણમિયે, તુજ થૂણે જેહ ધન્ય ! ધન્ય ! જિહા; ધન્ય ! તે હૃદય જેણે તુજ સદા સમરતાં, ધન્ય ! તે રાત ને ધન્ય ! દીહા ।। ઋષભ૦ ।। ૭ ।। ગુણ અનંતા સદા તુજ ખજાને ભર્યા, એક ગુણ દેત મુજશું વિમાસો ?;

રયણ એક દેત શી હાણ રયણાયરે ?, લોકની આપદા જેણે નાસો ॥ ઋષભ૦ ॥ ૮ ॥ ગંગ સમ રંગ તુજ કીર્ત્તિ–કલ્લોલિની, રવિ થકી અધિક તપ–તેજ તાજો; નયવિજય વિબુધ સેવક હું આપરો, જસ કહે અબ મોહે બહુ નિવાજો ॥ ઋષભ૦ ॥ ૯ ॥

[ ૩૨ ]

પ્રથમ જિનેસર મરૂદેવીનંદા, નાભિ ગગન–કુલ ચંદા રે, મનમોહન સ્વામી; સમવસરણ ત્રિકોટ સોહંદા, રજત કનક રતનંદા રે ॥ મન૦ ॥ ૧ ॥ તરૂ અશોક તળે ચિહું પાસે, કનક સિંહાસન કાસે રે ॥ મન૦ ॥ પૂર્વ દિશિ સુર-છંદે ભાસે, બિંબ ત્રિહું દિશિ જાસે રે ॥ મન૦ ॥ ૨ ॥ મુનિ[૧] સુરનારી[૨] સાધ્વી[૩] સારી, અગનિકોણ સુખકારી રે ॥ મન૦ ॥ જોતિ[૪] ભવન[૫] વન[૬] દેવી નૈરૂતે, ઇનપતિ[૭–૮–૯] વાયવ્ય થિરતે રે ॥ મન૦ ॥ ૩ ॥ સુર[૧૦] નર[૧૧] નારી[૧૨] કૂણ ઇશાને, પ્રભુ નિરખી સુખ માને રે ॥ મન૦ ॥ તુલ્ય નિમિત્ત ચિહું વરથાને,

સમ્યગ્દરશી જાને રે ॥ મન૦ ॥ ૪ ॥ આદિ નિક્ષેપા ત્રિગ ઉપગારી, વંદક ભાવ વિચારી રે ॥ મન૦ ॥ વાગ જોગ સુન મેઘ સમાનો, ભવ્ય-શિખી હરખાનો રે ॥ મન૦ ॥ ૫ ॥ કારણ નિમિત્ત ઉજાગર મેરો, શરણ ગ્રહ્યો અબ તેરો રે ॥ મન૦ ॥ ભગતવત્સલ પ્રભુ જગત ઉજેરો, તિમિર મોહ હરો મેરો રે ॥ મન૦ ॥ ૬ ॥ ભગતિ તિહારી મુજ મન જાગી, કુમતિ પંથ દીયો ત્યાગી રે ॥ મન૦ ॥ આતમ જ્ઞાન ભાન મતિ જાગી, મુજ તુજ અંતર ભાગી રે ॥ મન૦ ॥ ૭ ॥

[ ૩૩ ]

[ રાગ-રામકલી. ]

ઋષભદેવ હિતકારી, જગતગુરૂ ઋષભદેવ હિતકારી; પ્રથમ તીર્થંકર પ્રથમ નરેસર, પ્રથમ યતિ બ્રહ્મચારી ॥ જગત ॥ ૧ ॥ વરસીદાન દેઈ તુમ જગમેં, ઈલતિ ઇાતિ નિવારી; તૈસી કાહી કરતુ નહિ કરૂના, સાહિબ બેર હમારી ॥ જગત ॥ ૨ ॥ માગત નહીં હમ હાથી ઘોરે, ધન કન કંચન નારી; દીઓ મોહે ચરનકમલકી

સેવા, યાહિ લાગત મોહે પ્યારી ॥ **જગત૦** ॥ ૩ ॥ ભવલીલા વાસિત સુર ડારે, તું પર સબહી ઉવારી; મેં મેરો મન નિશ્ચલ કીનો, તુમ આણા શિરધારી ॥ **જગત૦** ॥ ૪ ॥ એસો સાહિબ નહિ કોઉ જગમેં, યાસું હોય દિલદારી; દિલહી દલાલ પ્રેમકે બિચિં, તિહાં હઠ ખેંચે ગમારી ॥ **જગત૦** ॥ ૫ ॥ તુમહી સાહિબ મેં હું બંદા, યા મત દીઓ વિસારી; શ્રીનયવિજય વિબુધ સેવકકે, તુમ હો પરમ ઉપકારી ॥ **જગત૦** ॥ ૬ ॥

[ ૩૪ ]

[ **રાગ**–ગોડ સારંગ તથા પૂર્વી. ]

પસારી કર લીજે, ઈક્ષુરસ ભગવાન !, ચઢત શિખા શ્રેયાંસકુમરકી, માનું નિરમલ ધ્યાન ॥ **પસારી૦** ॥ ૧ ॥ ( ટેક ) મેં પુરૂષોત્તમ–કરકી ગંગા, તું તો ચરન નિદાન; ઈત ગંગા અંબર તરજનકું, માનું ચલી અસમાન ॥ **પસારી૦** ॥ ૨ ॥ કીધો વિધુ-બિંબ સુધાશું ચાહત, આપ મધુરતા માન; કીધો દાયકકી પુણ્ય પરંપર, દાખત સરગ વિમાન ॥ **પસારી૦** ॥ ૩ ॥

પ્રભુ–કરેં ઇક્ષુરસ દેખી કરત હે, ઐસી ઉપમા જાન; **જશ** કહે ચિત્ત વિત્ત પાત્ર મિલાવે, યું ભવિકું જિન–ભાન ॥ **પસારી૦** ॥ ૪ ॥

[ ૩૫ ]

[ **રાગ**–ગોડી સારંગ. ]

( વિમલાચલ પર દાદાની અજબ જટા–**એ દેશી.** )

તુહારે શિર રાજત અજબ જટા, છારયે માનું ગયન ન છારત, સીસ સણગાર છટા ॥ **તુહારે૦** ॥ **૧** ॥ કિયું ગંગા અમરી સસુર સેવત, યમુના ઉભય તટા; ગિરિવર શિખરેં એહ અનોપમ, ઉન્નત મેઘ–ઘટા ॥ **તુહારે૦** ॥ ૨ ॥ કેસે બાલ લગે ભવી ભવ–જલ, તારત અતિ વિકટા; હરિ કહે **જસ પ્રભુ** ઋષભ રખો એ, હમહિં અતિ ઉલટા ॥ **તુહારે૦** ॥ ૩ ॥

[ ૩૬ ]

સમકિત–દ્વાર ગભારે પેસતાંજી, પાપ–પડલ ગયાં દૂર રે; મોહન મરૂદેવીનો લાડણોજી, દીઠો મીઠો આનંદ પૂર રે ॥ **સમકિત૦** ॥ ૧ ॥ આયુ વરજીત સાતે

કરમનીજી, સાગર કોડા કોડી હીણુ રે; સ્થિતિ પઢમ કરણે કરી જી, વીર્ય અપૂરવ મોઘર લીધ રે ॥ **સમકિત૦** ॥ ૨ ॥ ભુંગળ ભાંગી આદ્ય કષાયની જી, મિથ્યાત્વ મોહની સાંકળ સાથ રે; બાર ઉઘાડયાં શમ સંવેગનાં જી, અનુભવ ભુવને બેઠો નાથ રે ॥ **સમકિત૦** ॥ ૩ ॥ તોરણ બાંધ્યું જીવદયા તણું જી, સાથીયો પૂર્યો શ્રદ્ધા રૂપ રે, ધૂપ ઘટી પ્રભુ ગુણ અનુમોદના જી, ધી-ગુણ મંગળ આઠ અનુપ રે ॥ **સમકિત૦** ॥ ૪ ॥ સંવર પાણી અંગ પખાલણે જી, કેસર ચંદન ઉત્તમ ધ્યાન રે; આતમ ગુણ રૂચિ મૃગમદ મહમહે જી, પંચાચાર કુસુમ પ્રધાન રે ॥ **સમકિત૦** ॥ ૫ ॥ ભાવ-પૂજાએ પાવન આતમા જી, પૂજો પરમેશ્વર પુન્ય પવિત્ર રે; કારણજોગે કારજ નીપજે જી, **ખિમાવિજય જિન** આગમ રીત રે ॥ **સમકિત૦** ॥ ૬ ॥

[ ૩૭ ]

ભરતજી કહે સુણો માવડી, પ્રગટયા નવ નિધાન રે; નિત નિત દેતાં ઓલંભડા, હવે જુઓ પુત્રનાં

માન રે ॥ **ઋષભની શોભા હું શી કહું ? ॥ ૧ ॥** અઢાર કોડાકોડી સાગરે, વસીયો નયર અનુપ રે; ચાર જોયણનું માન છે, ચાલો જોવાને ચુપ રે ॥ **ઋષભ૦** ॥ ૨ ॥ પહેલો રૂપાનો કોટ છે, કાંગરા કંચન સાજ રે; બીજો કનકનો કોટ છે, કાંગરા રત્ન સમાન રે ॥ **ઋષભ૦** ॥ ૩ ॥ ત્રીજો રતનનો કોટ છે, કાંગરા મણિમય જાણ રે; તેમાં મધ્ય સિંહાસને, હુકમ કરે પ્રમાણ રે ॥ **ઋષભ૦** ॥ ૪ ॥ પૂરવ દિશાની સંખ્યા સુણો, પગથિયાં વીશહજાર રે; એણી પરે ગણતાં ચારે દિશા, પગથિયાં એંસી હજાર રે ॥ **ઋષભ૦** ॥ ૫ ॥ શિરપર ત્રણ છત્ર જલહળે, તેહથી ત્રિભુવનરાય રે; ત્રણ ભુવનનો રે બાદશાહ, કેવલજ્ઞાન સોહાય રે. **ઋષભ૦** ॥ ૬ ॥ વીશ બત્રીશ દશ સુરપતિ, વળી દોય ચંદ્ર ને સૂર્ય રે; દોય કર જોડી ઊભા ખડા, તુમ સુત ઋષભ હજૂર રે ॥ **ઋષભ૦** ॥ ૭ ॥ ચામર જોડી ચોવીશ છે, ભામંડલ ઝળકંત રે; ગાજે ગગને દુંદુભિ, ફૂલ પગરવ સંત રે. **ઋષભ૦** ॥ ૮ ॥ બાર

ગુણો પ્રભુદેહથી, અશોક વૃક્ષ શ્રીકાર રે; મેઘ સમાની દે દેશના, અમૃતવાણી જયકાર રે ॥ **ઋષભ૦** ॥ ૯ ॥ પ્રાતિહારજ આઠથી, તુમ સુત દીપે દેદાર રે; ચાલો જોવાને માવડી, ગયવર ખંધે અસવાર રે ॥ **ઋષભ૦** ॥ ૧૦ ॥ દૂરથી રે વાજાં સાંભળી, જોતાં હરખ ન માય રે; હરખનાં આંસુથી ફાટીયાં, પડલ તે દૂર પલાય રે ॥ **ઋષભ૦** ॥ ૧૧ ॥ ગયવર ખંધેથી દેખીગો, નિરૂપમ પુત્ર દેદાર રે; આદર દીધો નહિ માયને, માય મન ખેદ અપાર રે ॥ **ઋષભ૦** ॥ ૧૨ ॥ કેના છોરૂ ને માવડી, એ તો છે વીતરાગ રે; એણી પેરે ભાવના ભાવતાં, કેવલ પામ્યાં મહાભાગ રે ॥ **ઋષભ૦** ॥ ૧૩ ॥ ગયવર ખંધે મુગતે ગયાં, અંતગડ કેવલી એહ રે; વંદો પુત્ર ને માવડી, આણી અધિક સનેહ રે ॥ **ઋષભ૦** ॥ ૧૪ ॥ ઋષભની શોભા મેં વરણવી, સમકિતપુર મોઝાર રે; સિદ્ધગિરિ માહાત્મ્ય સાંભળો, સંઘને જય જયકાર રે ॥ **ઋષભ૦** ॥ ૧૫ ॥ સંવત અઢાર એંસીયે, માગસર માસ

સોહાય રે; **દીપવિજય** કવિરાયનો, મંગળમાળ સોહાય રે ॥ **ઋષભ૦** ॥ ૧૬ ॥

[ ૩૮ ]

## શ્રી પુંડરીકગિરિ–સ્તવન.

વીરજી આવ્યા રે વિમલાચલ કે મેદાન, સુરપતિ ભાયા રે સમવસરણુ કે મંડાણુ ॥ એ–આંકણી ॥ દેશના દેવે વીરજી સ્વામ, શત્રુંજય મહિમા વરણવે તામ, ભાખ્યાં આઠ ઉપર સો નામ, તેહમાં ભાખ્યું રે પુંડરગિરિ અભિધાન, સોહમ ઇંદો રે તવ પૂછે બહુ માન, કિમ થયું સ્વામી રે, ભાખો તાસ નિદાન ॥ **વીરજી૦** ॥ ૧ ॥ પ્રભુજી ભાખે સાંભળ ઈંદ્ર, પ્રથમ જે હુવા ઋષભજિણંદ, તેહના પુત્ર તે ભરત નરિંદ, ભરતના હુવા રે ઋષભસેન પુંડરીક, ઋષભજી પાસે રે દેશના સુણી તહકીક, દીક્ષા લીધી રે ત્રિપદી જ્ઞાન અધિક ॥ **વીરજી૦** ॥ ૨ ॥ ગણધર પદવી પામ્યા જામ, દ્વાદશાંગી ગુંથી અભિરામ, વિચરે મહિયલમાં ગુણધામ, અનુક્રમે આવ્યા રે શ્રીસિદ્ધાચલ

ઠામ, મુનિવર કોડી રે, પંચતણે પરિવાર, અણુસણ કીધાં રે, નિજ આતમને ઉદ્ધાર ।। **વીર૦** ।। ૩ ।। ચૈત્રી પૂનમ દિવસે એહ, પામ્યા કેવળજ્ઞાન અછેહ, શિવસુખ વરિયા અમર અદેહ, પૂર્ણાનંદી રે અગુરૂલઘુ અવગાહ, અજ અવિનાશી રે, નિજ ગુણ ભોગી અબાહ, નિજ ગુણ ધરતા રે, પર પુદ્ગલ નહીં ચાહ ।। **વીર૦** ।। ૪ ।। તેણે પ્રગટ્યું પુંડરગિરિ નામ, સાંભળ સોહમ દેવલોક સ્વામ, એહનો મહિમા અતિહિ ઉદ્દામ, તેણે દિન કીજે રે, તપ જપ પૂજા ને દાન, વ્રત વળી પોસહ રે, જેહ કરે અનિદાન, ફળ તસ પામે રે, પંચ કોડી ગુણું માન ।। **વીર૦** ।। ૫ ।। ભક્તે ભવ્ય જીવ જે હોય, પંચમ ભવે મુક્તિ લહે સોય, તેહમાં બાધક છે નહિ કોય, વ્યવહાર કેરી રે, મધ્યમ ફળની એ વાત, ઉત્કૃષ્ટ યોગે રે અંતરમુહૂર્ત વિખ્યાત, શિવસુખ સાધે રે, નિજ આતમ અવદાત ।। **વીર૦** ।। ૬ ।। ચૈત્રી પૂનમ મહિમા દેખ, પૂજા પંચ પ્રકારી વિશેષ, તેહમાં

નહિ ઉણીમ કાંઈ રેખ, એણી પરે ભાખી રે, જિનવર ઉત્તમ વાણ, સાંભળી બુઝયા રે, કેઈક ભવિક સુજાણ, એણી પરે ગાયો રે, **પદ્મવિજય** સુપ્રમાણ ॥ ॥ વીર૦ ॥ ૭ ॥

[ ૩૯ ]

## શ્રી પુંડરીકસ્વામીનું સ્તવન.

( રશીયાની દેશી. )

પ્રણમો પ્રેમે પુંડરીક રાજીયો, ગાજીયો જગમાં રે એહ-સોભાગી; જાત્રાએ જાતાં રે પગે પગે નિર્જરે, બહુ ભવ સંચિત ખેહ-સોભાગી ॥ પ્ર૦ ॥ ૧ ॥ પાપ હોય વજ્રલેપ સમો વડે, તે પણ જાયે દૂર-સોભાગી; જો એ ગિરિનું દરશન કીજીએ, ભાવભક્તિ ભરપૂર-સોભાગી ॥ પ્ર૦ ॥ ૨ ॥ ગૌહત્યાદિક હત્યા પંચ છે, કારક તેહના જે હોય-સોભાગી; તે પણ એ ગિરિ દરશન જો કરે, પામે શિવ ગતિ સોય- સોભાગી ॥ પ્ર૦ ॥ ૩ ॥ શ્રી શુકરાજા નરપતિ ઈણ ગિરિ, કરતો જિનવર ધ્યાન-સોભાગી; ષટ્ માસે રિપુ વિલય ગયા સર્વ,

વાધ્યો અધિક તસ વાન-સોભાગી ॥ પ્ર૦ ॥ ૪ ॥ ચંદ્રશેખર નિજ ભગિની ભોગવી, કીધું પાપ મહંત -સોભાગી; તે પણ એ તીરથ આરાધતાં, પામ્યો શુભ ગતિ સંત-સોભાગી ॥ પ્ર૦ ॥ ૫ ॥ મોર સર્પને વાઘ પ્રમુખ બહુ, જીવ છે જે વિકરાલ-સોભાગી; તે પણ એ ગિરિ દરિશન પુણ્યથી, પામે સુગતિ વિશાલ-સો-ભાગી ॥ પ્ર૦ ॥ ૬ ॥ એહવો મહિમા એ તીરથ તણો, ચૈત્રી પૂનમે વિશેષ-સોભાગી; શ્રીવિજયરાજ-સૂરીશ્વર શિષ્યનો, દાન ગયા દુઃખ લેશ-સોભાગી ॥ પ્ર૦ ॥ ૭ ॥

[ ૪૦ ]

## શ્રી સિદ્ધાચલજી મહિમા પૂજા સ્તવન.

( ખટ દર્શન જિન અંગ ભણીજે-એ દેશી. )

સાંભળી જિનવર મુખથી સાચું, પુંડરીક ગણધાર રે; પંચ કોડી મુનિવરશું ઇણ ગિરિ, અણસણ કીધું ઉદાર રે ॥ ૧ ॥ નમો રે નમો શ્રી શત્રુંજ

ગિરિવર, સકલ તીરથમાંહી સાર રે; દીઠે દુરગતિ દૂર નિવારે, ઉતારે ભવપાર રે ॥ **નમો૦** ॥ ૨ ॥ કેવલ લહી ચૈત્રી પૂનમ દિન, પામ્યા મુગતિ સુઠામ રે; તદા કાલથી પુહવી પ્રગટ્યું, પુંડરીકગિરિ નામ રે ॥ **નમો૦** ॥ ૩ ॥ નયરી અયોધ્યાથી વિહરતા પહોતા, તાતજી ઋષભ જિણંદ રે; સાઠ સહસ સમ ખટ ખંડ સાધી, ઘરે આવ્યા ભરત નરિંદ રે ॥ **નમો૦** ॥ ૪ ॥ ઘેર જઇ માયને પાયે લાગી, જનની દો આશિષ રે; વિમલાચલ સંઘાધિપ કેરી, પહોંચજો પુત્ર ? જગીશ રે ॥ **નમો૦** ॥ ૫ ॥ ભરત વિમાસે સાઠ સહસ સમ, સાધ્યા દેશ અનેક રે; હવે હું તાત પ્રત્યે જઈ પુછું, સંઘપતિ તિલક વિવેક રે ॥ **નમો૦** ॥ ૬ ॥ સમવસરણે પહોતા ભરતેસર, વંદી પ્રભુના પાય રે; ઈંદ્રાદિક સુર નર બહુ મળીયા, દેશના દે જિનરાય રે ॥ **નમો૦** ॥ ૭ ॥ શત્રુંજય સંઘાધિપ યાત્રા, ફળ ભાખે શ્રી ભગવંત રે; તવ ભરતેસર કરે રે સજાઇ, જાણી લાભ અનંત રે ॥ **નમો૦** ॥ ૮ ॥

[ ૪૧ ]

## શ્રી રાયણ પગલાંનું સ્તવન.

શ્રી આદીશ્વર અંતરજામી, જીવન જગત આધાર; શાંત સુધારસ જ્ઞાને ભરીયો, સિદ્ધાચલ શણગાર ॥ રાયણ રૂડી રે, જીહાં પ્રભુ પાય ધરે ॥ **વિમલગિરિ વંદો રે, દેખત દુ:ખ હરે ॥ પુણ્યવંતા પ્રાણી રે, પ્રભુજીની સેવા કરે ॥ ૧ ॥** ગુણ અનંતા ગિરિવર કેરા, સિધ્યા સાધુ અનંત; વળી રે સિદ્ધશે વાર અનંતી, એમ ભાખે ભગવંત ॥ ભવો ભવ કેરાં રે, પાતિક દૂર ટળે ॥ **વિમલ૦ ॥ ૨ ॥** વાવડીયું રસકુંપા કેરી, મણિ માણેકની ખાણ; રત્નખાણ બહુ રાજે હો તીરથ, એહવી શ્રી જિન-વાણ ॥ સુખના સનેહી રે, બંધન દૂર કરે ॥ **વિમલ૦ ॥ ૩ ॥** પાંચ કોડીશું પુંડરીક સિધ્યા, ત્રણ કોડીશું રામ; વીશ કોડીશું પાંડવ મુક્તિ, સિદ્ધક્ષેત્ર સિદ્ધ ઠામ ॥ મુનિવર મ્હોટા રે, અનંતા મુક્તિ વરે ॥ **વિમલ૦ ॥ ૪ ॥** એસો તીરથ ઓર ન જગમેં, ભાખે શ્રીજિન-ભાણ; દુર્ગતિ કાપે ને પાત

ઉતારે, ( વ્હાલો ) આપે કેવલનાણ ॥ ભવિજન ભાવે રે, જે એનું ધ્યાન ધરે ॥ **વિમલ૦ ॥ ૫ ॥** દ્રવ્ય ભાવશું પૂજા કરતાં, પૂજો શ્રીજિનપાય; ચિદાનંદ સુખ આતમ વેદી, જ્યોતિસેં જ્યોત મિલાય ॥ કીરતિ એહની રે, **માણેક મુનિ** કરે ॥ **વિમલ ॥ ૬ ॥**

[ ૪૨ ]

ઉમૈયા મુજને ઘણી, જીહો ભેટું વિમળગિરિરાય; દોઈતરા મુજ પાંખડી, જીહો લળી લળી લાગું પાય કે ॥ **મોહનગારા હો રાજ રૂડા, મારા સાંભળ સુગુણા સુડા ॥ ૧ ॥** શત્રુંજય શિખર સોહામણો, જીહો ધન્ય ધન્ય રાયણ રૂખ; ધન્ય પગલાં પ્રભુજી તણાં, જીહો દીઠડે ભાગે ભૂખ કે ॥ **મોહન૦ ॥ ૨ ॥** ઈણ ગિરિ આવી સમોસર્યા, જીહો નાભિનરિંદ મલ્હાર; પાવન કીધી વસુંધરા, જીહો પૂર્વ નવાણું વાર કે ॥ **મોહન૦ ॥ ૩ ॥** પુંડરીક મુનિ મુગતે ગયા, જીહો સાથે મુનિ પંચ કોડ; પુંડરીક ગિરિવર એ થયા, જીહો નમો નમો બે કર જોડ કે ॥ **મોહન૦ ॥ ૪ ॥** એણે

તીરથે સિધ્યા ઘણા, જીહો સાધુ અનંતી ક્રોડ; ત્રણ ભુવનમાં જોવતાં, જીહો નહીં કોઈ એહની જોડ કે ॥ મોહુન૦ ॥ ૫ ॥ મનવંછિત સુખ મેળવે, જીહો જપતાં એ ગિરિરાજ; દ્રવ્ય ભાવ વૈરી તણો, જીહો ભય જાયે સવિ ભાંજ કે ॥ મોહુન૦ ॥ ૬ ॥ વાચક **રામવિજય** કહે, જીહો નમો નમો તીરથ એહ; શિવ મંદિરની શ્રેણ છે, જીહો એહમાં નહિ સંદેહ કે ॥ મોહુન૦ ॥ ૭ ॥

---

## શ્રી શત્રુંજયગિરિની સ્તુતિઓ.

[ ૧ ]

પુંડરગિરિ મહિમા, આગમમાં પ્રસિદ્ધ, વિમલાચલ ભેટી, લહિએ અવિચલ ઋદ્ધ; પંચમગતિ પહોંચ્યા, મુનિવર કોડાકોડ, એણે તીરથે આવી, કર્મ વિપાક વિછોડ ॥ ૧ ॥

[ ૨ ]

શ્રી શત્રુંજય ગિરિવર વાસવ, વાસવ સેવિત પાયજી ॥ જયવંતા વરતો તિહું કાલે, મંગલ કમલા

દાયજી ॥ સિરિ રિસહેસર શિષ્ય શિરોમણિ, પુંડરીકથી તે સાધ્યોજી ॥ ચૈત્રી પૂનમ આ ચોવીશી, મહિમા જેહનો વાધ્યોજી ॥ ૧ ॥

[ ૩ ]

શત્રુંજય મહિમા, પ્રગટ્યો જેહથી સાર ॥
ચૈત્રી પૂનમ દિન, આપ્યો એહ ઉદાર ॥
રિસહેસર સેવા, શિર વહો ધરી આણંદ ॥
તિહુઅણ ભવિ કૈરવ, વિપિન વિકાસન ચંદ ॥ ૧ ॥

[ ૪ ]

શ્રી શત્રુંજય મંડણ, રિસહ જિણેસર દેવ ॥
સુર નર વિદ્યાધર, સારે જેહની સેવ ॥
સિદ્ધાચલ શિખરે, સોહાકર શૃંગાર ॥
શ્રી નાભિનરેસર, મરૂદેવીનો મલ્હાર ॥ ૧ ॥

[ ૫ ]

પ્રણમો ભવિયાં રિસહ જિણેસર, શત્રુંજય કેરો રાયજી ॥ વૃષભ લંછન જસ ચરણે સોહે, સોવન વરણી કાયજી ॥ ભરતાદિક શત પુત્ર તણો જે, જનક અયોધ્યા

રાયજી ॥ ચૈત્રી પૂનમને દિન જેહના, મહોટા મહોત્સવ થાયજી ॥ ૧ ॥

[ ૬ ]

શત્રુંજય સાહેબ પ્રથમ જિણંદ, નાભિ ભૂપ કુલ કમલ દિણંદ; મરૂદેવીનો નંદ ॥ જસ મુખ સોહે પૂનમચંદ, સેવા સારે ઈંદ નરિંદ; ઉન્મૂલે દુઃખ દંદ ॥ વાંછિત પૂરણ સુરતરૂ કંદ, લંછન જેહને સુરભિનંદ; ફેડે ભવ ભય ફંદ ॥ પ્રણમે **જ્ઞાનવિમલસૂરિંદ**, જેહના અહોનિશ પદ–અરવિંદ; પામે પરમાનંદ ॥ ૧ ॥

[ ૭ ]

વિમલગિરિ સહુ તીરથ રાજા, નાભિકો નંદન જિનવર તાજાં; ભવ જલધિકો જહાજા ॥ નેમિ વિના જિન તેવીસ, સમવસરે સહુ વિમલગિરિસ; ભવિજન પૂરે જગીસ ॥ સિદ્ધક્ષેત્ર જિન આગમ ભાસે, દૂર ભવિ અભવ્ય નિરાસે, ગિરિ દરિસણ નવિ પાસે ॥ કવડ યક્ષ ચક્ક કેસરી દેવી, તીરથ સાન્નિધ્ય કર સુખ લેવી; આતમ સફલ કરેવી ॥ ૧ ॥

[ ૮ ]

સવિ મલિ કરી આવો, ભાવના ભવ્ય ભાવો ॥
વિમલગિરિ વધાવો, મોતીયાં થાળ લાવો ॥
જો હોય શિવ જાવો, ચિત્ત તો વાત ભાવો ॥
ન હોયે દુશ્મન દાવો, આદિ પૂજા રચાવો ॥ ૧ ॥

## શ્રી આદીશ્વરપ્રભુની સ્તુતિઓ.

[ ૧ ]

આદિ જિનવર રાયા, જાસ સોવન્ન કાયા ॥
મરૂદેવી માયા, ધોરી લંછન પાયા ॥
જગત સ્થિતિ નિપાયા, શુદ્ધ ચારિત્ર પાયા ॥
કેવલ સિરી રાયા મોક્ષનગરે સધાયા ॥ ૧ ॥

[ ૨ ]

ત્ર્યાશી લાખ પૂરવ ઘરવાસે, વસિયા પરિકર યુક્તાજી; જન્મ થકી પણ દેવતરૂ ફલ, ક્ષીરોદધિ-જલ ભોક્તાજી; મઈ સુય ઓહિ નાણે સંયુત, નયણ

વયણ કજ ચંદાજી; ચાર સહસશું દીક્ષા શિક્ષા, સ્વામી શ્રીઋષભ જિણંદાજી ॥ ૧ ॥

---

## શ્રી પુંડરીકસ્વામીની સ્તુતિ.

---

ચૈત્રી પૂનમ દિન, શત્રુંજય ગિરિ અહિઠાણ ॥
પુંડરીક વર ગણધર, તિહાં પામ્યા નિર્વાણ ॥
આદીશ્વર કેરા, શિષ્ય પ્રથમ જયકાર ॥
કેવલ કમલાવર, નાભિનરિંદ મલ્હાર ॥ ૧ ॥



# શ્રીશત્રુંજયતીર્થ સંબંધી એકવીશ નામના ગુણગર્ભિત એકવીશ ખમાસમણ આપવાના દુહા.

૧-સિદ્ધાચલ સમરૂં સદા, સોરઠ દેશ મઝાર;
મનુષ્ય જન્મ પામી કરી, વંદુ વાર હજાર ॥ ૧ ॥
[૧]અંગ [૨]વસન [૩]મન [૪]ભૂમિકા, [૫]પૂજોપગરણ સાર;
[૬]ન્યાયદ્રવ્ય [૭]વિધિશુદ્ધતા, શુદ્ધિ સાત પ્રકાર ॥ ૨ ॥
કાર્તિક શુદી પૂનમ દિને, દશ કોટી પરિવાર; દ્રાવિડ વારિખિલ્લજી, સિદ્ધ થયા નિરધાર ॥ ૩ ॥ તિણે કારણ કાર્તિકી દિને, સંઘ સયલ પરિવાર; આદિજિન સનમુખ રહી, ખમાસમણ બહુ વાર ॥ ૪ ॥
એકવીશ નામે વરણવ્યો, તિહાં પહેલું અભિધાન;
શત્રુંજય શુકરાયથી, જનક વચન બહુમાન ॥ ૫ ॥

---

૧-શરીરશુદ્ધિ. ૨-વસ્ત્રશુદ્ધિ. ૩-ચિત્તશુદ્ધિ. ૪-ભૂમિશુદ્ધિ. ૫-ઉપકરણશુદ્ધિ. ૬-દ્રવ્યશુદ્ધિ ૭-યથાર્થવિધિશુદ્ધિ.

[ અહીયાં—

**" સિદ્ધાચલ સમરૂં સદા, સોરઠ દેશ મઝાર;**
**મનુષ્ય જન્મ પામી કરી, વંદુ વાર હજાર ॥૧॥"**
**-આ દુહો પ્રત્યેક ખમાસમણ દીઠ કહેવો. ]**

---

૨—સમોસર્યા સિદ્ધાચલે, પુંડરીક ગણધાર; લાખ સવા માહાતમ કહ્યું, સુર નર સભા મઝાર ॥ ૬ ॥ ચૈત્રી પૂનમને દિને, કરી અણસન એક માસ; પાંચ કોડિ મુનિ સાથશું, મુક્તિનિલયમાં વાસ ॥ ૭ ॥ તિણે કારણ પુંડરીકગિરિ, નામ થયું વિખ્યાત; મન વચ કાયે વંદીયે, ઉઠી નિત્ય પ્રભાત ॥ ૧ ॥ સિદ્ધા૦ ॥

---

૩—વીશ કોડીશું પાંડવા, મોક્ષ ગયા ઇણે ઠામ; એમ અનંત મુકતે ગયા, સિદ્ધક્ષેત્ર તિણે નામ ॥ ૯ ॥ ॥ સિદ્ધા૦ ॥

---

૪–અડસઠ તીરથ ન્હાવતાં, અંગ રંગ ઘડી એક; તુંબીજલ સ્નાને કરી, જાગ્યો ચિત્ત વિવેક ॥ ૧૦ ॥ ચંદ્રશેખર રાજા પ્રમુખ, કર્મ કઠિન મલધામ; અચલ પદે વિમલા થયા, તિણે વિમલાચલ નામ ॥ ૧૧ ॥ ॥ સિદ્ધા૦ ॥

---

૫–પર્વતમાં સુરગિરિ વડો, જિન અભિષેક કરાય; સિદ્ધ હુવા સ્નાતક પદે, સુરગિરિ નામ ધરાય ॥ ૧૨ ॥ ભરતાદિ ચૌદ ક્ષેત્રમાં, એ સમો તીરથ ન એક, તિણે સુરગિરિ નામે નમું, જિહાં સુરવાસ અનેક ॥ ૧૩ ॥ ॥ સિદ્ધા૦ ॥

---

૬–એંસી યોજન પૃથુલ છે, ઉંચપણે છવ્વીશ; મહિમાએ મોટો ગિરિ, મહાગિરિ નામ નમીશ ॥ ૧૪ ॥ સિદ્ધા૦ ॥

---

૭–ગણધર ગુણવંતા મુનિ, વિશ્વમાંહે વંદનિક; જેહવો તેહવો સંયમી, વિમળાચળ ( એ તીરથે ) પૂજનીક ।। ૧૫ ।। વિપ્રલોક વિષધર સમા, દુઃખીયા ભૂતલ માન; દ્રવ્યલિંગી કણ ક્ષેત્ર સમ, મુનિવર છીપ સમાન ।। ૧૬ ।। શ્રાવક મેઘ સમા કહ્યા, કરતા પુણ્યનું કામ; પુણ્યની રાશિ વધે ઘણી, તિણે પુણ્ય-રાશિ નામ ।। ૧૭ ।। સિદ્ધા૦ ।।

---

૮–સંયમધર મુનિવર ઘણા, તપ તપતા એક ધ્યાન; કર્મ વિયોગે પામીયા, કેવળ લક્ષ્મી નિધાન ।। ૧૮ ।। લાખ એકાણું શિવ વર્યા, નારદશું અણગાર; નામ નમો તિણે આઠમું, શ્રીપદ્દગિરિ નિરધાર ।। ૧૯ ।। ।। સિદ્ધા૦ ।।

---

૯–શ્રી સીમંધર સ્વામીએ, એ ગિરિ મહિમા વિલાસ; ઈંદ્રની આગે વર્ણવ્યો, તિણે એ ઇંદ્રપ્રકાશ ।। ૨૦ ।। સિદ્ધા૦ ।।

---

૧૦–દશ કોટિ અણુવ્રતધરા, ભકતે જમાડે સાર; જૈનતીર્થ યાત્રા કરે, લાભ તણો નહીં પાર ॥૨૧॥ તેહ થકી સિદ્ધાચલે, એક મુનિને દાન; દેતાં લાભ ઘણો હુવે, મહાતીરથ અભિધાન ॥ ૨૨ ॥સિદ્ધા૦॥

---

૧૧–પ્રાયે એ ગિરિ શાશ્વતો, રહેશે કાલ અનંત; શત્રુંજય માહાતમ સુણી, નમો શાશ્વતગિરિ સંત ॥ ૨૩ ॥ સિદ્ધા૦ ॥

---

૧૨–ગૌ નારી બાલક મુનિ, ચઉ હત્યા કરનાર; યાત્રા કરતાં કાર્ત્તિકી, ન રહે પાપ લગાર ॥ ૨૪ ॥ જે પરદારા લંપટી, ચોરીના કરનાર; દેવદ્રવ્ય ગુરૂ-દ્રવ્યના, જે વળી ચોરણહાર ॥ ૨૫ ॥ ચૈત્રી કાર્ત્તિકી પૂનમે, કરે યાત્રા ઈણે ઠામ; તપ તપતાં પાતિક ગળે, તિણે દઢશક્તિ નામ ॥ ૨૬ ॥ સિદ્ધા૦ ॥

---

૧૩–ભવ ભય પામી નીકળ્યા, થાવચ્ચા સુત જેહ; સહસ મુનિશું શિવ વર્યા, મુક્તિનિલયગિરિ તેહ **॥ ૨૭ ॥ સિદ્ધા૦ ॥**

---

૧૪–ચંદા સૂરજ બિહું જણા, ઉભા ઈણે ગિરિ શૃંગ; વધાવિયો વર્ણવ કરી, (કરી વર્ણવ ને વધાવિયો) પુષ્પદંતગિરિ રંગ **॥ ૨૮॥ સિદ્ધા૦ ॥**

---

૧૫–કર્મકલણ ભવજલ તજી, ઈહાં પામ્યા શિવ-સદ્મ; પ્રાણી પદ્મ નિરંજની, વંદો ગિરિ મહાપદ્મ **॥ ૨૯ ॥ સિદ્ધા૦ ॥**

---

૧૬–શિવવહુ વિવાહ ઉત્સવે, મંડપ રચિયો સાર; મુનિવર વર બેઠક ભણી, પૃથ્વીપીઠ મનોહાર **॥૩૦॥ ॥ સિદ્ધા૦ ॥**

---

૧૭-શ્રી સુભદ્રગિરિ નમો, ભદ્ર તે મંગલ રૂપ; જલ તરૂ રજ ગિરિવર તણી, શિશ ચડાવે ભૂપ **॥ ૩૧ ॥ સિદ્ધા૦ ॥**

---

૧૮-વિદ્યાધર સુર અપચ્છરા, નદી શેત્રુંજી વિલાસ; કરતા હરતા પાપને, ભજીયે ભવી કૈલાસ **॥ ૩૨ ॥ સિદ્ધા૦ ॥**

---

૧૯-બીજા નિર્વાણી પ્રભુ, ગઈ ચોવીશી મોઝાર; તસ ગણધર મુનિમાં વડા, નામે કદંબ અણગાર **॥ ૩૩ ॥** પ્રભુ વચને અણસન કરી, મુક્તિપુરીમાં વાસ; નામે કદંબગિરિ નમો, તો હોય લીલ વિલાસ **॥ ૩૪ ॥ ॥ સિદ્ધા૦ ॥**

---

૨૦-પાતાલે જસ મૂલ છે, ઉજ્જ્વલગિરિનું સાર; ત્રિકરણ યોગે વંદતાં, અલ્પ હોયે સંસાર **॥ ૩૫ ॥ ॥ સિદ્ધા૦ ॥**

---

૨૧–તન મન ધન સુત વલ્લભા, સ્વર્ગાદિક સુખ ભોગ; જે વંછે તે સંપજે, શિવરમણી સંયોગ ॥ ૩૬ ॥ વિમલાચલ પરમેષ્ઠિનું. ધ્યાન ધરે ષટ્ માસ; તેજ અપૂરવ વિસ્તરે, પૂરે ( પૂગે ) સઘળી આશ ॥ ૩૭ ॥ ત્રીજે ભવ સિદ્ધિ લહે, એ પણ પ્રાયિક વાચ; ઉત્કૃષ્ટા પરિણામથી, અંતરમુહૂરત સાચ ॥ ૩૮ ॥ સર્વ કામ-દાયક નમો, નામ કરી ઓળખાણ; શ્રી શુભવીર-વિજય પ્રભુ, નમતાં ક્રોડ કલ્યાણ ॥ ૩૯ ॥ સિદ્ધા૦ ॥



# શ્રી સિદ્ધગિરિજીનાં ખમાસમણ.

( દુહા-૧૦૮.)

શ્રી આદીશ્વર અજર અમર, અવ્યાબાધ અહનીશ;
પરમાતમ પરમેસરૂ, પ્રણમું પરમ મુનીશ. ૧
જય જય જગપતિ જ્ઞાન ભાન, ભાસિત લોકાલોક;
શુદ્ધ સ્વરૂપ સમાધિમય, નમિત સુરાસુર થોક. ૨
શ્રી સિદ્ધાચલ મંડણો, નાભિ નરેસર નંદ;
મિથ્યામતિ મત ભંજણો, ભવિ-કુમુદાકર-ચંદ. ૩
પૂર્વ નવાણું જસ શિરે, સમવસર્યા જગનાથ;
તે સિદ્ધાચલ પ્રણમિયે, ભકતે જોડી હાથ. ૪
અનંત જીવ ઇણ ગિરિવરે, પામ્યા ભવનો પાર;
તે સિદ્ધાચલ પ્રણમિયે, લહિયે મંગલ માળ. ૫
જસ શિર મુકુટ મનોહરૂ, મરૂદેવીનો નંદ;
તે સિદ્ધાચલ પ્રણમિયે, ઋદ્ધિ સદા સુખવૃંદ. ૬
મહિમા જેહનો દાખવા, સુરગુરૂ પણ મતિમંદ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, પ્રગટે સહજાનંદ. ૭

સત્તા ધર્મ સમારવા, કારણ જેહ પડૂર;
તે તીર્થેશ્વર પ્રણમિયે, નાસે અઘ સવિ દૂર. ૮

કર્મકાટ સવિ ટાળવા, જેહનું ધ્યાન હુતાશ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, પામીજે સુખવાસ. ૯

પરમાનંદ દશા લહે, જસ ધ્યાને મુનિરાય;
તે તીર્થેશ્વર પ્રણમિયે, પાતક દૂર પલાય. ૧૦

શ્રદ્ધા ભાસન રમણતા, રત્નત્રયીને હેતુ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, ભવ-મકરાકર-સેતુ. ૧૧

મહાપાપી પણ નિસ્તર્યા, જેહનું ધ્યાન સુહાય;
તે તીર્થેશ્વર પ્રણમિયે, સુર નર જસ ગુણ ગાય. ૧૨

પુંડરીક ગણધર પ્રમુખ, સિધ્યા સાધુ અનેક;
તે તીર્થેશ્વર પ્રણમિયે, આણી હૃદય વિવેક. ૧૩

ચંદ્રશેખર સ્વસાપતિ, જેહને સંગે સિદ્ધ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, પામીજે નિજ ઋદ્ધ. ૧૪

જલચર ખેચર તિરિય સવે, પામ્યા આતમ ભાવ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, ભવજલ તારણ નાવ. ૧૫

સંઘ યાત્રા જેણે કરી, કીધા જેણે ઉદ્ધાર;
તે તીર્થેશ્વર પ્રણમિયે, છેદીજે ગતિ ચાર. ૧૬

પુષ્ટિ શુદ્ધ સંવેગ રસ, જેહને ધ્યાને થાય;
તે તીર્થેશ્વર પ્રણમિયે, મિથ્યામતિ સવિ જાય. ૧૭

સુરતરૂ સુરમણિ સુરગવી, સુરઘટ સમ જસ ધ્યાવ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, પ્રગટે શુદ્ધ સ્વભાવ. ૧૮

સુરલોકે સુરસુંદરી, મળી મળી થોકે થોક;
તે તીર્થેશ્વર પ્રણમિયે, ગાવે જેહના શ્લોક. ૧૯

યોગીસર જસ દર્શને, ધ્યાન સમાધિ લીન;
તે તીર્થેશ્વર પ્રણમિયે, હુવા અનુભવ રસ લીન. ૨૦

માનું ગગને સૂર્ય શશી, દીયે પ્રદક્ષિણા નિત્ત;
તે તીર્થેશ્વર પ્રણમિયે, મહિમા દેખણ ચિત્ત. ૨૧

સુર અસુર નર કિન્નરા, રહે છે જેહની પાસ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, પામે લીલ વિલાસ. ૨૨

મંગલકારી જેહની, મૃત્તિકા હારી ભેટ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, કુમતિ કદાગ્રહ મેટ. ૨૩

કુમતિ-કૌશિક જેહને, દેખી ઝાંખા થાય;
તે તીર્થેશ્વર પ્રણમિયે, સવિ તસ મહિમા ગાય. ૨૪

સૂરજકુંડના નીરથી, આધિ વ્યાધિ પલાય;
તે તીર્થેશ્વર પ્રણમિયે, જસ મહિમા ન કહાય. ૨૫

સુંદર ટુંક સોહામણી, મેરૂ સમ પ્રાસાદ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, દૂર ટલે વિખવાદ. ૨૬

દ્રવ્ય ભાવ વૈરી ઘણા, જિહાં આવ્યે હોય શાંત;
તે તીર્થેશ્વર પ્રણમિયે, જાયે ભવની ભ્રાંત. ૨૭

જગ હિતકારી જિનવરા, આવ્યા એણે ઠામ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, જસ મહિમા ઉદ્દામ. ૨૮

નદી શેત્રુંજી સ્નાનથી, મિથ્યા મળ ધોવાય;
તે તીર્થેશ્વર પ્રણમિયે, સવિ જનને સુખદાય. ૨૯

આઠ કર્મ જે સિદ્ધગિરે, ન દીયે તીવ્ર વિપાક;
તે તીર્થેશ્વર પ્રણમિયે, જિહાં નવિ આવે કાક. ૩૦

સિદ્ધશિલા તપનીયમય, રત્ન સ્ફટિક ખાણ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, પામ્યા કેવલનાણ. ૩૧

સોવન રૂપા રત્નની, ઔષધિ જાત અનેક;
તે તીર્થેશ્વર પ્રણમિયે, ન રહે પાતક એક. ૩૨
સંયમધારી સંયમે, પાવન હોય જિણ ક્ષેત્ર;
તે તીર્થેશ્વર પ્રણમિયે, દેવા નિર્મળ નેત્ર. ૩૩
શ્રાવક જિહાં શુભ દ્રવ્યથી, ઉત્સવ પૂજા સ્નાત્ર;
તે તીર્થેશ્વર પ્રણમિયે, પોષે પાત્ર સુપાત્ર. ૩૪
સાહમિવત્સલ પુણ્ય જિહાં, અનંતગુણું કહેવાય;
તે તીર્થેશ્વર પ્રણમિયે, સોવન ફૂલ વધાય. ૩૫
સુંદર જાત્રા જેહની, દેખી હરખે ચિત્ત;
તે તીર્થેશ્વર પ્રણમિયે, ત્રિભુવન માંહે વિદિત. ૩૬
પાલીતાણું પુર ભલું, સરોવર સુંદર પાલ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, જાયે સકલ જંજાલ. ૩૭
મનમોહન પાગે ચઢે, પગ પગ કર્મ ખપાય;
તે તીર્થેશ્વર પ્રણમિયે, ગુણ ગુણી ભાવ લખાય. ૩૮
જેણે ગિરિ રૂખ સોહામણાં, કુંડે નિર્મલ નીર;
તે તીર્થેશ્વર પ્રણમિયે, ઉતારે ભવ-તીર. ૩૯

મુક્તિમંદિર સોપાન સમ, સુંદર ગિરિવર પાજ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, લહિયે શિવપુર રાજ. ૪૦

કર્મ કોટિ અઘ વિકટ ભટ, દેખી ધ્રૂજે અંગ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, દિન દિન ચઢતે રંગ. ૪૧

ગૌરી ગિરિવર ઉપરે, ગાવે જિનવર ગીત;
તે તીર્થેશ્વર પ્રણમિયે, સુખે શાસન રીત. ૪૨

કવડ જક્ષ રખવાલ જસ, અહોનિશ રહે હજુર;
તે તીર્થેશ્વર પ્રણમિયે, અસુરાં રાખે દૂર. ૪૩

ચિત્ત ચાતુરી ચક્રેસરી, વિઘ્ન વિનાસણ-હાર;
તે તીર્થેશ્વર પ્રણમિયે, સંઘ તણી કરે સાર. ૪૪

સુરવરમાં મઘવા યથા, ગ્રહ-ગણમાં જિમ ચંદ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, તિમ સવિ તીરથ ઈંદ. ૪૫

દીઠે દુર્ગતિ વારણો, સમર્યો સારે કાજ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, સવિ તીરથ શિરતાજ. ૪૬

પુંડરીક પંચ કોડીશું, પામ્યા કેવલનાણ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, કર્મ તણી હોય હાણ. ૪૭

મુનિવર કોડી દસ સહિત, દ્રાવિડ ને વારિખેણુ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, ચઢિયા શિવ–નિશ્રેણુ. ૪૮

નમિ વિનમિ વિદ્યાધરા, દોય કોડી મુનિ સાથ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, પામ્યા શિવપુર આથ. ૪૯

ઋષભ વંશીય નરપતિ ઘણા, ઇણે ગિરિ પહોતા મોક્ષ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, ટાલ્યા ઘાતિક દોષ. ૫૦

રામ ભરત બિહું બાંધવા, ત્રણ કોડી મુનિ યુત્ત;
તે તીર્થેશ્વર પ્રણમિયે, ઇણે ગિરિ શિવ સંપત્ત. ૫૧

નારદ મુનિવર નિર્મલો, સાધુ એકાણું લાખ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, પ્રવચન પ્રગટ એ ભાખ. ૫૨

શાંબ પ્રદ્યુમ્ન ઋષિ કહ્યા, સાડિ આઠ કોડિ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, પૂરવ કર્મ વિછોડિ. ૫૩

થાવચ્ચાસુત સહસશું, અણુસણ રંગે કીધ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, વેગે શિવપદ લીધ. ૫૪

શુક પરિવ્રાજક વળી, એક સહસ અણગાર;
તે તીર્થેશ્વર પ્રણમિયે, પામ્યા શિવપુર દ્વાર. ૫૫

સેલગસૂરિ મુનિ પાંચસેં, સહિત હુઆ શિવનાહ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, અંગે ધરી ઉત્સાહ. ૫૬

ઈમ બહુ સિધ્યા ઇણે ગિરિ, કહેતાં નાવે પાર;
તે તીર્થેશ્વર પ્રણમિયે, શાસ્ત્ર-માંહે અધિકાર. ૫૭

બીજ ઈહાં સમકિત તણું, રોપે આતમ ભોમ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, ટાલે પાતક-સ્તોમ. ૫૮

બ્રહ્મ સ્ત્રી ભ્રૂણ ગો હત્યા, પાપે ભારિત જેહ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, પહોતા શિવપુર ગેહ. ૫૯

જગ જોતાં તીરથ સવે, એ સમ અવર ન દીઠ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, તીર્થ-માંહે ઉક્કિટ્ઠ. ૬૦

ધન્ય ધન્ય સોરઠ દેશ જિહાં, તીરથ માંહે સાર;
તે તીર્થેશ્વર પ્રણમિયે, જનપદમાં શિરદાર. ૬૧

અહોનિશ આવત ઢુંકડા, તે પણ જેહને સંગ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, પામ્યા શિવવધૂ રંગ. ૬૨

વિરાધક જિનઆણના, તે પણ હુવા વિશુદ્ધ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, પામ્યા નિર્મલ બુદ્ધ. ૬૩

મહા મ્લેચ્છ શાસનરિપુ, તે પણ હુવા ઉપસંત;
તે તીર્થેશ્વર પ્રણમિયે, મહિમા દેખી અનંત. ૬૪

મંત્ર યોગ અંજન સવે, સિદ્ધ હુવે જિણ ઠામ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, પાતકહારી નામ. ૬૫

સુમતિ સુધારસ વરસતે, કર્મદાવાનલ સંત;
તે તીર્થેશ્વર પ્રણમિયે, ઉપશમ તસ ઉલસંત. ૬૬

શ્રુતધર નિતુ નિતુ ઉપદિશે, તત્ત્વાતત્ત્વ વિચાર;
તે તીર્થેશ્વર પ્રણમિયે, ગ્રહે ગુણયુત શ્રોતાર. ૬૭

પ્રિયમેલક ગુણગણ તણું, કીરતિકમલા સિંધુ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, કલિકાલે જગબંધુ. ૬૮

શ્રીશાંતિ તારણ તરણ, જેહની ભક્તિ વિશાલ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, દિન દિન મંગલ માલ. ૬૯

શ્વેત ધ્વજા જસ લટકતી, ભાંખે ભવિને એમ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, ભ્રમણ કરો છો કેમ? ૭૦

સાધક સિદ્ધ દશા ભણી, આરાધે એક ચિત્ત;
તે તીર્થેશ્વર પ્રણમિયે, સાધન પરમ પવિત્ત. ૭૧

સંઘપતિ થઈ એહની, જે કરે ભાવે યાત્ર;
તે તીર્થેશ્વર પ્રણમિયે, તસ હોય નિર્મલ ગાત્ર. ૭૨

શુદ્ધાતમ ગુણ રમણતા, પ્રગટે જેહને સંગ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, જેહનો જસ અભંગ. ૭૩

રાયણવૃક્ષ સોહામણો, જિહાં જિનેશ્વર પાય;
તે તીર્થેશ્વર પ્રણમિયે, સેવે સુર નર રાય. ૭૪

પગલાં પૂજી ઋષભનાં, ઉપશમ જેહને ચંગ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, સમતા પાવન અંગ. ૭૫

વિદ્યાધરજ મિલે બહુ, વિચરે ગિરિવર શૃંગ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, ચઢતે નવરસ રંગ. ૭૬

માલતી મોગર કેતકી, પરિમલ મોહે ભૃંગ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, પૂજો ભવી જિન અંગ. ૭૭

અજિત જિનેશ્વર જીહાં રહ્યા, ચોમાસું ગુણગેહ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, આણી અવિહડ નેહ. ૭૮

શાંતિજિનેશ્વર સોલમા, સોલ કષાય કરી અંત;
તે તીર્થેશ્વર પ્રણમિયે, ચાતુરમાસ રહંત. ૭૯

નેમિ વિના જિનવર સવે, આવ્યા છે જિણ ઠામ;
તે તીર્થેશ્વર પ્રણુમિયે, શુદ્ધ કરે પરિણામ. ૮૦

નમિ નેમિ જિન અંતરે, અજિતશાંતિસ્તવ કીધ;
તે તીર્થેશ્વર પ્રણુમિયે, નંદિષેણ પ્રસિદ્ધ. ૮૧

ગણુધર મુનિ ઉવજ્ઝાય તિમ, લાભ લહ્યા કેઈ લાખ;
તે તીર્થેશ્વર પ્રણુમિયે, જ્ઞાન અમૃતરસ ચાખ. ૮૨

નિત્ય ઘંટા ટંકારવે, રણુઝણે ઝલ્લરી નાદ;
તે તીર્થેશ્વર પ્રણામયે, દુંદુભિ માદલ વાદ. ૮૩

જેણે ગિરિ ભરત નરેસરે, કીધો પ્રથમ ઉદ્ધાર;
તે તીર્થેશ્વર પ્રણુમિયે, મણિમય મૂરતિ સાર. ૮૪

ચૌમુખ ચઉગતિ દુઃખ હરે, સોવનમય સુવિહાર;
તે તીર્થેશ્વર પ્રણુમિયે, અક્ષય સુખ દાતાર. ૮૫

ઈણ તીરથ મહોટા કહ્યા, સોલ ઉદ્ધાર સફાર;
તે તીર્થેશ્વર પ્રણુમિયે, લઘુ અસંખ્ય વિચાર. ૮૬

દ્રવ્ય ભાવ વૈરી તણો, જેહથી થાયે અંત;
તે તીર્થેશ્વર પ્રણુમિયે, શત્રુંજય સમરંત. ૮૭

પુંડરીક ગણધર હુઆ, પ્રથમ સિદ્ધ ઇણે ઠામ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, પુંડરીકગિરિ નામ. ૮૮

કાંકરે કાંકરે ઈણ ગિરિ, સિદ્ધ હુઆ સુપવિત્ત;
તે તીર્થેશ્વર પ્રણમિયે, સિદ્ધક્ષેત્ર સમચિત્ત. ૮૯

મલ દ્રવ્ય ભાવ વિશેષથી, જેહથી જાયે દૂર;
તે તીર્થેશ્વર પ્રણમિયે, વિમલાચલ સુખ પૂર. ૯૦

સુરવરા બહુ જે ગિરે, નિવસે નિરમલ ઠાણ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, સુરગિરિ નામ પ્રમાણ. ૯૧

પરવત સહુ માંહે વડો, મહાગિરિ તેણે કહંત;
તે તીર્થેશ્વર પ્રણમિયે, દરશણ લહે પુણ્યવંત. ૯૨

પુણ્ય અનર્ગલ જેહથી, થાયે પાપ વિનાશ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, નામ ભલું પુણ્યરાશ. ૯૩

લક્ષ્મીદેવીએ કર્યો, કુંડે કમલ નિવાસ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, પદ્મનામ સુવાસ. ૯૪

સવિ ગિરિમાં સુરપતિ સમો, પાતક પંક વિલાત;
તે તીર્થેશ્વર પ્રણમિયે, પર્વતઈંદ્ર વિખ્યાત. ૯૫

ત્રિભુવનમાં તીરથ સવે, તેહમાં મોટો એહ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, મહાતીરથ જસ રેહ. ૯૬

આદિ અંત નહિ જેહનો, કોઈ કાલે ન વિલાય;
તે તીર્થેશ્વર પ્રણમિયે, શાશ્વતગિરિ કહેવાય. ૯૭

ભદ્ર ભલા જે ગિરિવરે, આવ્યા હોય અપાર;
તે તીર્થેશ્વર પ્રણમિયે, નામ સુભદ્ર સંભાર. ૯૮

વીર્ય વધે શુભ સાધુને, પામી તીરથ ભક્તિ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, નામે જે દૃઢશક્તિ. ૯૯

શિવગતિ સાધે જે ગિરે, તે માટે અભિધાન;
તે તીર્થેશ્વર પ્રણમિયે, મુક્તિનિલય ગુણખાણ. ૧૦૦

ચંદ સૂરજ સમકિત ધરા, સેવ કરે શુભચિત્ત;
તે તીર્થેશ્વર પ્રણમિયે, પુષ્પદંત વિદિત્ત. ૧૦૧

ભિન્ન રહે ભવજલ થકી, જે ગિરિ લહે નિવાસ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, મહાપદ્મ સુવિલાસ. ૧૦૨

ભૂમિધરી જે ગિરિવરે, ઉદધિ ન લોપે લીહ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, પૃથિવીપીઠ અનીહ. ૧૦૩

મંગલ સવિ મલવાતણું, પીઠ એહ અભિરામ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, ભદ્રપીઠ જસ નામ. ૧૦૪
મૂલ જસ પાતાલમેં, રત્નમય મનોહાર;
તે તીર્થેશ્વર પ્રણમિયે, પાતાલમૂલ વિચાર. ૧૦૫
કર્મક્ષય હોયે જિહાં, હોય સિદ્ધ સુખકેલ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, અકર્મક મન મેલ. ૧૦૬
કામિત સવિ પૂરણ હોયે, જેહનું દરિસણ પામ;
તે તીર્થેશ્વર પ્રણમિયે, સર્વ કામ મન ઠામ. ૧૦૭
ઈત્યાદિક એકવીશ ભલાં, નિરૂપણ નામ ઉદાર;
જે સમર્યા પાતક હરે, આતમ શક્તિ અનુસાર. ૧૦૮

## —: કળશ :—

ઈમ તીર્થ નાયક, સ્તવન લાયક, સંથુણ્યો શ્રી સિદ્ધગિરિ ।। અટ્ઠોત્તર સય ગાહ સ્તવને, પ્રેમ ભકતે મન ધરી ।। શ્રીકલ્યાણસાગર, સૂરિ શિષ્યે, શુભ જગીશે સુખકરી ।। પુણ્ય મહોદય, સકલ મંગલ, વેલી સુજસે જયસિરિ ।। ૧ ।।

## શ્રી સિદ્ધાચલ-મહાતીર્થાદિ સ્તવનાવલી

## : ત્રીજો વિભાગ :

**વર્તમાન ચોવીસીના બીજા તીર્થપતિ શ્રી અજિતનાથ ભગવાનથી આરંભીને ચોવીસમા તીર્થપતિ શ્રી મહાવીરસ્વામી પર્યન્તના શ્રી જિનેશ્વરદેવોનાં ચૈત્યવંદનો, સ્તવનો અને સ્તુતિઓનો સંગ્રહ.**

### શ્રી અજિતનાથ જિન-ચૈત્યવંદન.

અજિતનાથ પ્રભુ અવતર્યો, વિનિતાનો સ્વામી; જિતશત્રુ વિજયા તણો, નંદન શિવગામી ॥ ૧ ॥ બોહોંતેર લાખ પૂરવ તણું, પાળ્યું જેણે આય; ગજ લંછન લંછન નહિ, પ્રણમે સુરરાય ॥ ૨ ॥ સાડા ચારસેં ધનુષની એ, જિનવર ઉત્તમ દેહ; પાદ પદ્મ તસ પ્રણમિએ, જેમ લહીએ શિવગેહ ॥ ૩ ॥

# શ્રી અજિતનાથ પ્રભુનાં સ્તવનો.

[ ૧ ]

**અજિત જિણંદશું પ્રીતડી,** મુજ ન ગમે હો બીજાનો સંગ કે; માલતી ફૂલે મોહીયો, કિમ બેસે હો બાવલ તરૂ ભૃંગ કે ॥ **અજિત૦** ॥ ૧ ॥ ગંગાજળમાં જે રમ્યા, કિમ છિલ્લર હો રતિ પામે મરાલ કે; સરોવર જલધર જલ વિના, નવિ ચાહે હો જેમ ચાતક બાલ કે ॥ **અજિત૦** ॥ ૨ ॥ કોકિલ કલ કુજિત કરે, પામી મંજરી હો પંજરી સહકાર કે; ઓછાં તરૂવર નવિ ગમે, ગિરૂઆશું હો હોયે ગુણનો પ્યાર કે ॥ **અજિત૦** ॥ ૩ ॥ કમલિની દિનકર કર ગ્રહે, વલી કુમુદિની હો ધરે ચંદશું પ્રીત કે, ગૌરી ગિરીશ ગિરધર વિના, નવિ ચાહે હો કમલા નિજ ચિત્ત કે ॥ **અજિત૦** ॥ ૪ ॥ તિમ પ્રભુશું મુઝ મન રમ્યું, બીજાશું હો નવિ આવે દાય કે; શ્રીનયવિજય વિબુધ તણો, **વાચક જસ** હો નિત નિત ગુણ ગાય કે ॥ **અજિત૦** ॥ ૫ ॥

[ ૨ ]

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને-એ દેશી. )

**પ્રીતલડી બંધાણી રે અજિત જિણંદ શું,** પ્રભુ પાખે ક્ષણ એક મને ન સુહાય જો; ધ્યાનની તાલી રે લાગી નેહશું, [1]જલદ-ઘટા જિમ શિવસુત વાહન દાય જો ॥ **પ્રીતલડી૦** ॥ ૧ ॥ નેહ ઘેલું મન મારૂં રે પ્રભુ અલજે રહે, તન મન ધન એ કારણથી પ્રભુ મુઝ જો; મ્હારે તો આધાર રે સાહિબ રાવલો, અંતરગતની પ્રભુ આગલ કહું [2]ગુજઝ જો ॥ ॥ **પ્રીતલડી૦** ॥ ૨ ॥ સાહેબ તે સાચો રે જગમાં જાણીએ, સેવકનાં જે સહેજે સુધારે કાજ જો. એહવે રે આચરણે કેમ કરી રહું; બિરૂદ તુમારૂં તારણ તરણ જહાજ જો ॥ **પ્રીતલડી૦** ॥ ૩ ॥ તારકતા તુજ માંહે રે શ્રવણે સાંભળી, તે ભણી હું આવ્યો છું દીન-દયાળ જો; તુજ કરૂણાની લ્હેરે રે મુજ કારજ સરે, શું ઘણું કહીએ જાણ આગળ કૃપાળ જો ॥ **પ્રીતલડી૦**॥

---

૧-મેઘ. ૨-ગુહ્ય (વાત).

॥ ૪ ॥ કરૂણાધિક કીધી રે સેવક ઉપરે, ભવ ભય ભાવઠ ભાંગી ભક્તિ પ્રસંગ જો; મન વંછિત ફળીયાં રે જિન આલંબને, કર જોડીને **મોહન** કહે મન રંગ જો ॥ પ્રીતલડી૦ ॥ ૫ ॥

[ ૩ ]

( મ્હારો મુજરો લોને રાજ–સાહિબ શાંતિ સલૂણા–
**એ દેશી.** )

અજિત જિણેસર ચરણની સેવા, હેવા એ હું હલિયો; કહિયે અણચાખ્યો પણ અનુભવ, રસનો ટાણો મલિયો ॥ **પ્રભુજી મહેર કરીને આજ,** કાજ **હમારાં સારો** ॥ ૧ ॥ મૂકાવ્યો પણ હું નવિ મૂકું, ચૂકું એ નવિ ટાણો; ભકિત–ભાવ ઉઠચો જે અંતર, તે કિમ રહે શરમાણો ॥ પ્રભુ૦ ॥ ૨ ॥ લોચન શાંત સુધારસ સુભગા, મુખ મટકાળું પ્રસન્ન; યોગ મુદ્રાનો લટકો ચટકો, અતિશયનો અતિ ધન ॥ પ્રભુજી૦ ॥ ॥ ૩ ॥ પિંડ પદસ્થ રૂપસ્થે લીનો, ચરણ–કમળ તુજ ગ્રહીયાં; ભ્રમર પરે રસ સ્વાદ ચખાવો, વિરસો

કાં કરો મહીયાં ॥ પ્રભુજી૦ ॥ ૪ ॥ બાળ કાળમાં વાર અનંતી, સામગ્રીએ નવિ જાગ્યો; યૌવન કાળે તે રસ ચાખ્યો, તું સમરથ પ્રભુ માગ્યો ॥ પ્રભુજી૦॥ ॥ ૫ ॥ તું અનુભવ-રસ દેવા સમરથ, હું પણ અરથી તેહનો; ચિત્ત વિત્ત ને પાત્ર સંબંધે અજર રહ્યો હવે કેહનો ॥ પ્રભુજી૦ ॥ ૬ ॥ પ્રભુની મહેરે તે રસ ચાખ્યો, અંતરંગ સુખ પામ્યો; માનવિજય વાચક ઈમ જંપે, હુઓ મુજ મન કામ્યો ॥ પ્રભુ૦ ॥ ૭ ॥

---

## શ્રી અજિતનાથ-પ્રભુની સ્તુતિ.

વિજયાસુત વંદો, તેજથી જ્યું દિણંદો ।
શીતલતાએ ચંદો, ધીરતાએ ગિરીંદો ॥
મુખ જેમ અરવિંદો, જાસ સેવે સુરીંદો ।
લહો પરમાનંદો, સેવના સુખકંદો ॥ ૧ ॥

---

## શ્રી સંભવનાથ-જિન ચૈત્યવંદન.

સાવત્થી નયરી ધણી, શ્રી સંભવનાથ; જિતારી નૃપ નંદનો, ચલવે શિવ સાથ ॥ ૧ ॥ સેના નંદન

ચંદને, પૂજો નવ અંગે; ચારશેં ધનુષનું દેહમાન; પ્રણુમો મન રંગે ॥ ૨ ॥ સાઠ લાખ પૂરવતણું એ, જિનવર ઉત્તમ આય; તુરગ લંછન પદ પદ્મને, નમતાં શિવ-સુખ થાય ॥ ૩ ॥

---

## શ્રી સંભવનાથ પ્રભુનાં સ્તવનો.

[ ૧ ]

**સંભવ જિનરાજ સુખકંદા**, અહો સર્વજ્ઞ જિન-ચંદા; હરો ભરમ જાલકા ફંદા, મીટે જરા મરણકા ધંદા ॥ સંભવ૦ ॥ ૧ ॥ જો યાચક આશ ના પૂરે, તો દાતા બિરૂદ હૈ દૂરે; જો દાયક મૂલ ના જાણે, તો માંગન આશ કુણ આણે ॥ સંભવ૦ ॥ ૨ ॥ ગુણવંત જાન જો તારે, તો શિર પર નાથ કુણ ધારે; મૂલ-ગુણી કોન જગ સારે, અનાદિ ભરમકો ફારે ॥ સંભવ૦ ॥ ૩ ॥ જો રોગી હોત હૈ તનમેં, તો વૈદ્ય વો ધારતા મનમેં; હું રોગી વૈદ્ય તૂં પૂરો, કરો સબ રોગ ચક-ચૂરો ॥ સંભવ૦ ॥ ૪ ॥ જયું પારસ લોહતા ખંડે,

કનક શુદ્ધ રૂપકું મંડે; એસો જિનરાજ તૂં દાતા, હવે કયું ઢીલ હૈ ત્રાતા ॥ સંભવ૦ ॥ ૫ ॥ જે જાચે દેવ મેં જોતે, કહું હવે નામ તે કેતે; તૂં જાને આદથી ચોરી, અવસ્થા જગતમેં મેરી ॥ સંભવ૦ ॥ ૬ ॥ કલ્પતરૂ જાનકે રાચ્યો, ન નિષ્ફળ હોત અબ જાચ્યો; કરો નિજ રૂપ સાનીકો, ન થાઉં ફીર જગ ફીકો ॥ સંભવ૦ ॥ ૭ ॥ જો ભક્તિ નાથકી કરતા, અક્ષય ભંડારકું ભરતા; આનંદ મન માંહિ અતિ ભારો, નિહારો દાસકું તારો ॥ સંભવ૦ ॥ ૮ ॥

[ ૨ ]

**સાહેબ સાંભળો** રે, સંભવ અરજ અમારી, ભવોભવ હું ભમ્યો રે, ન લહી સેવા તમારી। નરક નિગોદમાં રે, તિહાં હું બહુ ભવ ભમિયો, તુમ વિના દુઃખ સહ્યાં રે, અહોનિશ ક્રોધે ધમધમિયો ॥ સાહેબ૦ ॥ ૧ ॥ ઇંદ્રિયવશ પડયો રે, પાળ્યાં વ્રત નવિ સુંસે। ત્રસ પણ નવિ ગણ્યા રે, હણિયા થાવર હુંસે। વ્રત ચિત્ત નવિ ધર્યા રે, બીજું સાચું ન બોલ્યું, પાપની

ગોઠડી રે, તિહાં મેં હઇડું ખોલ્યું ॥ **સાહેબ૦** ॥ ૨ ॥ ચોરી મેં કરી રે, ચઉવિહ અદત્ત ન ટાળ્યું, શ્રી જિન-આણશું રે, મેં નહિ સંયમ પાળ્યું । મધુકરતણી પરે રે શુદ્ધ ન આહાર ગવેખ્યો, રસના લાલચે રે, નીરસ પિંડ ઉવેખ્યો ॥ **સાહેબ૦** ॥ ૩ ॥ નરભવ દોહિલો રે, પામી મોહવશ પડિયો, પરસ્ત્રી દેખીને રે, મુજ મન તિહાં જઈ અડિયો । કામ ન કો સર્યા રે, પાપે પિંડ મેં ભરિયો, શુદ્ધ બુદ્ધ નવિ રહી રે, તેણે નવિ આતમ તરિયો ॥ **સાહેબ૦** ॥ ૪ ॥ લક્ષ્મીની લાલચે રે, મેં બહુ દીનતા દાખી, તો પણ નવિ મળી રે, મળી તો નવિ રહી રાખી । જે જન અભિલષે રે, તે તો તેહથી નાસે, તૃણ સમ જે ગણે રે, તેહની નિત્ય રહે પાસે ॥ **સાહેબ૦** ॥ ૫ ॥ ધન્ય ધન્ય તે નરા રે, એહનો મોહ વિછોડી, વિષય નિવારીને રે, તેહને ધર્મમાં જોડી । અભક્ષ્યતે મેં ભખ્યાં રે, રાત્રીભોજન કીધાં, વ્રત નવિ પાળીયાં રે, જેહવાં મૂળથી લીધાં ॥ **સાહેબ૦** ॥ ૬ ॥ અનંત ભવ હું ભમ્યો રે, ભવતાં

સાહેબ મળિયો, તુમ વિના કોણ દીએ રે ?, બોધિ રયણ મુજ બળિયો । સંભવ આપજો રે, ચરણ-કમળ તુમ સેવા, **નય** એમ વિનવે રે, સુણજો દેવાધિદેવા ! **॥ સાહેબ૦ ॥ ૭ ॥**

[ ૩ ]

[ અંતરજામી સુણ અલવેસર-**એ** રાગ. ]

( થાસું પ્રેમ બન્યો છે રાજ-**એ દેશી.** )

સમકિત દાતા સમકિત આપો, મન માગે **થઈ** મીઠું; છતી વસ્તુ દેતાં શું શોચો, મીઠું તે સહુએ દીઠું **॥ પ્યારા પ્રાણ થકી છો રાજ, સંભવ જિનવર મુજને ॥ ૧ ॥** એમ મત જાણો જે આપે લહીએ, તો લાખ્યું શું લેવું; પણ પરમારથ પ્રીછી આપે, તેહજ કહીએ દેવું **॥ પ્યારા૦ ॥ ૨ ॥** એહ અર્થી હું અર્થ સમર્પક, એમ મત કરજો હાંસું; પ્રગટ ન હતું તુમને પણ પહેલાં, એ હાંસાનું ખાંસું **॥ પ્યારા૦ ॥ ૩ ॥** પરમ પુરૂષ તમે પ્રથમ ભજીને, પામ્યા એ પ્રભુતાઈ;

તેણે રૂપે તુમને ઈમ ભજીએ, તેણે તુમ હાથે વડાઈ ॥ પ્યારા૦ ॥ ૪ ॥ તુમે સ્વામી હું સેવાકામી, મુજરે સ્વામી નિવાજે; નહિ તો હઠ માંડી માંગતાં, સેવક કીણ વિધ લાજે ॥ પ્યારા૦ ॥ ૫ ॥ જ્યોતે જ્યોત મીલે મન પ્રીછો, કુણ લેશે કુણ ભજશે; સાચી ભક્તિ તે હંસ તણી પરે, ખીર નીર નય કરશે ॥ પ્યારા૦ ॥ ૬ ॥ ઓલગ કીધી તે લેખે આવી, ચરણે ભેટ પ્રભુ દીધી; રૂપ વિબુધનો મોહન પભણે, રસના પાવન કીધી ॥ પ્યારા૦ ॥ ૭ ॥

---

## શ્રી સંભવનાથ-જિનસ્તુતિ.

સંભવ સુખદાતા, જેહ જગમાં વિખ્યાતા; ષટ્ જીવોના ત્રાતા, આપતા સુખશાતા; માતા ને ભ્રાતા, કેવલજ્ઞાન જ્ઞાતા; દુઃખ દોહગ વાતા, જાસ નામે પલાતા ॥ ૧ ॥

---

## શ્રી અભિનંદનસ્વામી–ચૈત્યવંદન.

ઉંચપણે ત્રણસો પચાસ, ધનુષ પ્રભુ દેહ; સંવર રાય સિદ્ધારથા, સુતશું મુજ નેહ ॥ ૧ ॥ લાખ પચાસ પૂર્વ આયુ, અયોધ્યાનો રાણો; સુવર્ણ વર્ણ વિરાજતો, કપિ લંછન જાણો ॥ ૨ ॥ અભિનંદન પ્રભુ વિનતિ એ, અંતર્યામી દેવ; વિનયવિજય ઉપાધ્યાયનો, રૂપ નમે નિત્યમેવ ॥ ૩ ॥

---

## શ્રી અભિનંદનસ્વામી–જિનસ્તવન.

( સુણજો હો પ્રભુ- એ દેશી )

દીઠી હો પ્રભુ, દીઠી જગગુરૂ તુઝ; મૂરતિ હો પ્રભુ, મૂરતિ મોહન વેલડીજી; મીઠી હો પ્રભુ, મીઠી તાહરી વાણી; લાગે હો પ્રભુ, લાગે જેસી સેલડીજી ॥ ૧ ॥ જાણું હો પ્રભુ, જાણું જન્મ કયત્થ; જો હું હો પ્રભુ, જો હું તુમ સાથે મિલ્યોજી; સુરમણિ હો પ્રભુ, સુરમણિ પામ્યો હત્થ; આંગણે હો પ્રભુ, આંગણે મુજ સુરતરૂ ફલ્યોજી ॥૨॥ જાગ્યાં હો પ્રભુ, જાગ્યાં પુણ્ય અંકુર; માગ્યા હો

પ્રભુ, મુહ માગ્યા પાસા ઢળ્યાજી; વૂઠા હો પ્રભુ, વૂઠા અમી-
રસ મેહ; નાઠા હો પ્રભુ નાઠા અશુભ શુભ દિન વળ્યાજી
॥ ૩ ॥ ભૂખ્યાં હો પ્રભુ, ભૂખ્યાં મલ્યાં ઘૃતપૂર; તરસ્યાં
હો પ્રભુ તરસ્યાં દિવ્ય ઉદક મિલ્યાંજી; થાકયાં હો પ્રભુ,
થાકયાં મિલ્યાં સુખપાલ; ચાહતાં હો પ્રભુ, ચાહતાં
સજ્જન હેજે હલ્યાજી ॥ ૪ ॥ દીવો હો પ્રભુ, દીવો
નિશા વન ગેહ; સાખી હો પ્રભુ, સાખી થલે જલ-
નૌ મળીજી; કળિયુગે હો પ્રભુ, કળિયુગે દુલ્લહો
મુઝ; દરિસન હો પ્રભુ, દરસિન લહ્યું આશા ફળીજી
॥ ૫ ॥ વાચક હો પ્રભુ, વાચક યશ તુમ દાસ;
વિનવે હો પ્રભુ, વિનવે અભિનંદન સુણોજી; કહીયે
હો પ્રભુ, કહીયે મ દેશો છેહ; દેજો હો પ્રભુ, દેજો
સુખ દરિસન તણોજી ॥ ૬ ॥

---

## શ્રી અભિનંદનસ્વામીની સ્તુતિ.

સંવર સુત સાચો, જાસ સ્યાદ્વાદ વાચો; થયે
હીરો જાચો, મોહને દેઈ તમાચો; પ્રભુ ગુણુ ગણ

માચો, એહને ધ્યાને રાચો; જિનપદ સુખ સાચો, ભવ્ય પ્રાણી નીકાચો ॥ ૧ ॥

---

## શ્રી સુમતિનાથ-જિનચૈત્યવંદન.

સુમતિ જયંત વિમાનથી, રહ્યા અયોધ્યા ઠામ; રાક્ષસ ગણુ પંચમ પ્રભુ, સિંહ રાશિ ગુણુ ધામ ॥ ૧ ॥ મઘા નક્ષત્રે જનમિયા, મુષક યોનિ જગદીશ; મોહરાય સંગ્રામમાં, વરસ ગયાં છવ્વીશ ॥ ૨ ॥ જીત્યો પ્રિયંગુ તરૂ તલે એ, સહસ મુનિ પરિવાર; અવિનાશી પદવી વર્યા, વીર નમે સો વાર ॥ ૩ ॥

## શ્રી સુમતિનાથ પ્રભુનાં સ્તવનો.

[ ૧ ]

સુમતિનાથ ગુણુ શું મિલીજી, વાધે મુજ મન પ્રીતિ; તેલ બિન્દુ જિમ વિસ્તરેજી, જલમાંહી ભલી રીતિ ॥ સોભાગી જિનશું, લાગ્યો અવિહડ રંગ ॥ એ આંકણી ॥ ૧ ॥ સજ્જનશું જે પ્રીતડીજી,

છાની તે ન રખાય; પરિમલ કસ્તૂરી તણોજી, મહી માંહી મહકાય ॥ સોભાગી૦ ॥ ૨ ॥ અંગુલિયે નવિ મેરૂ ઢંકાયે, છાબડીયે રવિ તેજ; અંજલિમાં જિમ ગંગ ન માયે, મુજ મન તિમ પ્રભુ હેજ ॥ સોભાગી૦ ॥ ૩ ॥ હુઓ છિપે નહિ અધર અરૂણ જિમ, ખાતાં પાન સુરંગ; પીવત ભર ભર પ્રભુ-ગુણ પ્યાલા, તિમ મુજ પ્રેમ અભંગ ॥ સોભાગી૦ ॥ ૪ ॥ ઢાંકી ઇક્ષુ પરાળશુંજી, ન રહે લહી વિસ્તાર; વાચકજસ કહે પ્રભુતણોજી, તિમ મુજ પ્રેમ પ્રકાર ॥ સોભાગી૦ ॥ ૫ ॥

[ ૨ ]

( નાથ કૈસે ગજકો બંધ છુડાયો—એ દેશી. )

**સુમતિ જિન તુમ ચરણે ચિત્ત દીનો, એ તો** જનમ જનમ દુઃખ છીનો; સુમતિ૦ ॥ આંકણી ॥ કુમતિ કુલટ સંગ દૂર નિવારી, સુમતિ સુગુણ રસ ભીનો; સુમતિનાથજિન મંત્ર સુણ્યો હૈ, મોહ નીંદ

ભઈ ખીનો ॥ **સુમતિ૦** ॥ ૧ ॥ કરમ પરજંક બંક અતિ સિજ્યા, મોહ મૂઢતા દીનો; નિજ ગુણુ ભૂલ રચ્યો પરગુણુમેં, જનમ મરણુ દુઃખ લીનો ॥ **સુમતિ૦** ॥ ૨ ॥ અબ તુમ નામ પ્રભંજન પ્રગટ્યો, મોહ અભ્ર છય કીનો; મૂઢ અજ્ઞાન અવિરતિ એ તો, મૂલ છીન ભયે તિનોં ॥ **સુમતિ૦** ॥ ૩ ॥ મન ચંચલ અતિ ભ્રામક મેરો, તુમ ગુણુ મકરંદ પીનો; અવર દેવ સબ દૂર તજત હૈ, સુમતિ ગુપતિ ચિત્ત દીનો ॥ **સુમતિ૦** ॥ ૪ ॥ માત તાત તિરિયા સુત ભાઇ, તન ધન તરૂણુ નવીનો; એ સબ મોહ જાલકી માયા, ઈન સંગ ભયો હૈ મલીનો ॥ **સુમતિ૦** ॥ ૫ ॥ દરસણુ જ્ઞાન ચારિત્ર તિનોં, નિજ ગુણુ ધન હર લીનો; સુમતિ પ્યારી ભયી રખવારી, વિષયઇન્દ્રી ભયી ખીનો ॥ **સુમતિ૦** ॥ ૬ ॥ સુમતિ સુમતિ સમતા રસ સાગર, આગર જ્ઞાન ભરીનો; **આતમ રૂપ** સુમતિ સંગ પ્રગટે, શમ દમ દાન વરીનો ॥ **સુમતિ** ॥ ૭ ॥

---

## શ્રી સુમતિનાથ-જિનસ્તુતિ.

સુમતિ સુમતિદાઇ, મંગલા જાસ માઈ; મેરૂ ને વળી રાઇ, ઉર એહને તુલાઈ; ક્ષય કીધાં ઘાઈ, કેવલજ્ઞાન પાઈ; નહીં ઉણીમ કાંઇ, સેવિયે એ સદાઈ ॥ ૧ ॥

---

## શ્રી પદ્મપ્રભ-જિનચૈત્યવંદન.

કોસંબી પુરી રાજીયો, ધર નરપતિ તાય; પદ્મ-પ્રભ પ્રભુતા મઈ, સુસીમા જસ માય ॥ ૧ ॥ ત્રીશ લાખ પૂરવ તણું, જિન આયુ પાળી; ધનુષ અઢીસેં દેહડી, સવિ કર્મને ટાળી ॥ ૨ ॥ પદ્મ લંછન પર-મેસરૂ એ, જિનપદ પદ્મની સેવ; પદ્મવિજય કહે કીજીએ, ભવિજન સહુ નિત્યમેવ ॥ ૩ ॥

---

# શ્રી પદ્મપ્રભ પ્રભુનાં સ્તવનો.

## [ ૧ ]

( રાગ–રેખતા. )

**પદ્મ પ્રભુ પ્રાણુસે પ્યારા, છોડાવો કર્મકી ધારા;** કરમ ફંદ તોડવા ધોરી, પ્રભુજીસે અર્જ હૈ મોરી ॥ ૫૦ ॥ ૧ ॥ લઘુ વય એક થેં જીયા, મુક્તિમેં વાસ તુમ કીયા; ન જાની પીર તેં મોરી, પ્રભુ અબ ખેંચ લે દોરી ॥ ૫૦ ॥ ૨ ॥ વિષય સુખ માની મો મનમેં, ગયો સબ કાલ ગફલતમેં; નારક દુ:ખ વેદના ભારી, નીકલવા ના રહી બારી ॥ ૫૦ ॥ ૩ ॥ પરવશ દીનતા કીની, પાપકી પોટ શિર લીની; ભક્તિ નહીં જાની તુમ કેરી, રહ્યો નિશદિન દુઃખ ઘેરી ॥ ૫૦ ॥ ૪ ॥ ઇસવિધ વિનતિ તોરી, કરૂં મેં દોય કર જોરી, આતમ આનંદ મુજ દીજો, વીરનું કાજ સબ કીજો ॥ ૫૦ ॥ ૫ ॥

[ ૨ ]

( સુણુ ગોવલણી, ગોરસડા વાલી રે, ઉભી રહેને–
એ દેશી. )

**હો અવિનાશી, શિવવાસી સુવિલાસી સુસીમાનંદના,** છો ગુણુરાશી, તત્ત્વપ્રકાશી ખાસી માનો વંદના ॥ એ ટેક ॥ તુમે ધર નરપતિને કુલે આયા, તુમે સુસીમા રાણીના જાયા; છપ્પન દિશ-કુમારી હુલરાયા ॥ હો અવિ૦ ॥ ૧ ॥ સોહમ સુરપતિ પ્રભુ ઘર આવે, કરી પંચરૂપ સુરગિરિ લાવે, તિહાં ચોસઠ હરિ ભેળા થાવે ॥ હો અવિ૦ ॥ ૨ ॥ કોડિ સાઠ લાખ ઉપર ભારી, જલ ભરીયા કલશા મનોહારી, સુર નવરાવે સમકિત ધારી ॥ હો અવિ૦ ॥ ૩ ॥ થય થુઇ મંગલ કરી ઘર લાવે, પ્રભુને જનની પાસે ઠાવે, કોડી બત્રીસ સોવન વરસાવે ॥ હો અવિ૦ ॥ ૪ ॥ પ્રભુ દેહડી દીપે લાલમણિ, ગુણ ગાવે શ્રેણી ઇંદ્ર તણી; પ્રભુ ચિરંજીવો ત્રિભુવન ધણી ॥ હો અવિ૦ ॥ ૫ ॥

અઢીસેં ધનુષ ઉંચી કાયા, લહી ભોગવી રાજ્ય રમા જાયા; પછી સંજમ લહી કેવલ પાયા ॥ હો૰ અવિ૦ ॥ ૬ ॥ તીરથ વરતાવી જગમાંહે, જન નિસ્તાર્યા પકરી બાંહે; જે રમણ કરે નિજ ગુણ માંહે ॥ હો૰ અવિ૦ ॥ ૭ ॥ અમ વેલા મૌન કરી સ્વામી, કિમ બેઠા છો અંતરજામી; જગતારક બિરૂદે લગે ખામી ॥ હો૰ અવિ૦ ॥ ૮ ॥ નિજપાદ પદ્મ સેવા દીજે, નિજ સમવડ સેવકને કીજે; કહે રૂપવિજય મુજરો લીજે ॥ હો૰ અવિ૦ ॥ ૯ ॥

---

## શ્રી પદ્મપ્રભ-જિનસ્તુતિ.

અઢીશેં ધનુષ કાયા, ત્યક્ત મદ મોહ માયા; સુસીમા જસ માયા, શુકલ જે ધ્યાન ધ્યાયા; કેવલ વર પાયા, ચામરાદિ ધરાયા; સેવે સુરરાયા, મોક્ષનગરે સધાયા ॥ ૧ ॥

## શ્રી સુપાર્શ્વનાથ-જિન ચૈત્યવંદન.

શ્રી સુપાસજિણંદ પાસ, ટાળો ભવ ફેરા, પૃથ્વી માતા ઉરે જયો, તે નાથ હમેરા ॥ ૧ ॥ પ્રતિષ્ઠિત સુત સુંદરૂ, ( નયરી ) વાણારસી રાય; વીશ લાખ પૂરવતણું, પ્રભુજીનું આય ॥ ૨ ॥ ધનુષ બસેં જિન દેહડી એ, સ્વસ્તિક લંછન સાર; પદ પદ્મે જસ રાજતો, તાર તાર ભવ તાર ॥ ૩ ॥

---

## શ્રી સુપાર્શ્વનાથ પ્રભુનાં સ્તવનો.

[ ૧ ]

નિરખી નિરખી તુઝ બિંબને રે, હરખિત હોય મુઝ મન; ॥ સુપાસ સોહામણા ॥ નિર્વિકારતા નયનમાં રે, મુખડું સદા સુપ્રસન્ન ॥ સુપાસ૦ ॥ ૧ ॥ ભાવ અવસ્થા સાંભરે રે, પ્રાતિહારજની શોભ ॥ સુપાસ૦ ॥ કોડિ ગમે દેવા સેવા રે, કરતા મૂકી લોભ ॥ સુપાસ૦ ॥ ૨ ॥ લોકાલોકના સવિ

ભાવા રે, પ્રતિભાસે પરતક્ષ ॥ સુપાસ૦ ॥ તોહે નવિ રાચે નવિ રૂસે રે, નહીં અવિરતિનો પક્ષ ॥ સુપાસ૦ ॥ ૩ ॥ હાસ્ય ન રતિ અરતિ નહીં રે, નહીં ભય શોક દુગંછ ॥ સુપાસ૦ ॥ નહીં કંદર્પ કદર્થના રે, નહીં અંતરાયનો સંચ ॥ સુપાસ૦ ॥ ૪ ॥ મોહ મિથ્યાત્વ નિદ્રા ગઈ રે; નાઠા દોષ અઢાર ॥ સુપાસ૦ ॥ ચોત્રીશ અતિશય રાજતા રે, મૂલાતિશય ચાર ॥ સુપાસ૦ ॥ ૫ ॥ પાંત્રીશ વાણી ગુણે કરી રે, દેતા ભવિ ઉપદેશ ॥ સુપાસ૦ ॥ ઈમ તુઝ બિંબે તાહરો રે, ભેદ નહીં લવ લેશ ॥ સુપાસ૦ ॥ ૬ ॥ રૂપથી પ્રભુ ગુણ સાંભરે રે, ધ્યાન રૂપસ્થ વિચાર ॥ સુપાસ૦ ॥ માનવિજય વાચક વદે રે, જિન પડિમા જયકાર ॥ સુપાસ૦ ॥ ૭ ॥

[ ૨ ]

શ્રી સુપાસ જિન વંદિયે, સુખ સંપત્તિનો હેતુ લલના; શાંત સુધારસ જળનિધિ, ભગસાગર માંહે સેતુ–લલના ॥ શ્રી સુપાસ૦ ॥ ૧ ॥ સાત મહા-

ભય ટાળતો, સપ્તમ જિનવર દેવ–લલના; સાવધાન મનસા કરી, ધારો જિનપદ સેવ–લલના ॥ શ્રી સુપાસ૦ ॥ ૨ ॥ શિવ શંકર જગદીશ્વર, ચિદાનંદ ભગવાન–લલના; જિન અરિહા તીર્થંકરૂ, જ્યોતિસ રૂપ અસમાન–લલના ॥ શ્રી સુપાસ૦ ॥ ૩ ॥ અલખ નિરંજન વચ્છલુ, સકલજંતુ વિશ્રામ–લલના; અભયદાન દાતા સદા, પૂરણ આતમરામ–લલના ॥ શ્રી સુપાસ૦ ॥ ૪ ॥ વીતરાગ મદ કલ્પના, રતિ અરતિ ભય સોગ–લલના; નિદ્રા તંદ્રા દુરંદશા, રહિત અબાધિત યોગ–લલના ॥ શ્રી સુપાસ૦ ॥ ૫ ॥ પરમ પુરૂષ પરમાતમા; પરમેશ્વર પરધાન–લલના; પરમ પદારથ પરમેષ્ઠી, પરમદેવ પરમાણ–લલના ॥ શ્રી સુપાસ૦ ॥ ૬ ॥ વિધિ વિરંચિ વિશ્વંભરૂ, હૃષીકેશ જગનાથ–લલના; અઘહર અઘમોચન ધણી, મુક્તિ પરમપદ સાથ–લલના ॥ શ્રી સુપાસ૦ ॥ ૭ ॥ ઈમ અનેક અભિધા ધરે, અનુભવગમ્ય વિચાર–લલના; જે જાણે તેહને કરે, આનંદઘન અવતાર–

લલના ॥ શ્રી સુપાસ૦ ॥ ૮ ॥

---

## અંબાલામંડન શ્રી સુપાર્શ્વનાથ જિન-સ્તવન.

**ક્યું ન હો સુનાઇ સ્વામી,** એસા ગુન્હા ક્યા કિયા ॥ **આંકણી** ॥ ઔરોંકી સુનાઈ જાવે, મેરી વારી નાહીં આવે; તુમ બિન કોન મેરા, મુજે ક્યું ભૂલા દિયા ॥ ક્યું૦ ॥ ૧ ॥ ભક્ત જનોં તાર દિયા, તારનેકા કામ કિયા; બિન ભક્તિવાલા મોંપે, પક્ષપાત ક્યું લિયા ॥ ક્યું૦ ॥ ૨ ॥ રાવ રંક એક જાનો, મેરા તેરા નાહીં માનો; તરન તારન એસા, બિરૂદ ધાર ક્યું લિયા ॥ ક્યું૦ ૩ ॥ ગુન્હા મેરા બક્ષ દીજે, મોંપે એતિ રહેમ કીજે; પક્કા હી ભરોંસા તેરા, દિલોમેં જમા લિયા ॥ ક્યું૦ ॥ ૪ ॥ તુંહી એક અંતરજામી, સુનો શ્રી સુપાસ સ્વામી; અબ તો આશા પૂરો મેરી, કહેના સો તો કહ દિયા ॥ ક્યું૦ ॥ ૫ ॥ શહેર અંબાલે ભેટી, પ્રભુજીકા મુખ દેખી; મનુષ્યજનમકા લાહા, લેના સો તો લે

લિયા ॥ કચું૦ ॥ ૬ ॥ ઉન્નિસો છાસઠ છબીલા, દીપમાલ દિન રંગીલા; કહે **વીરવિજય** પ્રભુ, ભક્તિમેં જગા દિયા ॥ કચું૦ ॥ ૭ ॥

---

## શ્રી સુપાર્શ્વનાથ-જિન સ્તુતિ.

સુપાસ જિન વાણી, સાંભળે જેહ પ્રાણી; હૃદયે પહેચાણી, તે તર્યા ભવ્ય પ્રાણી; પાંત્રીશ ગુણ ખાણી, સૂત્રમાં જે ગુંથાણી; ષટ્ દ્રવ્યશું જાણી, કર્મ પીલે જયું ઘાણી ॥ ૧ ॥

---

## શ્રી ચંદ્રપ્રભ-પ્રભુચૈત્યવંદન.

લક્ષ્મણા માતા જનમીયો, મહસેન જસ તાય; ઉડુપતિ લંછન દીપતો, ચંદ્રપુરીનો રાય ॥ ૧ ॥ દશ લખ પૂરવ આઉખું, દોઢસો ધનુષની દેહ; સુર નરપતિ સેવા કરે, ધરતા અતિ સસનેહ ॥ ૨ ॥ ચંદ્રપ્રભ જિન આઠમા એ, ઉત્તમ પદ દાતાર; **પદ્મવિજય** કહે પ્રણમિયે, મુજ પ્રભુ પાર ઉતાર ॥ ૩ ॥

---

## શ્રી ચંદ્રપ્રભસ્વામીનાં સ્તવનો.

[ ૧ ]

ચાહ લગી જિન ચંદ્રપ્રભુકી, મુજ મન સુમતિ જ્યું આઈરી; ભરમ મિથ્યામત દૂર નસ્યો હે, જિન ચરણાં ચિત્ત લાઈ સખી રી ॥ ચા૦ ॥ ૧ ॥ શમ સંવેગ નિરવેદ લસ્યો હે, કરૂણારસ સુખદાઈરી; જૈન બૈન અતિ નીકે સગરે, એ ભાવના મન ભાઈ સખીરી ॥ ચા૦ ॥ ૨ ॥ શંકા કંખા ફલ પ્રતિ-સંસા, કુગુરૂ સંગ છીટકાઈરી; પરસંસા ધર્મહીન પુરૂષકી, ઈણ ભવમાંહી ન કાંઈ સખીરી ॥ ચા૦ ॥ ૩ ॥ દુગ્ધસિંધુ રસ અમૃત ચાખી, સ્યાદ્વાદ સુખ-દાઈરી; જહર પાન અબ કૌન કરત હૈ, દુરનય પંથ નસાઈ સખીરી ॥ ચા૦ ॥ ૪ ॥ જબ લગ પૂરન તત્ત્વ ન જાણ્યો, તબ લગ કુગુરૂ ભુલાઈરી; સપ્ત-ભંગી ગર્ભિત તુમ વાણી, ભવ્ય જીવ સુખદાઈ સ-ખીરી ॥ ચા૦ ॥ ૫ ॥ નામ રસાયણ સહુ જગ ભાખે, મર્મ ન જાણે કાંઈરી; જિન વાણી રસ કનક

કરાણુકો, મિથ્યા લોહ ગમાઈ સખીરી ॥ ચા૦ ॥ ૬ ॥ ચંદ્ર કીરણ જસ ઉજ્વલ તેરો, નિર્મલ જ્યોત સવાઈરી; જિન સેવ્યો નિજ આતમ રૂપી, અવર ન કોઈ સહાઈ–સખીરી ॥ ચા૦ ॥ ૭ ॥

[ ૨ ]

[ રાયજી અમે તો હિંદુઆણી કે રાય ગરાશીયા રે લો– એ દેશી. ]

જિનજી ચંદ્રપ્રભુ અવધારો કે, નાથ નિહાળજો રે લો; બમણી બિરૂદ ગરીબ નિવાજની, વાચા પાળજો રે લો ॥ ૧ ॥ હરખે હું તુમ શરણે આવ્યો કે, મુજને રાખજો રે લો; ચોરટા ચાર ચુગલ જે ભૂંડા કે, તે દૂર નાખજો રે લો ॥ ૨ ॥ પ્રભુજી પંચ તણી પરશંસા કે, રૂડી થાપજો રે લો; મોહન મહેર કરીને દરિશન, મુજને આપજો રે લો ॥ ૩ ॥ તારક તુમ પાલવ મેં ઝાલ્યો કે, હવે મુને તારજો રે લો; કુતરી કુમતિ થઈ છે કેડે કે, તેહને વારજો રે લો ॥ ૪ ॥ સુંદરી સુમતિ સોહાગણ સારી કે,

પ્યારી છે ઘણું રે લો; તાતજી તે વિણુ જીવે ચઉદ ભુવન કેરૂં આંગણું રે લો ॥ ૫ ॥ લખગુણુ લખમણુ રાણીના જાયા કે, મુજ મન આવજો રે લો; અનુપમ અનુભવ અમૃત મીઠી કે, સુખડી લાવજો રે લો ॥ ૬ ॥ દીપતી દોઢસો ધનુષ પ્રમાણુ કે, પ્રભુજીની દેહડી રે લો; દેવની દશ પૂરવ લખ માન કે, આયુષ્ય વેલડી રે લો ॥ ૭ ॥ નિર્ગુણુ નિરાગી પણુ હું રાગી કે, મનમાંહે રહ્યો રે લો; શુભગુરૂ સુમતિવિજય સુપસાય કે, સુખ રામે લહ્યો રે લો ॥૮॥

## શ્રી ચંદ્રપ્રભસ્વામીની સ્તુતિ.

સેવે સુરવૃંદા, જાસ ચરણારવિંદા; અઠમ જિનચંદા, ચંદ વરણે સોહંદા; મહસેન નૃપનંદા, કાપતા દુઃખદંદા; લંછનં મિષ ચંદા, પાય માનું સેવંદા ॥ ૧ ॥

## શ્રી સુવિધિનાથ—ચૈત્યવંદન.

સુવિધિનાથ નવમા નમું, સુગ્રીવ જસ તાત; મગર લંછન ચરણે નમું, રામા રૂડી માત ॥ ૧ ॥

આયુ બે લાખ પૂરવ તણું, શત ધનુષની કાય; કાકંદી નગરી ધણી, પ્રણમું પ્રભુપાય ॥ ૨ ॥ ઉત્તમ વિધિ જેહથી લહ્યો એ, તિણે સુવિધિ જિન નામ; નમતાં તસ પદ પદ્મને, લહિયે શાશ્વત ધામ ॥ ૩ ॥

---

## શ્રી સુવિધિનાથ--સ્તવન.

મેં કીનો નહી તુમ બિન ઓરશું રાગ ॥ મેં કીનો૦ ॥ એ ટેક૦ ॥ દીન દીન વાન વધે ગુન તેરો, જયું કંચન પરભાગ; ઔરનમેં હૈ કષાયકી કાલિમા, સો કયું સેવા લાગ ॥ મેં કીનો૦ ॥ ૧ ॥ રાજહંસ તું માન સરોવર, ઓર અશુચી રૂચિ કાગ; વિષય ભુજંગમ ગરૂડ તું કહીએ, ઓર વિષય વિષ-નાગ ॥ મેં કીનો૦ ॥ ૨ ॥ ઔર દેવ જલ છીલ્લર સરીખે, તું તો સમુદ્ર અથાગ; તું સુરતરૂ જન-વાંછિત પૂરન ઔર તો સૂકે સાગ ॥ મેં કીનો૦ ॥ ૩ ॥ તું પુરૂષોત્તમ તું હી નિરંજન, તું શંકર વડભાગ; તું બ્રહ્મા તું બુદ્ધ મહાબળ, તુંહીજ દેવ વીતરાગ

॥ મેં કીનો૦ ॥ ૪ ॥ સુવિધિનાથ તુમ ગુન ફુલ-નકો, મેરા દિલ હૈ બાગ; જસ કહે ભ્રમર રસિક હોઈ તામેં, લીજે ભક્તિ પરાગ ॥ મેં કીનો૦ ॥ ૫ ॥

---

## શ્રી સુવિધિનાથ-જિનસ્તુતિ.

નરદેવ ભાવ દેવો, જેહની સારે સેવો; જેહ દેવાધિદેવો, સાર જગમાં જ્યું મેવો; જોતાં જગ એહવો, દેવ દીઠો ન તેહવો, સુવિધિ જિન જેહવો, મોક્ષ દે તતખેવો ॥ ૧ ॥

---

## શ્રી શીતલનાથ-જિનચૈત્યવંદન.

નંદા દઢરથ નંદનો, શીતલ શીતલનાથ, રાજા ભદ્દિલપુર તણો, ચલવે શિવ સાથ ॥ ૧ ॥ લાખ પૂરવનું આઉખું, નેવું ધનુષ પ્રમાણ; કાયા માયા ટાળીને, લહ્યા પંચમ નાણ ॥ ૨ ॥ શ્રીવત્સ લંછન સુંદરૂ એ, પદ પદ્મે રહે જાસ; તે જિનની સેવા થકી, લહિયે લીલ વિલાસ ॥ ૩ ॥

---

# શ્રી શીતલનાથસ્વામીનાં સ્તવનો.

[ ૧ ]

( કીસકે ચેલે કીસકે પૂત–એ દેશી. )

શીતલનાથ સુણો અરદાસ, સાહિબ આપો પદ કમલે વાસ–**સાંઇ સાંભળો** ॥ મોહમહીપતિ મ્હોટો ચોર, નવ નવ રૂપ ધરી કરે જોર–**સાંઇ૦** ॥ ૧ ॥ માત પિતા વધૂ ભગિની ભ્રાત, સાસુ સસરો પિતરીયા જાત–**સાંઇ૦** ॥ કુટુંબ વેષ કરી કિરતાર, એહ ભમાડે બહુ સંસાર–**સાંઇ૦** ॥ ૨ ॥ ષડ્દર્શનનું લેઈ રૂપ, જગને પમાડે ભવને કૂપ–**સાંઇ૦** ॥ જો છોડણુ ચાહે સુણી સૂત્ત, રૂપ ધરે એહ બીજો ધૂત્ત–**સાંઇ૦** ॥ ૩ ॥ નિમગ્ન કુમતિ મન ઉન્માદ, આણા લોપી માંડે વાદ–**સાંઇ૦** ॥ આગમ ભાખીની મતિ મંદ, આરોપે નિજ મતનો કંદ–**સાંઇ૦** ॥ ૪ ॥ મોહ તણો એહવો પ્રપંચ, સ્વામી હવે શ્યો કીજે સંચ–**સાંઇ૦** ॥ કાંઈ બતાવો એક ઉપાય, જેમ મોહ નાશી દૂરે જાય–**સાંઇ૦** ॥ ૫ ॥ નેહ નજર ભરી

નાથ નિહાલ, સુખિઓ થાઉં ત્રણે કાળ-**સાંઈ૦** ॥ કીર્તિવિમળ પ્રભુ કર ઉપગાર, **લક્ષ્મી** કહે તું કરૂ-ણાગાર-**સાંઈ૦** ॥ ૬ ॥

[ ૨ ]

[ સનેહી સંત એ ગિરિ સેવો-**એ દેશી.** ]

શીતલજિન સહજાનંદી, થયો મોહની કર્મ નિકંદી; પરજાયી બુદ્ધિ નિવારી, પારિણામિક ભાવ સમારી ॥ **મનોહર મિત્ર એ પ્રભુ સેવો, દુનિયામાં દેવ ન એવો ॥ મનો૦ ॥ એ આંકણી ॥** ૧ ॥ વર કેવલ-નાણ વિભાસી, અજ્ઞાન-તિમિર ભર નાસી; જયો લોકાલોક પ્રકાશી, ગુણ પજ્જવ વસ્તુ વિલાસી ॥ **મનો૦** ॥ ૨ ॥ અક્ષયસ્થિતિ અવ્યાબાધ, દાનાદિક લબ્ધિ અગાધ; જેહ શાશ્વત સુખનો સ્વામી, જડ ઈંદ્રિય ભોગ વિરામી ॥ **મનો૦** ॥ ૩ ॥ જેહ દેવનો દેવ કહાવે, યોગીશ્વર જેહને ધ્યાવે; જસ આણા સુરતરૂ વેલી, મુનિ-હૃદય આરામે ફેલી ॥ **મનો૦** ॥ ૪ ॥ જેહની શીતલતા સંગે, સુખ પ્રગટે અંગોઅંગે; ક્રોધાદિક

તાપ શમાવે, જિનવિજયાનંદ સભાવે ॥ મનો૦ ॥ ૫ ॥

---

## શ્રી શીતલનાથ-જિનસ્તુતિ.

શીતલ જિન સ્વામી, પુણ્યથી સેવ પામી; પ્રભુ આતમરામી, સર્વ પરભાવ વામી; જે શિવગતિ ગામી, શાશ્વતાનંદ ધામી; ભવી શિવસુખ કામી, પ્રણમિયે શીશ નામી ॥ ૧ ॥

---

## શ્રી શ્રેયાંસનાથ-જિનચૈત્યવંદન.

શ્રી શ્રેયાંસ અગિયારમા, વિષ્ણુ નૃપ તાય; વિષ્ણુ માતા જેહની, એંશી ધનુષની કાય ॥ ૧ ॥ વર્ષ ચોરાશી લાખનું, પાળ્યું જેણે આય; ખડ્ગી લંછન પદ કજે, સિંહપુરીનો રાય ॥ ૨ ॥ રાજ્ય તજી દીક્ષા વરી એ, જિનવર ઉત્તમ જ્ઞાન; પામ્યા તસ પદ પદ્મને, નમતાં અવિચલ થાન ॥ ૩ ॥

---

## શ્રી શ્રેયાંસનાથ-જિન-સ્તવન.

( કર્મ ન છૂટે રે પ્રાણિયા-એ દેશી. )

તુમે બહુ મિત્રી રે સાહિબા, મારે તો મન એક; તુમ વિણ બીજો રે નવિ ગમે, એ મુજ મ્હોટી રે ટેક ॥ **શ્રી શ્રેયાંસ કૃપા કરો ॥૧ ॥** મન રાખો તુમે સવિ તણાં, પણ કિહાં એક મળી જાઓ; લલચાવો લખ લોકને, સાથી સહજ ન થાઓ ॥ શ્રી૦ ॥ ૨ ॥ રાગ ભરે જન મન રહો, પણ ત્રિહું કાલ વૈરાગ; ચિત્ત તુમારા રે સમુદ્રનો, કોઈ ન પામે રે તાગ ॥ શ્રી૦ ॥ ૩ ॥ એવા શું ચિત્ત મેળવ્યું, કેળવ્યું પહેલાં ન કાંઈ; સેવક નિપટ અબૂઝ છે, નિર્વહેશો તુમે સાંઈ ॥ શ્રી૦ ॥ ૪ ॥ નિરાગીશું રે કિમ મળે, પણ મળવાનો એકાંત; વાચક જશ કહે મુઝ મિલ્યો, ભકતે કામણ તંત ॥ શ્રી૦ ॥ ૫ ॥

---

## શ્રી શ્રેયાંસનાથ-જિન-સ્તુતિ.

વિષ્ણુ જસ માત, જેહના વિષ્ણુ તાત, પ્રભુના અવદાત, તીન ભુવને વિખ્યાત; સુરપતિ સંઘાત, જાસ

નિકટે આયાત; કરી કર્મનો ઘાત, પામિયા મોક્ષ સાત ॥ ૧ ॥

## શ્રી વાસુપૂજ્યસ્વામી ચૈત્યવંદન.

વાસવ વંદિત વાસુપૂજ્ય, ચંપાપુરી ઠામ; વસુ-પૂજ્ય કુલ ચંદ્રમા, માતા જયા નામ ॥ ૧ ॥ મહિષ લંછન જિન બારમા, સિત્તેર ધનુષ પ્રમાણ; કાયા આયુ વરસ વળી, બોહોંતેર લાખ વખાણ ॥ ૨ ॥ સંઘ ચતુર્વિધ સ્થાપીને એ, જિન ઉત્તમ મહારાય; તસ મુખ પદ્મ વચન સુણી, પરમાનંદી થાય ॥ ૩ ॥

## શ્રી વાસુપૂજ્ય-જિન-સ્તવન.

( શ્રી ઋષભાનન ગુણનિલો-એ દેશી. )

આવો મુજ મન-મંદિરે, સમરાવું સમકિત વાસ હો-મુણિંદ । પંચાચાર બિછાવણાં, પચરંગી રચના તાસ હો-મુણિંદ ॥ આવો૦ ॥ ૧ ॥ સિજ્જા મૈત્રી-ભાવના, ગુણમુદિતા તળાઈ ખાસ હો-મુણિંદ ।

ઉપશમ ઉત્તર છદ બન્યો, તિહાં કરૂણા કુસુમ સુવાસ હો–મુણિંદ ॥ આવો૦ ॥ ૨ ॥ થિરતા આસન આપસ્યું, તપ ટકિયા નિજ ગુણ ભોગ હો–મુણિંદ । શુચિતા કેસર છાંટણાં, અનુભવ તંબોળ સુરંગ હો–મુણિંદ ॥ આવો૦ ॥ ૩ ॥ ખાંતિ ચામર વિંજશે, વળી મૃદુતા ઢોળે વાય હો–મુણિંદ । છત્ર ધરે ઋજુતા સખી, નિર્લોભ ઓળાંઅસે પાય હો–મુણિંદ ॥ આવો૦ ॥ ૪ ॥ સત્ય સચિવને સોંપસ્યું, સેવા વિવેક સંયુત હો–મુણિંદ । આતમ સત્તા શુદ્ધ ચેતના, પરણાવું આજ મુહૂર્ત હો–મુણિંદ ॥ આવો૦ ॥ ૫ ॥ અરજ સુણીને આવીયા, જયાનંદ નિરૂપમ દેહ હો–મુણિંદ । ઓચ્છવ રંગ વધામણાં, થયાં ક્ષમાવિજય જિન ગેહ હો–મુણિંદ ॥ આવો૦ ॥ ૬ ॥

---

## શ્રી વાસુપૂજ્યસ્વામી–સ્તુતિ.

વિશ્વના ઉપગારી, ધર્મના આદિકારી; ધર્મના દાતારી, કામ–ક્રોધાદિ વારી; તાર્યા નર નારી, દુઃખ દોહગ્ગ-

હારી; વાસુપૂજ્ય નિહારી, જાઉં હું નિત્ય વારી ॥ ૧ ॥

## શ્રી વિમલનાથ જિન–ચૈત્યવંદન.

કંપિલપુર વિમલપ્રભુ, શ્યામા માત મલ્હાર; કૃતવર્મા નૃપ કુલ નભે, ઉગમિયો દિનકાર ॥ ૧ ॥ લંછન રાજે વરાહનું, સાઠ ધનુષની કાય; સાઠ લાખ વરસાં તણું, આયુ સુખદાય ॥ ૨ ॥ વિમલ વિમલ પોતે થયા એ, સેવક વિમલ કરેહ; તુજ પદ પદ્મ વિમલ પ્રતિ, સેવું ધરી સસનેહ ॥ ૩ ॥

## શ્રી વિમલનાથ-જિન-સ્તવન.

(રાગ–મલ્હાર; ઈડર આંબા આંબલી રે–એ દેશી.)

દુઃખ દોહગ દૂરે ટળ્યાં રે, સુખ સંપદશું ભેટ; ધીંગ ધણી માથે કિયો રે, કુણ ગંજે નર ખેટ ॥ **વિમલજિન! દીઠાં લોયણ આજ, મારાં સિધ્યાં વંછિત કાજ–વિમલ૦** ॥ ૧ ॥ ચરણકમલ કમલા વસે રે, નિર્મલ થિર–પદ દેખ; સમલ અથિર–પદ પરિહરી રે, પંકજ પામર પેખ ॥ વિમલ૦ ॥ ૨ ॥ મુજ મન તુજ પદ–પંકજે રે, લીનો ગુણ મકરંદ;

રંક ગણે મંદિર ધરા રે, ઈંદ્ર ચંદ્ર નાગિંદ ॥ વિમલ૦ ॥ ૩ ॥ સાહિબ સમરથ તું ધણી રે, પામ્યો પરમ ઉદાર; મન વિસરામી વાલહો રે, આતમચો આધાર ॥ વિમલ૦ ॥ ૪ ॥ દરિસણ દીઠે જિન તણું રે, સંશય ન રહે વેધ; દિનકર કરભર પ્રસરતાં રે, અંધકાર પ્રતિષેધ ॥ વિમલ૦ ॥ ૫ ॥ અમીય ભરી મૂરતિ રચી રે, ઉપમા ન ઘટે કોય; શાંત સુધારસ ઝીલતી રે, નિરખત તૃપ્તિ ન હોય ॥ વિમલ૦ ॥ ॥ ૬ ॥ એક અરજ સેવક તણી રે, અવધારો જિન દેવ !; કૃપા કરી મુજ દીજીયે રે, **આનંદઘન** પદ સેવ ॥ વિમલ૦ ॥ ૭ ॥

---

## શ્રી વિમલનાથ જિન-સ્તુતિ.

વિમલજિન જુહારો, પાપ સંતાપ વારો;
શ્યામાંબ મલ્હારો, વિશ્વ કીર્ત્તિ વિફારો;
યોજન વિસ્તારો, જાસ વાણી પ્રસારો;
ગુણ ગણ આધારો, પુણ્યના એ પ્રકારો ॥ ૧ ॥

## શ્રી અનંતનાથ-જિન-ચૈત્યવંદન.

અનંત અનંતગુણ આગરૂ, અયોધ્યાવાસી; સિંહસેન નૃપનંદનો, થયો પાપ નિકાસી ॥ ૧ ॥ સુજસા માતા જનમીયો, ત્રીશ લાખ ઉદાર; વરસ આઉખું પાલીયું, જિનવર જયકાર ॥ ૨ ॥ લંછન સિંચાણા તણું એ, કાયા ધનુષ પચાસ; જિનપદ પદ્મ નમ્યા થકા, લહિયે સહજ વિલાસ ॥ ૩ ॥

---

## શ્રી અનંતનાથ-જિન-સ્તવન.

( ઋષભ જિણંદશું પ્રીતડી-એ દેશી. )

અનંત જિનંદસું પ્રીતડી, નીકી લાગી હો અમૃતરસ જેમ; અવર સરાગી દેવની, વિષ સરીખી હો સેવા કરૂં કેમ ॥ અ૦ ॥ ૧ ॥ જિમ પદમિની મન પિઉ વસે, નિરધનીયા હો મન ધનકી પ્રીત; મધુકર કેતકી મન વસે, જિમ સાજન હો વિરહીજન ચિત્ત ॥ અ૦ ॥ ૨ ॥ કરષણી મેઘ આષાઢ જ્યું, નિજ વાછડ હો સુરભિ જિમ પ્રેમ; સાહિબ અનંત જિનંદસું, મુઝ લાગી હો ભક્તિ મન તેમ ॥ અ૦ ॥ ૩ ॥

પ્રીતિ અનાદિની દુઃખભરી, મેં કીધી હો પર પુદ્ગલ સંગ; જગત ભમ્યો તિણ પ્રીતશું, સ્વાંગ ધારી હો નાચ્યો નવનવ રંગ ॥ અ૦ ॥ ૪ ॥ જિસકો અપના જાનીયા, તિન દીધા હો છીનમેં અતિ છેહ; પરજન કેરી પ્રીતડી, મેં દેખી હો અંતે નિઃસનેહ ॥ અ૦ ॥ ॥ ૫ ॥ મેરા કોઈ ન જગતમેં, તુમ છોડી હો જિનવર જગદીશ; પ્રીત કરૂં અબ કોનશું, તું ત્રાતા હો મોહે વિસવાવીસ ॥ અ૦ ॥ ૬ ॥ આતમરામ તું માહરો, સિરસેહરો હો હિયડાનો હાર; દીનદયાલ કૃપા કરો, મુઝ વેગે હો અબ પાર ઉતાર ॥ ॥ અ૦ ॥ ૭ ॥

---

## શ્રી અનંતનાથ-જિન-સ્તુતિ.

અનંત અનંતનાણી, જાસ મહિમા ગવાણી,
સુર નર તિરિ પ્રાણી, સાંભળે જાસ વાણી;
એક વચન સમઝાણી, જેહ સ્યાદ્વાદ જાણી,
તર્યા તે ગુણ ખાણી, પામિયા સિદ્ધિ રાણી ॥ ૧ ॥

## શ્રી ધર્મનાથ-જિન-ચૈત્યવંદન.

ભાનુનંદન ધર્મનાથ, સુવ્રતા ભલી માત; વજ્ર લંછન વજી નમે; ત્રણ ભુવન વિખ્યાત ॥ ૧ ॥ દશ લાખ વરસનું આઉખું, વપુ ધનુષ પિસ્તાલીશ; રત્નપુરીનો રાજિયો, જગમાં જાસ જગીસ ॥ ૨ ॥ ધર્મ મારગ જિનવર કહે એ, ઉત્તમ જન આધાર; તિણે તુઝ પાદ પદ્મ તણી, સેવા કરૂં નિરધાર ॥ ૩ ॥

---

## શ્રી ધર્મનાથ-જિન-સ્તવન.

( હાંરે મ્હારે જોબનીયાનો લટકો દહાડા ચાર જો-
એ દેશી. )

હાંરે મારે ધર્મ જિણંદશું લાગી પૂરણ પ્રીત જો, જીવડલો લલચાણો જિનજીની ઓલગે રે લો; હાંરે મુને થાશે કોઈક સમે પ્રભુ સુપ્રસન્ન જો, વાતલડી માહારી રે સવિ થાશે વગે રે લો ॥ ૧ ॥ હાંરે કોઈ દુરજનનો ભંભેર્યો માહરો નાથ જો, ઓળવશે નહીં કયારે કીધી ચાકરી રે લો; હાંરે મારા સ્વામી

સરીખો કુણ છે દુનિયામાંહી જો, જઈએ રે જીમ તેહને ઘર આશા કરી રે લો ॥ ૨ ॥ હાંરે જસ સેવાસેંતી સ્વારથ ન હોવે સિદ્ધ જો, ઠાલી રે શી કરવી તેહથી ગોઠડી રે લો; હાંરે કાંઈ જૂઠું ખાય તે મીઠાઈને માટે જો, કાંઈ રે પરમારથ વિણ નહી પ્રીતડી રે લો ॥ ૩ ॥ હાંરે પ્રભુ અંતરજામી જીવન પ્રાણ આધાર જો, વાયો રે નવિ જાણ્યો કલિયુગ વાયરો રે લો; હાંરે મારે લાયક નાયક ભગત-વત્સલ ભગવાન જો, વારૂ રે ગુણ કેરો સાહિબ સાયરુ રે લો ॥ ૪ ॥ હાંરે પ્રભુ લાગી મુજને ત્હારી માયા જોર જો, અલગા રે રહ્યાથી હોય ઓસિંગલો રે લો; હાંરે કુણ જાણે અંતરગતની વિણ મહારાજ જો, હેજે રે હસી બોલો છાંડી આમળો રે લો ॥ ૫ ॥ હાંરે ત્હારે મુખને મટકે અટક્યું માહારૂં મન જો, આંખલડી અણીયાલી કામણગારરડી રે લો; હાંરે મારાં નયણાં લંપટ જોવે ખિણ ખિણ તુઝ જો, રાતાં રે પ્રભુ રૂપે ન રહે વારીયાં રે લો ॥ ૬ ॥ હાંરે

પ્રભુ અલગા તો પણ જાણજો કરીને હજુર જો, તાહરી રે બલિહારી હું જાઉં વારણે રે લો; હાંરે કવિ રૂપ વિબુધનો મોહન કરે અરદાસ જો, ગિરૂઆથી મન આણી ઉલટ અતિ ઘણી રે લો ॥ ૭ ॥

---

## શ્રી ધર્મનાથ-જિન-સ્તુતિ.

ધરમ ધરમ ધોરી, કર્મના પાસ તોરી ।
કેવલશ્રી જોરી, જેહ ચોરે ન ચોરી ॥
દર્શન મદ છોરી, જાય ભાગ્યા સટોરી ।
નમે સુર નર કોરી, તે વરે સિદ્ધિ ગોરી ॥ ૧ ॥

---

## શ્રી શાંતિનાથસ્વામીનાં ચૈત્યવંદનો.

[ ૧ ]

સર્વારથસિદ્ધ થકી, ચવિયા શાંતિ જિનેશ; હસ્તિનાગપુર અવતર્યા, યોનિ હસ્તિ વિશેષ ॥ ૧ ॥ માનવગણ ગુણવંતને, મેષરાશિ સુવિલાસ; ભરણીએ જનમ્યા પ્રભુ, છદ્મસ્થા એક વાસ ॥ ૨ ॥ કેવલ નંદી તરૂ

તજી એ, પામ્યા અંતર ઝાણુ; વીર કરમનો ક્ષય કરી, નવ શતશું નિર્વાણુ ॥ ૩ ॥

[ ૨ ]

જય જય શાંતિજિણંદ દેવ, હત્થિણાઉર સ્વામી; વિશ્વસેન કુલ ચંદ સમ, પ્રભુ અંતર જામી ॥ ૧ ॥ અચિરા ઉર સર હંસલો, જિનવર જયકારી; મારી રોગ નિવારકે, કીર્ત્તિ (જગ) વિસ્તારી ॥ ૨ ॥ સોલમા જિનવર પ્રણુમીયે એ, નિત્ય ઉઠી નામી શિશ; સુર નર ભૂપ પ્રસન્ન મન, નમતાં વાધે જગીશ ॥ ૩ ॥

---

## શ્રી શાંતિનાથસ્વામીનાં સ્તવનો.

[ ૧ ]

( ઘરે આવોજી આંબો મોરીઓ–એ દેશી. )

શ્રી શાંતિજિનેશ્વર સાહિબા, તુજ નાઠે કેમ છુટાસ્યે; મેં લીધી કેડજ તાહરી, તેહ પ્રસન્ન થયે મૂકાસ્યે ॥ શ્રી શાંતિ૦ ॥ ૧ ॥ તું વીતરાગપણું દાખવી, ભોળા જનને ભૂલાવે; જાણીને કીધી પ્રતિગન્યા,

તેહથી કહો કુણ ડોલાવે ॥ શ્રી શાંતિ૦ ॥ ૨ ॥ કોઈ કોઈની કેડે મત પડો, કેડે પડચાં આણે વાજ; નિરાગી પ્રભુ પણ ખિંચીયો, ભગતે કરી મેં સાત રાજ ॥ શ્રી શાંતિ૦ ॥ ૩ ॥ મનમાંહી આણી વાસિયો, હવે કેમ નિસરવા દેવાય; જો ભેદ રહિત મુજશું મિલે, તો પલકમાંહી છૂટાય ॥ શ્રી શાંતિ૦ ॥ ૪ ॥ કબજે આવ્યા કિમ છૂટશો, દીધા વિણ કહણ કૃપાલ; તો શું હઠવાદ લેઇ રહ્યા, કહે માન કરો ખુશીયાલ ॥ શ્રી શાંતિ૦ ॥ ૫ ॥

[ ૨ ]

સોળમા શ્રી જિનરાજ, ઓલગ સુણો અમ તણી ॥ લલના ॥ ભગતથી એવડી કેમ, કરો છો ભોળામણી ॥ લ૦ ॥ ચરણે વિલગ્યો જેહ, આવીને થઈ ખરો ॥ લ૦ ॥ નિપટ તેહથી કોણ, રાખે રસ આંતરો ॥ લ૦ ॥ ૧ ॥ મેં તુજ કારણ સ્વામી, ઉવેખ્યા સુર ઘણા ॥ લ૦ ॥ માહરી દિશાથી મેં તો ન રાખી કાંઈ મણા ॥ લ૦ ॥ તો તુમે મુઝથી કેમ, અપૂઠા થઈ

રહો ॥ લ૦ ॥ ચૂક હોવે જો કોઈ, સુખે મુખથી કહો ॥ લ૦ ॥ ૨ ॥ તુજથી અવર ન કોય, અધિક જગતીતલે ॥ લ૦ ॥ જેહથી ચિત્તની વૃત્તિ, એકાંગી જઈ મલે ॥ લ૦ ॥ દીજે દરિસણ વાર, ઘણી ન લગાવીએ ॥ લ૦ ॥ વાતલડી અતિ મીઠી, તે કિમ વિરમાવીએ ॥ લ૦ ॥ ૩ ॥ તું જો જલ તો હું કમલ, કમલ તો હું વાસના ॥ લ૦ ॥ વાસના તો હું ભ્રમર, ન મૂકું ઉપાસના ॥ લ૦ ॥ તું છોડે પણ હું કેમ, છોડું તુજ ભણી ॥ લ૦ ॥ લોકોત્તર કોઈ પ્રીતિ, આવી તુજથી બની ॥ લ૦ ॥ ૪ ॥ ધુરથી શ્યાને સમકિત, દેઈને ભોળવ્યો ॥ લ૦ ॥ ખોટે હવે કિમ જાઉં, દિલાસે ઓળવ્યો ॥ લ૦ ॥ જાણી ખાસો દાસ, વિમાસો છો કિસ્યું ॥ લ૦ ॥ અમે પણ ખીમજત માંહિ, ખોટા કિમ થયાસ્યું ॥ લ૦ ॥ ૫ ॥ બીજી ખોટી વાતે, અમે રાચું નહીં ॥ લ૦ ॥ મેં તુમ આગળ માહરા, મન-વાલી કહી ॥ લ૦ ॥ પૂરણ રાખો પ્રેમ, વિમાસો શું તમે ॥ લ૦ ॥ અવસર લહી એકાંતે વિનવીએ

છીએ અમે ॥ લ૦ ॥ ૬ ॥ અંતરજામી સ્વામી, અચિરા નંદના ॥ લ૦ ॥ શાંતિકરણ શ્રીશાંતિજી, માનજો વંદના ॥ લ૦ ॥ તુજ સ્તવનાથી તન મન, આનંદ ઉપન્યો ॥ લ૦ ॥ કહે મોહન મન રંગ, સુપંડિત રૂપનો ॥ લ૦ ॥ ૭ ॥

[ ૩ ]

શાંતિજિનેશ્વર સાચો સાહિબ, શાંતિ કરણ ઈન કલિમેં, હો જિનજી; તું મેરા મનમેં તું મેરા દિલમેં; ધ્યાન ધરૂં પલ પલમેં-સાહેબજી ॥ તું મેરા૦ ॥ ૧ ॥ ભવમાં ભમતાં મેં દરિશન પાયો; આશા પૂરો એક પલમેં-હો જિનજી ॥ તું મેરા૦ ॥ ૨ ॥ નિરમલ જ્યોત વદન તુમ સોહે, નિકસ્યો જ્યું ચંદ બાદલમેં-હો જિનજી ॥ તું મેરા૦ ॥ ૩ ॥ મેરો મન તુમ સાથે લીનો; મીન વસે જ્યું જલમેં-હો જિનજી ॥ તું મેરા૦ ॥ ૪ ॥ જિનરંગ કહે પ્રભુ શાંતિજિનેશ્વર, દીઠાજી દેવ સકલમેં-હો જિનજી ॥ તું મેરા૦ ॥ ૫ ॥

[ ૪ ]

(હાંરે મારે જોબનીયાનો લટકો દહાડા ચાર જો—એ દેશી.)

હાંરે મારે શાંતિજનેશ્વર અલવેસર આધાર જો, લેઈ દીક્ષા દીયે શિક્ષા ભવિજન લોકને રે લોલ; હાંરે મારે પામી જ્ઞાન ધરી શુભ ધ્યાન અનંત જો, ત્રણ ભુવન અજવાળે ટાળે શોકનો રે લોલ ॥ ૧ ॥ હાંરે મારે શૈલેશીમાં થઈ અલેશી સ્વામી જો, નિજ સત્તાનો ભોગી સોગી નહિ કદા રે લોલ; હાંરે મારે ગુણ એક-ત્રીશ જગીશ અતિ અદ્દભુત જો, પ્રગટ થયા અવગુણ ગયા, સવિ સાદિ સદા રે લોલ ॥ ૨ ॥ હાંરે મારે ગત આકાર શ્રીકાર સ્વરૂપ ગુણ પાંચ જો, વરણ વિચિત અતીતથી ગુણ પણ પામીયા રે લોલ; હાંરે મારે દોય ગંધ સંબંધ ટળ્યાથી દોય જો, અરસ સરસથી ગુણ રસ પણ પ્રભુ વામીયા રે લોલ ॥ ૩ ॥ હાંરે મારે ફરસ આઠના નાશથી ગુણ લહ્યા અષ્ટ જો, ત્રણ વેદનો ખેદ પ્રભુ દૂરે કર્યો રે લોલ; હાંરે મારે અશરીરી અસંગી વળી અરૂહ જો, એકત્રીસ ગુણ વરીયો, ભવ દરિઓ

નિસ્તર્યો રે લોલ ॥ ૪ ॥ હાંરે મારે પામ્યા સિદ્ધ સ્વરૂપ અનુપ જિણંદ જો, તિમ સેવકના કારક તારક ભવ તણા રે લોલ; હાંરે મારે જિન ઉત્તમ વર ગુણ-ભર પદ કજ નીત જો, **પદ્મવિજય** કહે ભાવો ભાવે ભવિજના રે લોલ ॥ ૫ ॥

[ ૫ ]

સુણ દયાનિધિ તુજ પદ પંકજ મુજ મન મધુકર લીને ॥ **એ આંકણી** ॥ પ્રભુ અચિરામાતાને જાયો, વિશ્વસેન ઉત્તમ કુલ આયો; એક ભવમાં દોય પદવી પાયો ॥ **સુણ૦** ॥ તું તો રાત દિવસ રહે સુખ ભીને ॥ **સુણ૦** ॥ ૧ ॥ પ્રભુ ચક્રી જિનપદને ભોગી, શાંતિ નામ થકી થાય નિરોગી; તુજ સમ અવર નહીં દુજો યોગી ॥ **સુણ૦** ॥ ૨ ॥ ષટ્ ખંડતણો પ્રભુ તું ત્યાગી, નિજ આતમ ઋદ્ધિ તણો રાગી; તુજ સમ અવર નહીં વૈરાગી ॥ **સુણ૦** ॥ ૩ ॥ વડવીર થયા સંજમધારી, લહે કેવળ દુગ કમળા સારી; તુજ સમ અવર નહીં ઉપકારી ॥ **સુણ૦** ॥ ૪ ॥ પ્રભુ મેઘરથ

ભવ ગુણ ખાણી, પારેવા ઉપર કરૂણા આણી; નિજ શરણે રાખ્યો સુખ ખાણી ॥ સુણ૦ ॥ ૫ ॥ પ્રભુ કર્મ કટક ભવ ભય ટાળી, નિજ આતમ ગુણને અજુ-વાળી; પ્રભુ પામ્યા શિવવધૂ લટકાળી ॥ સુણ૦ ॥ ૬ ॥ સાહેબ એક મુજરો માનીજે, નિજ સેવક ઉત્તમ પદ દીજે; રૂપ કીર્ત્તિ કરે તુજ જીવવિજે ॥ સુણ૦ ॥૭॥

[ ૬ ]

( રાગ-સારંગ )

હમ મગન ભયે પ્રભુ ધ્યાનમેં, ધ્યાનમેં ધ્યાનમેં ધ્યાનમેં, હમ મગન૦ ॥ બિસર ગઈ દુવિધા તન મન-કી, અચિરાસુત ગુન ગાનમેં ॥ હમ૦ ॥ ૧ ॥ હરિ હર બ્રહ્મ પુરંદરકી ઋદ્ધિ, આવત નાહિ કોઉ માનમેં; ચિદાનંદકી મોજ મચી હૈ, સમતા રસકે પાનમેં ॥ હમ૦ ॥ ૨ ॥ ઇતને દિન તૂં નાંહિ પિછાનો, મેરો જનમ ગયો સો અજાનમેં; અબ તો અધિકારી હોઈ બૈઠે, પ્રભુ ગુન અખય ખજાનમેં ॥ હમ૦ ॥ ૩ ॥ ગઈ દીનતા સબહી હમારી, પ્રભુ ! તુજ સમકિત

દાનમેં; પ્રભુ ગુન અનુભવ રસકે આગે, આવત નહિ કોઉ માનમેં ॥ હુમ૦ ॥ ૪ ॥ જીનહી પાયા તિનહી છીપાયા, ન કહે કોઉ કે કાનમેં; તાલી લાગી જબ અનુભવકી, તબ જાને કોઉ સાનમેં ॥ હુમ૦ ॥ ૫ ॥ પ્રભુ ગુન અનુભવ ચંદ્રહાસ જ્યોં, સો તો ન રહે મ્યાનમેં; વાચક જસ કહે મોહ મહા અરી, જીત લીયો હૈ મેદાનમેં ॥ હુમ૦ ॥ ૬ ॥

[ ૭ ]

(રાગ–સોરઠ.)

પ્રભુ શાન્તિજિણંદ સુખકારી, ઘટ અંતર કરૂણા ધારી રે ॥ પ્રભુ૦ ॥ એ આંકણી ॥ વિશ્વસેન અચિરાજીકો નંદન, કર્મકલંક નિવારી; અલખ અગોચર અકલ અમર તું, મૃગલંછન પદ ધારી રે ॥ પ્રભુ૦ ॥ ૧ ॥ કંચન વરણ શોભા તનુ સુંદર, મૂરતિ મોહનગારી; પંચમો ચક્રી સોળમો જિનવર, રોગ શોગ ભય વારી રે ॥ પ્રભુ૦ ॥ ॥ ૨ ॥ પારાપત પ્રભુ શરણ ગ્રહીને, અભયદાન દીયો ભારી; હમ પ્રભુ શાન્તિ-

જિનેશ્વર નામે, લેશું શિવ પટરાણી રે ॥ પ્રભુ૦ ॥ ૩ ॥ શાન્તિજિનેશ્વર સાહિબ મેરા, શરણુ લીયા મેં તેરા; કૃપા કરી મુજ ટાળો સાહિબ, જનમ મરણુકા ફેરા રે ॥ પ્રભુ૦ ॥ ૪ ॥ તન મન થીર કરે તુમ ધ્યાને, અંતરમેલ તે વામે, વીરવિજય કહે તુમ સેવનથી, આતમ આનંદ પાવે રે ॥ પ્રભુ૦ ॥ ૫ ॥

[ ૮ ]

શાંતિ જિનેશ્વર સાહિબા રે, શાંતિ તણા દાતાર; અંતરજામી છો માહરા રે, આતમના આધાર ॥ શાંતિ૦ ॥ ૧ ॥ ચિત્ત ચાહે પ્રભુ ચાકરી રે, મન ચાહે મળવાને કાજ; નયન ચાહે પ્રભુ નિરખવા રે, દ્યો દરસિણ મહારાજ ॥ શાંતિ૦ ॥ ૨ ॥ પલક ન વિસરો મન થકી રે, જેમ મોરા મન મેહ; એક પખો કેમ રાખીએ રે, રાજ કપટનો નેહ ॥ શાંતિ૦ ॥ ૩ ॥ નેહ નજર નિહાળતાં રે, વાધે બમણો વાન; અખુટ ખજાનો પ્રભુ તાહરો રે, દીજીએ વંછિત દાન ॥ શાંતિ ॥ ૪ ॥ આશ કરે જે કાઈ આપણી રે,

નવિ મૂકીએ નિરાશ; સેવક જાણીને આપણો રે, દીજીએ તાસ દિલાસ ॥ શાંતિ૦ ॥ ૫ ॥ દાયકને દેતાં થકાં રે, ક્ષણ નવિ લાગે વાર; કાજ સરે નિજ દાસનાં રે, એ મ્હોટો ઉપકાર ॥ શાંતિ૦ ॥ ૬ ॥ એવું જાણીને જગ ધણી રે, દિલમાંહી ધરજો પ્યાર; રૂપવિજય કવિરાયનો રે, મોહન જય જયકાર ॥ શાંતિ૦ ॥ ૭ ॥

[ ૯ ]

શાંતિ જિનેશ્વર સાહિબ વંદો, અનુભવ-રસનો કંદો રે; મુખને મટકે લોચન લટકે, મોહ્યા સુર નર વૃંદો રે ॥ શાંતિ૦ ॥ ૧ ॥ મંજર દેખીને કોયલ ટહુકે, મેઘ ઘટા જેમ મોરો રે; તિમ જિનપ્રતિમા નિરખી હરખું, વળી જેમ ચંદ ચકોરો રે ॥ શાંતિ૦ ॥ ૨ ॥ જિનપ્રતિમા [1]જિનવરશી ભાખી, સૂત્ર ઘણાં છે સાખી રે; સુરનર મુનિવર વંદન પૂજા, કરતા શિવ અભિલાષી રે ॥ શાંતિ૦ ॥ ૩ ॥ રાયપસેણી પ્રતિમા પૂજી;

---

૧-જિનવર સરખી.

સુર્યાભ સમકિત ધારી રે; જીવાભિગમે પ્રતિમા પૂજી, વિજયદેવ અધિકારી રે ॥ શાંતિ૦ ॥ ૪ ॥ જિનવર બિંબ વિના નવિ વંદુ, આણંદજી એમ બોલે રે; [1]સાતમે અંગે સમકિત મૂળે, અવર નહિ તસ તોલે રે ॥ શાંતિ૦ ॥ ૫ ॥ જ્ઞાતાસૂત્રે દ્રૌપદી પૂજા, કરતી શિવસુખ માગે રે; રાય સિદ્ધારથે પ્રતિમા પૂજી, કલ્પસૂત્રમાંહે રાગે રે ॥ શાંતિ૦ ॥ ૬ ॥ વિદ્યાચારણ મુનિવરે વંદી, પ્રતિમા [2]પાંચમે અંગે રે; જંઘાચારણ મુનિવરે વંદી, જિનપડિમા મન રંગ રે ॥ શાંતિ૦ ॥ ૭ ॥ આર્યસુહસ્તીસૂરિ ઉપદેશે, ચાવો સંપ્રતિરાય રે; સવા કોડી જિનબિંબ ભરાવ્યાં, ધન્ય ધન્ય એહની માય રે ॥ શાંતિ૦ ॥ ૮ ॥ મોકલી પ્રતિમા અભયકુમારે, દેખી આર્દ્રકુમાર રે; જાતિસ્મરણે સમકિત પામી, વરીઓ શિવસુખ સાર રે ॥ શાંતિ૦ ॥ ૯ ॥ ઇત્યાદિક બહુ પાઠ કહ્યા છે, સૂત્રમાંહે સુખકારી રે; સૂત્ર તણો એક વરણ ઉત્થાપે, તે કહ્યો બહુલસંસારી રે ॥ શાંતિ૦

---

૧–ઉપાસક દશાંગમાં. ૨–ભગવતી સૂત્રમાં.

॥ ૧૦ ॥ તે માટે જિન-આણાધારી, કુમતિ કદાગ્રહ વારી રે; ભક્તિ તણાં ફલ ઉત્તરાધ્યયને, બોધિબીજ સુખકારી રે ॥ **શાંતિ૦** ॥ ૧૧ ॥ એક ભવે દોય પદવી પામ્યા, સોલમા શ્રી જિનરાયા રે; મુજ મન-મંદિરીએ પધરાવ્યા, ધવલ મંગલ ગવરાયા રે ॥ **શાંતિ૦** ॥ ૧૨ ॥ જિન ઉત્તમ પદ રૂપ અનુપમ, કીર્તિ કમલાની શાળા રે; **જીવવિજય** કહે પ્રભુજીની ભક્તિ, કરતાં મંગળ માળા રે ॥ **શાંતિ** ૧૩ ॥

[ ૧૦ ]

મ્હારો મુજરો લ્યોને રાજ, સાહિબ શાંત સલૂણા ॥ **એ આંકણી** ॥ અચિરાજીના નંદન તોરે, દર્શન હેતે આવ્યો; સમકિત રીઝ કરોને સ્વામી, ભકિત ભેટણું લાવ્યો ॥ **મ્હારો૦** ॥ ૧ ॥ દુઃખભંજન છે બિરૂદ તુમારો, અમને આશ તુમારી; તુમે નિરાગી થઈને છૂટો, શી ગતિ હોશે અમારી ॥ **મ્હારો૦** ॥ ૨ ॥ કહેશે લોક ન તાણી કહેવું, એવડું સ્વામી આગે; પણ બાલક જો બોલી ન જાણે, તો કેમ

વ્હાલો લાગે ।। મ્હારો૦ ।। ૩ ।। મ્હારે તો તું સમરથ સાહિબ, તો કિમ ઓછું માનું; ચિંતામણિ જેણે ગાંઠે બાંધ્યું, તેહને કામ કિશ્યાનું ।। મ્હારો૦ ।। ૪ ।। અધ્યાતમ રવિ ઉગ્યો મુજ ઘટ, મોહ તિમિર હર્યું જુગતે; વિમલવિજય વાચકનો સેવક, રામ કહે શુભ ભગતે ।। મ્હારો૦ ।। ૫ ।।

---

## શ્રી શાંતિનાથ સ્વામીની સ્તુતિઓ.

[ ૧ ]

( માલિની–છંદ. )

ગજપુર અવતારા, વિશ્વસેન કુમારા ।
અવનિ તલે ઉદારા, ચક્રવિ લચ્છી ધારા ।
પ્રતિદિવસ સવારા, સેવિયે શાંતિ સારા ।
ભવજલધિ અપારા, પામીયે જેમ પારા ।। ૧ ।।

[ ૨ ]

વંદો જિન શાંતિ, જાસ સોવન કાંતિ;
ટાળે ભવભ્રાંતિ, મોહ મિથ્યાત્વ શાંતિ;

દ્રવ્ય ભાવ અરિ પાંતિ, તાસ કરતા નિકાંતિ;
ધરતા મન ખાંતિ, શોક સંતાપ વાંતિ ॥ ૧ ॥

[ ૩ ]

सकलकुशलवल्ली–पुष्करावर्त्तमेघो,
मदनसदृशरूपः पूर्णराकेन्दुवक्त्रः ।
प्रथयतु मृगलक्ष्मा शान्तिनाथो जनानां,
प्रसृतभुवनकीर्त्तिः कामितं कम्रकान्तिः ॥ १ ॥

---

## શ્રી કુંથુનાથ-જિન-ચૈત્યવંદન.

કુંથુનાથ કામિત દીયે, ગજપુરનો રાય; સિરિ માતા ઉરે અવતર્યો, શૂર નરપતિ તાય ॥ ૧ ॥ કાયા પાંત્રીશ ધનુષની, લંછન જસ છાગ; કેવલજ્ઞાનાદિક ગુણા, પ્રણમો ધરી રાગ ॥ ૨ ॥ સહસ પંચાણું વરસનું એ, પાળી ઉત્તમ આય; પદ્મવિજય કહે પ્રણમિએ, ભાવે શ્રી જિનરાય ॥ ૩ ॥

---

## શ્રી કુંથુનાથ-જિન-સ્તવન.

( અંબર દેહો મોરારી, હમારો-એ દેશી. )

મનડું કિમહી ન બાજે હો કુંથુજિન !, મનડું કિમહી ન બાજે; જિમ જિમ જતન કરીને રાખું, તિમ તિમ અલગું ભાજે ॥ હો કુંથુ૦ ॥ ૧ ॥ રજની વાસર વસતી ઉજ્જડ, ગયણ પાયાલે જાય; સાપ ખાય ને મુખડું થોથું, એહ ઉખાણો ન્યાય ॥ હો કુંથુ૦ ॥ ૨ ॥ મુગતિ તણા અભિલાષી તપીયા, જ્ઞાન ને ધ્યાન અભ્યાસે; વૈરીડું કાંઈ એહવું ચિન્તે, નાખે અવલે પાસે ॥ હો કુંથુ૦ ॥ ૩ ॥ આગમ આગમધરને હાથે, નાવે કિણવિધ આંકું; કિહાં કણે જો હઠ કરી હટકું, તો વ્યાલ તણી પરે વાંકું ॥ હો કુંથુ૦ ॥ ૪ ॥ જો ઠગ કહું તો ઠગતો ન દેખું, શાહુકાર પણ નાંહી; સર્વ માંહે ને સહુથી અલગું, એ અચરિજ મન માંહી ॥ હો કુંથુ૦ ॥ ૫ ॥ જે જે કહું તે કાન ન ધારે, આપ મતે રહે કાલો; સુર નર પંડિત જન સમજાવે, સમજે ન મહારો

સાલો ॥ હો કુંથુ૦ ॥ ૬ ॥ મેં જાણ્યું એ લિંગ નપુંસક, સકલ મરદને ઠેલે; બીજી વાતે સમ-રથ છે નર, એહને કોઈ ન જેલે ॥ હો કુંથુ૦ ॥ ૭ ॥ મન સાધ્યું તેણે સઘળું સાધ્યું, એહ વાત નહિ ખોટી; એમ કહે સાધ્યું તે નવિ માનું, એ કહીં વાત છે મોટી ॥ હો કુંથુ૦ ॥ ૮ ॥ મનડું દુરારાધ્ય તેં વશ આણ્યું, તે આગમથી મતિ આણું; **આનંદઘન** પ્રભુ માહરૂં આણો, તો સાચું કરી જાણું ॥ હો કુંથુ૦ ॥ ૯ ॥

## શ્રી કુંથુનાથ-જિન-સ્તુતિ.

કુંથુજિન નાથ, જે કરે છે સનાથ; તારે ભવ પાથ, જે ગ્રહી ભવ્ય હાથ ॥ એહનો તજે સાથ, બાવલે દીયે બાથ; તરે સુર નર સાથ, જે સુણે એક ગાથ ॥ ૧ ॥

## શ્રી અરનાથજિન—ચૈત્યવંદન.

રાય સુદર્શન ગજપુરે, દેવી પટરાણી; લંછન નં-દાવર્ત્ત જાસ, અરજિન ગુણખાણી ॥ ૧ ॥ ત્રીશ

ધનુષ વર દેહડી, હેમ વર્ણે જાણી; વર્ષ ચોરાશી સહસ્ર આયુ, કહે જિનવર વાણી ॥ ૨ ॥ ચક્રવર્તી પ્રભુ સાતમો એ, અઢારમો મુજ દેવ; રૂપ કહે ભવિ જન તુમે, કરો નિત્ય નિત્ય સેવ ॥ ૩ ॥

---

## શ્રી અરનાથ જિન-સ્તવન.

(આસણુરા જોગી-એ દેશી.)

શ્રી અરજિન ભવજળનો તારૂ, મુઝ મન લાગે વારૂ રે-**મનમોહન સ્વામી**; બાંહ્ય ગ્રહી જે ભવિ-જન તારે, આણે શિવપુર આરે રે-**મન૦** ॥ ૧ ॥ તપ જપ મોહ મહા તોફાને, નાવ ન ચાલે માને રે-**મન૦** ॥ પણ નવિ ભય મુઝ હાથો હાથે, તારે તે છે સાથે રે-**મન૦** ॥ ૨ ॥ ભગતને સ્વર્ગ સ્વર્ગથી અધિકું, જ્ઞાનીને ફળ દેઈ રે-**મન૦** ॥ કાયા કષ્ટ વિના ફળ લહિયે, મનમાં ધ્યાન ધરેઈ રે-**મન૦** ॥ ૩ ॥ જે ઉપાય બહુ વિધની રચના, યોગ માયા તે જાણો રે-**મન૦** ॥ શુદ્ધ દ્રવ્ય ગુણ પર્યાય ધ્યાને,

શિવ દીયે પ્રભુ સપરાણે રે-મન૦ ॥ ૪ ॥ પ્રભુ પદ વળગ્યા તે રહ્યા તાજા, અળગા અંગ ન સાજા રે-મન૦ ॥ વાચક યશ કહે અવર ન ધ્યાઉં, એ પ્રભુના ગુણ ગાઉં રે-મન૦ ॥ ૫ ॥

---

## શ્રી અરનાથ જિન-સ્તુતિ.

અરજિનવર રાયા, જેહની દેવી માયા; સુદર્શન-નૃપ તાયા, જાસ સુવર્ણ કાયા; નંદાવર્ત્ત પાયા, દેશના શુદ્ધ દાયા; સમવસરણ વિરચાયા, ઇંદ્ર ઇંદ્રાણી ગાયા ॥ ૧ ॥

---

## શ્રી મલ્લિનાથસ્વામીનાં—ચૈત્યવંદનો.

[ ૧ ]

મલ્લિનાથ ઓગણીશમા, જસ મિથિલા નયરી, પ્રભાવતી જસ માવડી, ટાળે કર્મ વયરી ॥ ૧ ॥ તાત શ્રી કુંભ નરેસરૂ, ધનુષ પચવીશની કાય; લંછન કલશ મંગળ કરૂ, નિર્મમ નિરમાય ॥ ૨ ॥ વરસ

પંચાવન સહસનું એ, જિનવર ઉત્તમ આય; **પદ્મ-**
**વિજય** કહે તેહને, નમતાં શિવસુખ થાય ॥ ૩ ॥

[ ૨ ]

વૈદર્ભદેશ મિથિલાપુરી, કુંભ નૃપતિ કુલભાણ;
પુણ્યવલ્લી મલ્લિ નમો, ભવિયણ સુહઝાણ. ॥ ૧ ॥
પણુવીશ ધનુષની દેહડી, નીલ વરણ મનોહાર;
કુંભ લંછન કુંભની પરે, ઉતારે ભવપાર. ॥ ૨ ॥
મૃગશિર શુદિ એકાદશી એ, પામ્યા પંચમ નાણ;
તસ પદ **પદ્મ** વંદન કરી, પામો શાશ્વત ઠાણ. ॥ ૩ ॥

---

## શ્રી મલ્લિનાથ-સ્વામીનાં સ્તવનો.

[ ૧ ]

[ સખિ ! આવી દેવ દીવાલી રે-**એ દેશી.** ]

પંચમ સુરલોકના વાસી રે, નવ લોકાંતિક સુવિલાસી રે; કરે વિનતિ ગુણની રાશી ॥ **મલ્લિ જિનનાથજી વ્રત લીજે રે, ભવિ જીવને શિવ**

**સુખ દીજે-મલ્લિ૦ ॥ એ આંકણી ॥૧ ॥** તુમે કરૂણારસ ભંડાર રે, પામ્યા છો ભવજલ પાર રે; સેવકનો કરો ઉદ્ધાર ॥ **મલ્લિ૦** ॥ ૨ ॥ પ્રભુ દાન સંવત્સરી આપે રે, જગનાં દારિદ્ર દુઃખ કાપે રે, ભવ્યત્વપણે તસ થાપે ॥ **મલ્લિ૦** ॥ ૩ ॥ સુરપતિ સઘલા મલિ આવે રે, મણિ રયણ સોવન વરસાવે રે; પ્રભુચરણે શીશ નમાવે ॥ **મલ્લિ૦** ॥ ૪ ॥ તીર્થોદક કુંભા લાવે રે, પ્રભુને સિંહાસન ઠાવે રે; સુરપતિ ભક્તે નવરાવે. ॥ **મલ્લિ૦** ॥ ૫ ॥ વસ્ત્રાભરણે શણગારે રે, ફુલમાલા હૃદય પર ધારે રે; દુઃખડાં ઇંદ્રાણી ઉવારે. ॥ **મલ્લિ૦** ॥ ૬ ॥ મલ્યા સુરનર કોડા કોડી રે, પ્રભુ આગે રહ્યા કર જોડી રે; કરે ભક્તિ યુક્તિ મદ મોડી. ॥ **મલ્લિ૦** ॥ ૭ ॥ મૃગશિર સુદિની અજુઆલી રે, એકાદશી ગુણુની આલી રે; વર્યા સંયમ વધૂ લટકાલી ॥ **મલ્લિ૦** ॥ ૮ ॥ દીક્ષા કલ્યાણક એહ રે, ગાતાં દુઃખ ન રહે રેહ રે; **કહે રૂપવિજય** જસ નેહ ॥ **મલ્લિ૦** ॥ ૯ ॥

[ ૨ ]

[ સાંભલ રે તું સજની મોરી, રજની કિહાં રમી આવીજી રે–એ દેશી. ]

મલ્લિ જિનેશ્વર અરચિત કેસર, અલવેસર અવિનાશીજી; પરમેશ્વર પૂરણપદ ભોક્તા, ગુણરાશી શિવવાસી ॥ જિનજી ધ્યાવોજી, મલ્લિ જિણંદ મુણિંદ ગુણ ગણ ગાવોજી૦॥ એ આંકણી ॥ ૧ ॥ મૃગશિર સુદિ એકાદશી દિવસે, ઉપન્યું કેવલ નાણજી; લોકાલોક પ્રકાશક ભાસક, પ્રગટ્યો અભિનવ ભાણ–જિન૦ ॥ મલ્લિ૦ ॥ ૨ ॥ મત્યાદિક ચઉનાણનું ભાસન, એહમાં સકલ સમાયજી; ગ્રહ ઉડુ તારા ચંદ્ર પ્રભા જિમ, તરણિ તેજમાં જાય–જિન૦ ॥ મલ્લિ૦ ॥ ૩ ॥ જ્ઞેય ભાવ સવિ જ્ઞાને જાણે, જે સામાન્ય વિશેષજી; આપ સ્વભાવે રમણ કરે પ્રભુ, તજી પુદ્-ગલ સંકલેશ–જિન૦ ॥ મલ્લિ૦ ॥ ૪ ॥ ચાલીશ સહસ મહામુનિ જેહના, રત્નત્રય આધારજી; સહસ પંચાવન સાહુણી જાણો, ગુણમણિ રયણ ભંડાર–

જિન૦ ॥ મલ્લિ૦ ॥ ૫ ॥ શત સમ ન્યૂન સહસ પંચાવન્ન, વરસ કેવલ ગુણ ધરતાજી; વિચરે વસુધા ઉપર જિનજી, બહુ ઉપગારને કરતા-જિન૦ ॥ મલ્લિ૦ ॥ ૬ ॥ કેવલનાણ કલ્યાણક જિનનું, જે ભવિયણ નિત્ય ગાવેજી; જિન ઉત્તમ પદ પદ્મ પ્રભાવે, શુદ્ધ રૂપ તે પાવે-જિન૦ ॥ મલ્લિ૦ ॥ ૭ ॥

---

## ભોયણીમંડન શ્રી મલ્લિનાથજિન-સ્તવન.

જિનરાજા તાજા, મલ્લિ બીરાજે ભોયણી ગામમેં ॥ ટેક ॥ દેશ દેશકે જાત્રુ આવે, પૂજા સરસ રચાવે; મલ્લિજિનેશ્વર નામ સિમરકે, મન વાંછિત ફલ પાવેજી ॥ જિન૦ ॥ ૧ ॥ ચતુર વરણકે નર નારી મિલ, મંગલ ગીત કરાવે; જય જયકાર પંચ-ધ્વનિ વાજે, શિર પર છત્ર ધરાવેજી ॥ જિન૦ ॥ ૨ ॥ હિંસક જન હિંસા તજી પૂજે, ચરણે શીશ નમાવે; તૂં બ્રહ્મા તૂં હરિ શિવ શંકર, અવર દેવ નવિ ભાવેજી ॥ જિન૦ ॥ ૩ ॥ કરૂણારસ ભરે

નયન કચોલે, અમૃતરસ વરસાવે; વદન ચંદ ચકોર જ્યું નિરખી, તન મન અતિ ઉલસાવેજી ॥ **જિન૦** ॥ ૪ ॥ **આતમ** રાજા ત્રિભુવન તાજા, ચિદાનંદ મન ભાવે; મલ્લિજિનેશ્વર મનહર સ્વામી, તેરા દરસ સુહાવેજી ॥ **જિન૦** ॥ ૫ ॥

---

## શ્રી મલ્લિનાથસ્વામીની સ્તુતિઓ.

[ ૧ ]

મલ્લિજિન નમીયે, પૂરવલાં પાપ ગમીયે; ઇંદ્રિય-ગણ દમીયે, આણ જિનની ન ક્રમીયે; ભવમાં નવિ ભમીયે, સર્વ પરભાવ વમીયે; નિજ ગુણમાં રમીયે, કર્મમલ સર્વ ધમીયે ॥ ૧ ॥

[ ૨ ]

મલ્લિ જિન નામે, સંપદા કોડિ પામે; દુરગતિ દુઃખ વામે, સ્વર્ગનાં સુખ જામે; સંયમ અભિરામે, જે યથાખ્યાત નામે; કરી કર્મ વિરામે, જઈ વસે સિદ્ધિ ધામે ॥ ૧ ॥

[ ૩ ]

મલ્લિ જિન રાજા, સેવીયે પુણ્ય ભાજા; જિમ ચઢત દિવાજા, પામિયે સુખ તાજા । કોઈ લોપે ન માજા, નિત્ય નવા સુખ સાજા; કોઈ ન કરે જાજા, પુણ્યની એહ માજા ॥ ૧ ॥

---

## શ્રી મુનિસુવ્રતસ્વામીનું ચૈત્યવંદન.

જપો નિરંતર સ્નેહશું, વીશમા જિનરાય; સુમિત્રરાય પદ્માવતી, સુતશું મુજ [૧]માય ॥ ૧ ॥
[૨]કચ્છપ લંછન ધનુષ વીશ, શ્યામવર્ણી કાયા; ત્રીશ સહસ્ર વર(સ) આઉખું, હરિવંશ દીપાયા ॥ ૨ ॥
મુનિસુવ્રત મહિમાનિલો એ, નગરી રાજગ્રહી જાસ; **રૂપવિજય** કહે સાહિબા, નામે લીલવિલાસ ॥ ૩ ॥

---

૧-માયા-પ્રીતિ. ૨-કાચબો.

## શ્રી મુનિસુવ્રતસ્વામીનાં સ્તવનો.

### [ ૧ ]

(ઈડર આંબા આંબલી રે-એ દેશી.)

મુનિસુવ્રત કીજે મયા રે, મનમાંહી ધરી મહેર; મહેર વિહુણા માનવી રે, કઠિણ જણાયે કહેર ॥ જિનેશ્વર! તું જગનાયક દેવ ॥ તુજ જગ હિત કરવા ટેવ ॥ જિને૦ ॥ બીજા જુએ કરતાં સેવ ॥ જિને૦ ॥ ૧ ॥ અરહટ્ટ ક્ષેત્રની ભૂમિકા રે, સિંચે કૃતારથ હોય; ધારાધર સઘળી ધરા રે, ઉદ્ધરવા સજ્જ જોય ॥ જિને૦ ॥ ૨ ॥ તે માટે અશ્વ ઉપરે રે, આણી મનમાં મહેર; આપે આવ્યા આફણી રે, બોધવા ભરૂઅચ્છ શહેર ॥ જિને૦ ॥ ૩ ॥ અણુપ્રારથતા ઉદ્ધર્યા રે, આપે કરીય ઉપાય; પ્રારથતા રહે વિલવતા રે, એ કુણ કહીએ ન્યાય? ॥ જિને૦ ॥ ૪ ॥ સંબંધ પણ તુજ મુજ વિચે રે, સ્વામી સેવક ભાવ; માન કહે હવે મહેરનો રે, ન રહ્યો અજર પ્રસ્તાવ ॥ જિને૦ ॥ ૫ ॥

[ ૨ ]

[ પરમપુરૂષ પરમાતમા—સાહિબજી—એ દેશી. ]

મુનિસુવ્રતશું મોહની—સાહિબજી, લાગી મુજ મન જોર હો—**શામલડી સુરતે મન મોહીયો સાહિબજી૦** વાલ્હીપણું પ્રભુથી સહિ—**સા૦** કલેજાની કોર હો—**શામલડી૦** ॥ ૧ ॥ અમને પૂરણ પારખું—**સા૦** એ પ્રભુ અંગીકાર હો—**શા૦** દેખી દિલ બદલે નહિ—**સા૦** અમચા દોષ હજાર હો—**શામલડી૦** ॥ ૨ ॥ નિરગુણ પણ બાંહે ગ્રહ્યા—**સા૦** ગિરૂઆ છંડે કેમ હો—**શા૦** વિષધર કાળો કંઠમેં—**સા૦** રાખે ઈશ્વર જેમ હો—**શામલડી૦** ॥ ૩ ॥ ગિરૂઆ સાથે ગોઠડી—**સા૦** તે તો ગુણનો હેત હો—**શા૦** કરે ચંદન નિજ સારીખો—**સા૦** જિમ તરૂવરનો ખેત હો—**શામલડી૦** ॥ ૪ ॥ જ્ઞાન દશા પરગટ થઈ—**સા૦** મુજ ઘટ મલીયો ઈશ હો—**શા૦** વિમલવિજય ઉવજ્ઝાયનો—**સા૦** **રામ** કહે શુભ શિષ્ય હો—**શામલડી૦** ॥ ૫ ॥

## શ્રી મુનિસુવ્રતસ્વામી-સ્તુતિ.

મુનિસુવ્રત નામે, જે ભવિ ચિત્ત કામે; સવિ સંપત્તિ પામે, સ્વર્ગનાં સુખ જામે; દુર્ગતિ દુઃખ વામે, નવિ પડે મોહ ભામે; સવિ કર્મ વિરામે, જઈ વસે સિદ્ધિ ધામે ॥ ૧ ॥

---

## શ્રી નમિનાથ જિન-ચૈત્યવંદન.

મિથિલા નગરી રાજિયો, વપ્રા સુત સાચો;
વિજયરાય સુત છોડીને, અવરાં મત માચો ॥ ૧ ॥
નીલ કમલ લંછન ભલું, પન્નર ધનુષની દેહ; નમિ જિનવરનું સોહતું, ગુણ ગણ મણિ ગેહ ॥ ૨ ॥
દશ હજાર વરસ તણું એ, પાળ્યું પરગટ આય;
**પદ્મવિજય** કહે પુણ્યથી, નમિયે તે જિનરાય ॥ ૩ ॥

---

## શ્રી નમિનાથ જિન-સ્તવન.

( ઋષભનો વંશ રયણાયરૂ-**એ દેશી.** )

મુજ મન પંકજ ભમરલે, શ્રીનમિજિન જગદીશો રે; ધ્યાન ધરૂં નિત્ય તુમ્હ તણું, નામ જપું નિશ-

દિશો રે ॥ મુજ૦ ॥ ૧ ॥ ચિત્ત થકી કદિયે ન વિસરે, દેખિયે આગળ ધ્યાને રે; અંતરતાપથી જાણીયે, દૂર રહ્યાં અનુમાને રે ॥ મુજ૦ ॥ ૨ ॥ તું ગતિ તું મતિ આસરો, તુંહિજ બંધવ મ્હોટો રે; વાચક જસ કહે તુજ વિના, અવર પ્રપંચ તે ખોટો રે ॥ મુજ૦ ॥ ૩ ॥

---

## શ્રી નમિનાથ જિન-સ્તુતિ.

નમિયે નમિ નેહ, પુન્ય થાયે જ્યું દેહ; અઘ સમુદય જેહ, તે રહે નાંહિ રેહ; લહે કેવલ તેહ, સેવના કાર્ય એહ; લહે શિવપુર ગેહ, કર્મનો આણી છેહ ॥ ૧ ॥

---

## શ્રી નેમિનાથ પ્રભુનાં ચૈત્યવંદનો.

[ ૧ ]

નેમિનાથ બાવીશમા, શિવાદેવી માય; સમુદ્રવિજય પૃથ્વીપતિ, જે પ્રભુના તાય ॥ ૧ ॥ દશ

ધનુષની દેહડી, આયુ વરસ હજાર; શંખ લંછનધર સ્વામીજી, તજી રાજુલ નાર ॥ ૨ ॥ સૌરીપુરી નયરી ભલી એ, બ્રહ્મચારી ભગવાન; જિન ઉત્તમ પદ પદ્મને, નમતાં અવિચલ થાન ॥ ૩ ॥

[ ૨ ]

નેમિનાથ બાવીસમા, અપરાજીતથી આય;
સૌરીપુરીમાં અવતર્યા, કન્યા રાશિ સુહાય. ॥ ૧ ॥
યોનિ વાઘ વિવેકીને, રાક્ષસ ગણ અદ્ભુત;
રિખ ચિત્રા ચોપન દિન, મૌનવતા મનપૂત. ॥ ૨ ॥
વેતસ હેઠે કેવલી એ, પંચસયા છત્રીશ;
વાચંયમશું શિવ વર્યા, વીર નમે નિશદીશ. ॥ ૩ ॥

---

## શ્રી નેમિનાથપ્રભુનાં સ્તવનો.

[ ૧ ]

( અજિત જિણંદશું પ્રીતડી-એ દેશી. )

પરમાતમ પૂરણ કલા, પૂરણ ગુણ હો પૂરણ જન આશ; પૂરણ દૃષ્ટિ નિહાલીયે, ચિત્ત ધરિયે હો

અમચી અરદાસ ॥ પરમા૦ ॥ ૧ ॥ સર્વ દેશ ઘાતી સહુ, અઘાતી હો કરી ઘાત દયાળ; વાસ કિયો શિવમંદિરે, મોહે વિસરી હો ભમતો જગજાળ ॥ પરમા૦ ॥ ૨ ॥ જગતારક પદવી લહી, તાર્યા સહી હો અપરાધી અપાર; તાત કહો મોહે તારતાં, કિમ કીની હો ઇણુ અવસર વાર ॥ પરમા૦ ॥ ૩ ॥ મોહ મહા મદ છાકથી, હું છકીયો હો નહિ શુદ્ધિ લગાર; ઉચિત સહી ઈણે અવસરે, સેવકની હો કરવી સંભાળ ॥ પરમા૦ ॥ ૪ ॥ મોહ ગયા જો તારશો, તિણુ વેળા હો કહા તુમ ઉપગાર; સુખ વેળા સજ્જન ઘણા, દુઃખ વેળા હો વિરલા સંસાર ॥ પરમા૦ ॥ ૫ ॥ પણ તુમ દરિસન જોગથી, થયો હૃદયે હો અનુભવ પરકાશ; અનુભવ અભ્યાસી કરે, દુઃખદાયી હો સહુ કર્મ વિનાશ ॥ પરમા૦ ॥ ૬ ॥ કર્મ કલંક નિવારીને, નિજ રૂપે હો રમે રમતા રામ; લહત અપૂરવ ભાવથી, ઇણુ રીતે હો તુમ પદ વિશ્રામ ॥ પરમા૦ ॥ ૭ ॥

ત્રિકરણ જોગે વિનવું, સુખદાયી હો શિવાદેવીના નંદ; ચિદનંદ મનમેં સદા, તુમે આવો હો પ્રભુ નાણુદિણંદ ॥ પરમા૦ ॥ ૮ ॥

[ ૨ ]

તુજ દરીશન દીઠું અમૃત મીઠું લાગે રે–યાદવજી! ખિણુ ખિણુ મુજ તુજશું ધર્મ સનેહો જાગે રે–યાદવજી !; તું દાતા ત્રાતા ભ્રાતા માતા તાત રે–યાદવજી!, તુજ ગુણુના મોટા જગમાં છે અવદાત રે–યાદવજી! ॥ ૧ ॥ કાચે રતી માંડે સુરમણિ છાંડે કુણુ રે ?–યાદવજી!, લઈ સાકર મૂકી કુણુ વળી ચૂકી લૂણુ રે–યાદવજી!; મુજ મન ન સુહાયે તુજ વિણુ બીજો દેવ રે–યાદવજી, હું અહનિશિ ચાહું તુજ પય–પંકજ–સેવ રે–યાદવજી ॥ ૨ ॥ સુર નંદન હે બાગજ જિમ રહેવા સંગ રે–યાદવજી!, જિમ પંકજ ભૃંગા શંકર ગંગા રંગ રે–યાદવજી!; જિમ ચંદ ચકોરા મેહા મેરા પ્રીતિ રે–યાદવજી, તુજમાં હું ચાહું તુજ ગુણુને જોગે તે છતી રે–યાદવજી! ॥ ૩ ॥ મેં

તુમને ધાર્યાં વિસાર્યાં નવિ જાય રે-યાદવજી! દિન રાતે ભાતે ધ્યાઉં તો સુખ થાય રે-યાદવજી!; દિલ કરૂણા આણો જો તુમ જાણો રાગ રે-યાદવજી!, દાખો એક વેરા ભવજલ કેરા તાગ રે-યાદવજી! ॥ ૪ ॥ દુઃખ ટલીયો મીલીયો આપે મુજ જગનાથ રે-યાદવજી!, સમતા રસ ભરિયો ગુણ ગણ દરિયો શિવ સાથ રે-યાદવજી!; તુજ મુખડું દીઠે દુઃખ નીઠે સુખ હોઈ રે-યાદવજી!, વાચક **જસ** બોલે નહિ તુજ તોલે કોઈ રે-યાદવજી!, વૈરાગી રે સોભાગી રે-યાદવજી ॥ ૫ ॥

[ 3 ]

નિરખો નેમિ જિણંદને-**અરિહંતાજી**, રાજીમતી કર્યો ત્યાગ-**ભગવંતાજી**। બ્રહ્મચારી સંયમ ગ્રહ્યો-**અરિ૦** અનુક્રમે થયા વીતરાગ ॥ **ભગ૦** ॥ ૧ ॥ ચામર ચક્ર સિંહાસન-**અરિ૦** પાદપીઠ સંયુક્ત-**ભગ૦** છત્ર ચાલે આકાશમાં-**અરિ૦** દેવ દુન્દુભિ વર યુત ॥ **ભગ૦** ॥ ૨ ॥ સહસ જોયણ ધ્વજ સોહતો-

**અરિ૦** પ્રભુ આગળ ચાલંત–**ભગ૦** કનક કમલ નવ ઉપરે–**અરિ૦** વિચરે પાય ઠવંત ॥ **ભગ૦** ॥ ૩ ॥ ચાર મુખે દીયે દેશના–**અરિ૦** ત્રણ ગઢ ઝાકઝમાલ–**ભગ૦** કેશ રોમ શ્મશ્રુ નખા–**અરિ૦** વાધે નહિ કોઇ કાલ ॥ **ભગ૦** ॥ ૪ ॥ કાંટા પણ ઉંધા હોવે–**અરિ૦** પંચવિષય અનુકૂલ–**ભગ૦**, ષટઋતુ સમકાલે ફળે–**અરિ૦** વાયુ નહિ પ્રતિકૂલ ॥ **ભગ૦** ॥ ૫ ॥ પાણી સુગંધ સુર કુસુમની–**અરિ૦** વૃષ્ટિ હોય સુરસાલ–**ભગ૦** પંખી દીયે સુપ્રદક્ષિણા–**અરિ૦** વૃક્ષ નમે અસરાલ ॥ **ભગ૦** ॥ ૬ ॥ જિન ઉત્તમ પદ પદ્મની–**અરિ૦** સેવ કરે સુર કોડી–**ભગ૦** ચાર નિકાયના જઘન્યથી–**અરિ૦** ચૈત્ય વૃક્ષ તેમ જોડી ॥ ॥ **ભગ૦** ॥ ૭ ॥

---

## ગિરિનારમંડન–શ્રીનેમિનાથ–સ્તવન.

મેં આજે દરિસણ પાયા, શ્રી નેમિનાથ જિનરાયા ॥ **એ આંકણી** ॥ પ્રભુ શિવાદેવીના જાયા,

પ્રભુ સમુદ્રવિજય કુલ આયા, કર્મોંકે ફંદ છોડાયા, બ્રહ્મચારી નામ ધરાયા, જીને તોડી જગતકી માયા ॥ જીને૦ ॥ મેં૦ ॥ ૧ ॥ રૈવતગિરિ મંડન રાયા, કલ્યાણક તીન સોહાયા, દીક્ષા કેવલ શિવરાયા, જગ-તારક બિરૂદ ધરાયા, તુમ બેઠે ધ્યાન લગાયા ॥ તુમ૦ ॥ મેં૦ ॥ ૨ ॥ અબ સુનો ત્રિભુવન રાયા, મેં કર્મોંકે વશ આયા, હું ચતુર્ગતિ ભટકાયા, મેં દુઃખ અનંતે પાયા, તે ગીનતી નાહી ગણાયા ॥ તે ગીન૦ ॥ મેં૦ ॥ ૩ ॥ મેં ગર્ભાવાસમેં આયા, ઉંધે મસ્તક લટકાયા, આહાર સરસ વિરસ ભુક્તાયા, એમ અશુભ કરમ ફલ પાયા, ઈણ દુઃખસે નાહીં મુકાયા ॥ ઇણ૦ ॥ મેં૦ ॥ ૪ ॥ નરભવ ચિંતામણિ પાયા, તબ ચાર ચોર મીલ આયા, મુજે ચૌટેમેં લૂટ ખાયા, અબ સાર કરો જિનરાયા, કિસ કારણ દેર લગાયા ॥ કિસ૦ ॥ મેં૦ ॥ ૫ ॥ જિણે અંતરગતમેં લાયા, પ્રભુ નેમિ નિરંજન ધ્યાયા, દુઃખ સંકટ વિઘન હટાયા, તે પરમાનંદ પદ પાયા, ફિર સંસારે નહીં આયા ॥ ફિર૦

॥ મેં૦ ॥ ૬ ॥ મેં દૂર દેશસે આયા, પ્રભુ ચરણે શીશ નમાયા, મેં અરજ કરી સુખદાયા, તુમે અવધારો મહારાયા, એમ **વીરવિજય** ગુણ ગાયા ॥ ॥ એમ૦ ॥ મેં૦ ॥ ૭ ॥

---

## શ્રી નેમિનાથ પ્રભુની સ્તુતિઓ

[ ૧ ]

રાજુલ વર નારી, રૂપથી રતિ હારી; તેહના પરિહારી, બાલથી બ્રહ્મચારી; પશુઆં ઉગારી, હુઆ ચારિત્રધારી; કેવલ શ્રી સારી, પામિયા ધાતી વારી ॥ ૧ ॥

[ ૨ ]

( શ્રી શત્રુંજય તીરથ સાર-**એ દેશી** )

શ્રી ગિરનાર શિખર શણગાર, રાજીમતી હૈડાનો હાર; જિનવર નેમિકુમાર; પૂરણ કરૂણા રસભંડાર, ઉગાર્યો પશુઆં અંબાર, સમુદ્રવિજય મલ્હાર; મોર કરે મધુરા કિંકાર, વિચે વિચે કોયલના ટહુકાર, સહસ ગમે સહકાર; સહસાવનમાં હુઆ અણગાર, પ્રભુજી પામ્યા કેવળ સાર, પોહોતા મુક્તિ મોઝાર ॥૧॥

[ ૩ ]

સુર અસુર વંદિત-પાય-પંકજ, મયણ મલ્લ અક્ષોભિતં, ઘન સુઘન શ્યામ શરીર સુંદર-શંખ લંછન શોભિતં; શિવાદેવીનંદન ત્રિજગ વંદન-ભવિક કમલ દિનેશ્વરં, ગિરનાર ગિરિવર શિખર વંદુ, શ્રી નેમિ-નાથ જિનેશ્વરં ॥ ૧ ॥

[ ૪ ]

દુરિતભયનિવારં, મોહવિધ્વંસકારં । ગુણવંતમ-વિકારં, પ્રાપ્તસિદ્ધિમુદારં ॥ જિનવરજયકારં, કર્મ-સંક્લેશ-હારં । ભવજલનિધિ-તારં, નૌમિ નેમિ-કુમારં ॥ ૧ ॥

---

## શ્રી શંખેશ્વર-પાર્શ્વજિન-ચૈત્યવંદનો.

[ ૧ ]

( હરિગીત-છંદ )

સકલ ભવિજન ચમત્કારી, ભારી મહિમા જેહનો;
નિખિલ આતમ રમા રાજિત, નામ જપીએ તેહનો;

દુષ્ટ કર્માષ્ટક ગંજરી જે, ભવિકજન મન સુખ કરો;
**નિત્ય જાપ જપીએ પાપ ખપીએ, સ્વામી નામ શંખેશ્વરો ॥ ૧ ॥** બહુ પુણ્યરાશિ દેશ કાશી, તત્થ નયરી વાણારસી, અશ્વસેન રાજા રાણી વામા, રૂપે રતિ તનુ સારીસી; તસ કુખે સુપન ચૌદ સૂચિત, સ્વર્ગથી પ્રભુ અવતર્યો **॥ નિત્ય૦ ॥ ૨ ॥** પોષ માસે કૃષ્ણ પક્ષે, દશમી દિન પ્રભુ જનમીયા; સુરકુમરી સુરપતિ ભક્તિ ભાવે; મેરૂશૃંગે સ્નાપીયા; પ્રભાતે પૃથ્વી-પતિ પ્રમોદે, જન્મ મહોત્સવ અતિ કર્યો **॥ નિત્ય૦ ॥ ૩ ॥** ત્રણ લોક તરૂણી મન પ્રમોદી, તરૂણ વય જબ આવીઆ, તવ માત તાતે પ્રસન્ન ચિત્તે, ભામિની પરણાવીઆ; કમઠ શઠ કૃત અગ્નિકુંડે, નાગ બળતો ઉદ્ધર્યો **॥ નિત્ય૦ ॥ ૪ ॥** પોષ વદિ એકાદશી દિને, પ્રવ્રજ્યા જિન આદરે; સુર અસુર રાજી ભક્તિ તાજી, સેવના ઝાઝી કરે; કાઉસ્સગ્ગ કરતાં દેખી કમઠે, કીધ પરીષહ આકરો **॥ નિત્ય૦ ॥ ૫ ॥** તવ ધ્યાનધારારૂઢ જિનપતિ,

મેઘધારે નવિ ચલ્યો; તિહાં ચલિતં આસન ધરણુ આયો, કમઠ પરીષહ અટકાવ્યો; દેવાધિદેવની કરે સેવા, કમઠને કાઢી પરો ॥ નિત્ય૦ ॥ ૬ ॥ ક્રમે પામી કેવળજ્ઞાન કમળા, સંઘ ચઉવિહ સ્થાપીને; પ્રભુ ગયા મોક્ષે સમ્મેતશિખરે, માસ અણુસણુ પાળીને; શિવ રમણી રંગે રમે રસિયો, ભવિક તસ સેવા કરો ॥ નિત્ય૦ ॥ ૭ ॥ ભૂત પ્રેત પિશાચ વ્યંતરે, જલણુ જલોદર ભય ટળે; રાજ રાણી રમા પામે, ભક્તિ ભાવે જો મળે; કલ્પતરૂથી અધિક દાતા, જગત-ત્રાતા જય કરો ॥ નિત્ય૦ ॥ ૮ ॥ જરા જર્જરી ભૂત યાદવ, સૈન્ય રોગ નિવારતા; વઢીયાર દેશે નિત્ય બિરાજે, ભવિક જીવને તારતા; એ પ્રભુ તણાં પદ પદ્મ સેવા, રૂપ કહે પ્રભુતા વરો ॥ નિત્ય૦ ॥ ૯ ॥

[ ૨ ]

ॐ नमः पार्श्वनाथाय, विश्वचिन्तामणीयते ।

ह्रीँ धरणेन्द्रवैरोट्या-पद्मादेवीयुताय ते ॥ १ ॥

शान्तितुष्टिमहापुष्टि-धृतिकीर्त्तिविधायिने ।
ॐ ह्रीँ द्विड्व्यालवेताल-सर्वाधिव्याधिनाशिने ॥ २ ॥
जयाजिताख्याविजया-ख्यापराजितयान्वितः ।
दिशांपालैर्ग्रहैर्यक्षै-र्विद्यादेवीभिरन्वितः ॥ ३ ॥
ॐ असिआउसाय नम-स्तत्र त्रैलोक्यनाथताम् ।
चतुःषष्ठिसुरेन्द्रास्ते, भासन्ते छत्रचामरैः ॥ ४ ॥
श्रीशंखेश्वरमण्डन-पार्श्वजिन ! प्रणतकल्पतरुकल्प ! ।
चूरय ! दुष्टव्रातं, पूरय मे वांछितं नाथ ! ॥ ५ ॥

---

## શ્રી પાર્શ્વનાથ પ્રભુનાં ચૈત્યવંદનો.

[ ૧ ]

આશ પૂરે પ્રભુ પાસજી, ત્રોડે ભવ પાસ; વામા માતા જનમીયો, અહિ લંછન જાસ ॥ ૧ ॥ અશ્વસેન સુત સુખ કરૂ, નવ હાથની કાયા; કાશી દેશ વાણારસી, પુણ્યે પ્રભુ આયા ॥ ૨ ॥ એકસો વરસનું આઉખું એ, પાળી પાસ કુમાર; પદ્મ કહે મુગતે ગયા, નમતાં સુખ નિરધાર ॥ ૩ ॥

[ ૨ ]

જય ચિંતામણિ પાર્શ્વનાથ, જય ત્રિભુવન સ્વામી; અષ્ટકર્મ રિપુ જીતીને, પંચમી ગતિ પામી ॥ ૧ ॥ પ્રભુ નામે આનંદકંદ, સુખ સંપત્તિ લહિયે; પ્રભુ નામે ભવ ભવ તણાં, પાતક સબ દહિયે ॥ ૨ ॥ ઓં હ્રીં વર્ણ જોડી કરી એ, જપીએ પારસ નામ; વિષ અમૃત થઇ પરગમે, પાવે અવિચળ ઠામ ॥ ૩ ॥

---

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથના છંદો.

[ ૧ ]

પાસ શંખેશ્વરા સાર કર સેવકા, દેવ! કાં! એવડી વાર લાગે; કોડી કર જોડી દરબાર આગે ખડા, ઠાકુરા ચાકુરા માન માગે ॥ પાસ૦ ॥ ૧ ॥ પ્રગટ થા પાસજી મેલી પડદો પરો, મોડ અસુરાણને આપ છોડો; મુજ મહીરાણ મંજૂષમાં પેસીને, ખલકના નાથજી બંધ ખોલો ॥ પાસ૦ ॥ ૨ ॥ જગતમાં દેવ! જગદીશ! તું જાગતો, એમ શું

આજ જિનરાજ ! ઉંધે; મોટા દાનેશ્વરી તેહને દાખીએ, દાન દે જેહ જગ કાળ મુંધે ॥ પાસ૦ ॥ ૩ ॥
ભીડ પડી જાદવા જોર લાગી જરા, તતક્ષણે ત્રીકમે તુજ સંભાર્યો; પ્રગટ પાતાલથી પલકમાં તેં પ્રભુ, ભક્તજન તેહનો ભય નિવાર્યો ॥ પાસ૦ ॥ ૪ ॥
આદિ અનાદિ અરિહંત તું એક છે, દીન દયાળ છે કોણ ? દુજો; ઉદયરત્ન કહે પ્રગટ પ્રભુ પાસજી, પામી ભયભંજનો એહ પૂજો ॥ પાસ૦ ॥ ૫ ॥

[ ૨ ]

સેવો પાસ શંખેશ્વરો મનશુધ્ધે, નમો નાથ નિશ્ચે કરી એક બુધ્ધે; દેવી દેવલાં અન્યને શું નમો છો ? અહો ભવ્ય લોકો ! ભુલા કાં ભમો છો ! ॥ ૧ ॥ ત્રિલોકના નાથને શું તજો છો?, પડ્યા પાસમાં ભૂતને કાં ભજો છો ?; સુરધેનુ છંડી અજા શું અજો છો ? મહાપંથ મૂકી કુપંથે વ્રજો છો ! ॥ ૨ ॥ તજે કોણ ચિંતામણિ કાચ માટે ?, ગ્રહે કોણ રાસભને હસ્તિ સાટે ?; સુર-દ્રુમ ઉપાડી કુણ આક વાવે ? મહામૂઢ તે

આકુલા અંત પાવે ॥ ૩ ॥ કિહાં કાંકરો ને કિહાં મેરૂ શૃંગં ? કિહાં કેશરી ને કિહાં તે કુરંગં ?; કિહાં વિશ્વનાથં કિહાં અન્ય દેવા ?, કરો એક ચિત્તે પ્રભુ પાસ સેવા ॥ ૪ ॥ પૂજો દેવ પ્રભાવતી પ્રાણનાથં, સહુ જીવને જે કરે છે સનાથં; મહાતત્ત્વ જાણી સદા જેહ ધ્યાવે, તેનાં દુઃખ દારિદ્ર દૂરે પલાવે ॥ ૫ ॥ પામી માનુષોને વૃથા કાં ગમો છો ?, કુશીલે કરી દેહને કાં દમો છો ?; નહિ મુક્તિવાસં વિના વીતરાગં, ભજો ભગવંતં તજો દૃષ્ટિરાગં ॥ ૬ ॥ ઉદયરત્ન ભાખે સદા હેત આણી, દયા ભાવ કીજે પ્રભુ દાસ જાણી; આજે માહરે મોતીડે મેહ વૂઠ્યા, પ્રભુ પાસ શંખેશ્વરો આપ તૂઠ્યા ॥ ૭ ॥

---

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ જિન-સ્તવનો.

[ ૧ ]

( રાગ—શ્રી રાગ. )

અબ મોહે ઐસી આય બની, શ્રી શંખેસર પાસ જિનેસર, મેરે તું એક ધની ॥ અબ૦ ॥ ૧ ॥

તુમ બિનુ કોઉ ચિત્ત ન સુહાવે, આવે કોડિ ગુની; મેરો મન તુજ ઉપર રસિયો, અલિ જિમ કમલ ભની ॥ અ૦ ॥ ૨ ॥ તુમ નામે સવિ સંકટ ચૂરે, નાગરાજ ધરની; નામ જપું નિશિ વાસર તેરો, એ શુભ મુજ કરની ॥ અ૦ ॥ ૩ ॥ કોપાનલ ઉપજાવત દુર્જન, મથન વચન અરની; નામ જપું જલધાર તિહાં તુજ, ધારૂં દુઃખ હરની ॥અ૦ ॥ ॥ ૪ ॥ મિથ્યામાત બહુ જન હે જગમેં, પદ ન ધરત ધરની, ઉનકો અબ તુજ ભક્તિ પ્રભાવે, ભય નહિ એક કની ॥ અ૦ ॥ ૫ ॥ સજ્જન-નયન સુધારસ-અંજન, દુરજન રવિ ભરની; તુજ મૂરતિ નિરખે સો પાવે, સુખ જસ લીલ ઘની ॥ ॥ અ૦ ॥ ૬ ॥

[ ૨ ]

આજ શંખેશ્વર જિન ભેટીએ, ભેટતાં ભવદુઃખ નાસે-સાહિબ મોરા રે; જયો અશ્વસેન કુલ ચંદ્રમા, માતા વામા સુત પાસ ॥ સા૦ ॥ આજ૦ ॥ ૧ ॥

ભક્તવત્સલ જન ભયહરૂ. હસતાં હણીયા ખટ હાસ્ય ॥ સા૦ ॥ દાનાદિક પાંચને દુહવ્યા, ફરી નાવે પાસની પાસ ॥ સા૦ ॥ આજ૦ ॥ ૨ ॥ કરી કામને કારમી કમકમી, મિથ્યાત્વને ન દીઉં માન ॥ સા૦ ॥ અ-વિરતિને રતિ નહિ એક ઘડી, અગુણી અલગું અજ્ઞાન ॥ સા૦ ॥ આજ૦ ॥ ૩ ॥ નિંદક નિદ્રાને નાસવી, મૃત રાગને રોગ અપાર ॥ સા૦ ॥ એક ધક્કે દ્વેષને ઢાલીયો, એમ નાઠા દોષ અઢાર ॥ સા૦ ॥ આજ૦ ॥ ૪ ॥ વલી મત્સર મોહ મમત ગયો, અરિહા નિરિહા નિરદોષ ॥ સા૦ ॥ ધરણેંદ્ર કમઠ સુર બિહુ પરે, તુસ માત્ર નહિ તોષ રોષ ॥ સા૦ ॥ આજ૦ ॥ ૫ ॥ અચરીજ સુણજો એક તેણે સમે, શત્રુને સમકિતદાય ॥ સા૦ ॥ ચંદન પારસ ગુણ અતિ ઘણા, અક્ષર થોડે ન કહાય ॥ સા૦ ॥ આજ૦ ॥ ૬ ॥ જાગરણ દશા ઉપર ચઢયા, ઉજાગરણે વીતરાગ ॥ સા૦ ॥ આલંબન ધરતા પ્રભુતણું, પ્રભુતા સેવક સૌભાગ્ય ॥ સા૦ ॥ આજ૦ ॥ ૭ ॥ ઉપાદાન કારણ

કારજ સધે, અસાધારણ કારણ નિત્ય ॥ સા૦ ॥ જે અપેક્ષા કારણ ભવી લહે, ફલદા કારણ નિમિત્ત ॥ સા૦ ॥ **આજ૦ ॥ ૮ ॥** પ્રભુ ત્રાયક સાયકતા ધરી, દાયક નાયક ગંભીર ॥ સા૦ ॥ નિજ સેવક જાણી નિવાજીએ, તુમ ચરણે નમે **શુભવીર** ॥ સા૦ ॥ આજ૦ ॥ ૯ ॥

[ ૩ ]

( મહાવીર પ્રભુ ઘેર આવે–એ દેશી. )

નિત્ય સમરૂં સાહિબ સયણાં, નામ સુણતાં શીતલ શ્રવણાં; જિન દરિસણે વિકસે નયણાં, ગુણ ગાતાં ઉલસે વયણાં રે–**શંખેશ્વર સાહિબ સાચો, બીજાનો આશરો કાચો** રે–**શંખે૦** ॥ ૧ ॥ દ્રવ્યથી દેવ દાનવ પૂજે, ગુણ શાંત રૂચિપણું લીજે; અરિહાપદ પજ્જવ છાજે, મુદ્રા પદ્માસન રાજે રે–**શંખે૦** ॥ ૨ ॥ સંવેગે તજી ઘરવાસો, પ્રભુ પાર્શ્વના ગણધર થાશો; તવ મુક્તિપુરીમાં જાશો, ગુણિલોકમાં વયણે ગવાશો રે–**શંખે૦** ॥ ૩ ॥ એમ દામોદર જિનવાણી,

આષાઢી શ્રાવકે જાણી; જિન વંદી નિજ ઘર આવે, પ્રભુ પાર્શ્વની પ્રતિમા ભરાવે રે-**શંખે૦ ॥ ૪ ॥** ત્રણુ કાલ તે ધૂપ ઉખેવે, ઉપકારી શ્રી જિન સેવે; પછી તેહ વૈમાનિક થાવે, તે પ્રતિમા પણ તિહાં લાવે રે-**શંખે૦ ॥ ૫ ॥** ઘણા કાલ પૂજી બહુમાને, વળી સૂરજ ચંદ્ર વિમાને; નાગલોકનાં કષ્ટ નિવાર્યાં, જ્યારે પાર્શ્વપ્રભુજી પધાર્યા રે-**શંખે૦ ॥ ૬ ॥** યદુસૈન્ય રહ્યો રણુ ઘેરી, જીત્યા નવિ જાયે વૈરી; જરાસંધે જરા તવ મેલી, હરિબલ વિના સઘળે ફેલી રે **॥ શંખે૦ ॥ ૭ ॥** નેમીશ્વર ચોકી વિશાલી, અઠ્ઠમ કરે વનમાલી; તૂઠી પદ્દમાવતી બાલી, આપે પ્રતિમા ઝાક-ઝમાલી રે **॥ શંખે૦ ॥ ૮ ॥** પ્રભુ પાર્શ્વની પ્રતિમા પૂજી, બળવંત જરા તવ ધ્રૂજી; છંટકાવ ન્હવણુ-જલ જોતી, જાદવની જરા જાય રોતી રે-**શંખે૦ ॥ ૯ ॥** શંખ પૂરી સહુને જગાવે, શંખેશ્વર ગામ વસાવે; મંદિરમાં પ્રભુ પધરાવે, શંખેશ્વર નામ ધરાવે રે-**શંખે૦ ॥ ૧૦ ॥** રહે જે જિનરાજ હજૂરે, સેવક

મનવંછિત પૂરે; એ પ્રભુજીને ભેટણુ કાજે, શેઠ મોતી-ભાઈને રાજે રે-**શંખે૦ ॥ ૧૧ ॥** નાના માણેક કેરા નંદ, સંઘવી પ્રેમચંદ વીરચંદ; રાજનગરથી સંઘ ચલાવે, ગામોગામના સંઘ મિલાવે રે-**શંખે૦ ॥ ૧૨ ॥** અઢાર અઠ્ઠોતેર વરસે, ફાગણ વદિ તેરશ દિવસે; જિન વંદી આનંદ પાવે, **શુભવીર** વચન રસ ગાવે રે-શંખેશ્વર સાહિબ સાચો, બીજાનો આશરો કાચો રે-**શંખે૦ ॥ ૧૩ ॥**

[ ૪ ]

સાર કર સાર કર સ્વામી શંખેશ્વરા, વિશ્વ વિખ્યાત એકાંત આવો; જગતના નાથ મુજ હાથ ઝાલી કરી, આજ કિમ કાજમાં વાર લાવો? ॥ **સાર૦ ॥ ૧ ॥** હૃદય મુજ રંજણો શત્રુ દુઃખ ભંજણો, ઈષ્ટ પરમેષ્ઠી મોહે તુંહિ સાચો; ખલક ખિજમત કરે, વિપત્તિ સમે ખિણ ભરે, નવિ રહે તાસ અભિલાષ કાચો ॥ **સાર૦ ॥ ૨ ॥** યાદવા રણ-ઝણે રામ કેશવ રણે, જામ લાગી જરા નિંદ સોતી;

સ્વામી શંખેશ્વરા ચરણ–જલ પામીને, યાદવાની જરા જાય રોતી ॥ **સાર૦** ॥ ૩ ॥ આજ જિનરાજ ! ઉંઘે કિશ્યું ? આ સમે, જાગ મહારાજ ! સેવક પનોતા; સુબુદ્ધિ મદ્યે ટલે દ્યૂતે દોલત હરે, વીરહાકે રિપુવૃંદ રોતા ॥ **સાર૦** ॥ ૪ ॥ દાસ છું જન્મના પૂરીયે કામના, ધ્યાનથી માસ દશ દોય વીત્યા; વિકટ સંકટ હરો નિકટ નયણાં કરો, તો અમે શત્રુ નૃપતિકું જીત્યા ॥ **સાર૦** ॥ ૫ ॥ કાલ મુંધે અશન શીતકાલે વસન, શ્રમ સુખાસન રણે ઉદક દાઈ; સુગુણ નર સાંભરે વિસરે નહિ કદા, પાસજી તું સદા છે સખાઈ ॥ **સાર૦** ॥ ૬ ॥ માત તું તાત તું ભ્રાત તું દેવ તું, દેવ દુનિયામાં દૂજો ન વહાલો; શ્રી **શુભવીર** જગ જીતડંકો કરે, નાથજી નેક નયણે નિહાલો ॥ **સાર૦**॥૭॥

[ ૫ ]

અંતરજામી સુણ અલવેસર, મહિમા ત્રિજગ તુમારો; સાંભળીને આવ્યો હું તીરે, જન્મ મરણ

દુઃખ વારો ॥ **સેવક અરજ કરે છે રાજ, અમને શિવસુખ આપો ॥ ૧ ॥** સહુકોનાં મન-વંછિત પૂરો, ચિંતા સહુની ચૂરો; એહવું બિરૂદ છે રાજ તમારૂં, કેમ રાખો છો દૂરે **॥ સેવક૦ ॥ ૨ ॥** સેવકને વલવલતો દેખી, મનમાં મહેર ન ધરશો; કરૂણાસાગર કેમ કહેવાશો, જો ઉપકાર ન કરશો ? **॥ સેવક૦ ॥ ૩ ॥** લટપટનું હવે કામ નહિ છે, પ્રત્યક્ષ દરિશન દીજે; ધુંઆડે ધીજું નહિ સાહિબ, પેટ પડ્યાં પતિજે **॥ સેવક૦ ॥ ૪ ॥** શ્રી શંખેશ્વર મંડન સાહિબ, વિનતડી અવધારો; કહે **જિન હર્ષ** મયા કરી મુજને, ભવ સાયરથી તારો **॥ સેવક૦ ॥ ૫ ॥**

[ ૬ ]

( **રાગ**–પંજાબી ઠેકાની ઠુમરી. )

મોરી બૈયાં તો પકર શંખેશ શ્યામ, કરૂણારસ ભરે તોરે નેન શ્યામ **॥ મોરી૦ ॥ એ આંચલી ॥** તુમ તો તાર ફણીંદ જગ સાચે, હમકું વિસાર ન

કરૂણાધામ ॥ મોરી૦ ॥ ૧ ॥ જાદવપતિ અરતિ તુમ કાપી, ધારિત જગત શંખેશ નામ ॥ મોરી૦ ॥ ૨ ॥ હમ તો કાલ પંચમ વશ આયે, તુમરો હી શરણ જિનેશ નામ ॥ મોરી૦ ॥ ૩ ॥ સંયમ તપ કરને શુદ્ધ શક્તિ, ન ધરૂં કર્મ ઝકોર પામ ॥ મોરી૦ ॥ ૪ ॥ આનંદરસ પૂરણ મુખ દેખી, આનંદ પૂરણ આત્મારામ ॥ મોરી૦ ॥ ૫ ॥

---

## શ્રી પંચાસર પાર્શ્વનાથ-સ્તવનો.

[ ૧ ]

પરમાતમ પરમેસરૂ, જગદીશ્વર જિનરાજ; જગબંધવ જગભાણ બલિહારી તુમ તણી, ભવ જલધિમાંહી જહાજ ॥ ૧ ॥ તારક વારક મોહનો, ધારક નિજ ગુણઋદ્ધિ; અતિશયવંત ભદંત રૂપાળી શિવવધૂ, પરણી લહી નિજ સિદ્ધિ ॥ ૨ ॥ જ્ઞાન દર્શન અનંત છે, વળી તુજ ચરણ અનંત; એમ દાનાદિ અનંત

ક્ષાયિક ભાવે થયા, ગુણ તે અનંતા અનંત ॥ ૩ ॥ બત્રીસ વર્ણ સમાય છે, એકજ શ્લોક મોઝાર, એક વરણ પ્રભુ તુજ ન માયે જગતમાં, કેમ કરી થુણીએ ઉદાર ॥ ૪ ॥ તુજ ગુણ કોણ ગણી શકે, જો પણ કેવળ હોય; આવિર્ભાવે તુજ સયલ ગુણ માહરે, પ્રચ્છન્ન ભાવથી જોય ॥ ૫ ॥ શ્રી પંચાસરા પાસજી, અરજ કરૂં એક તુજ; આવિર્ભાવથી થાય દયાલ કૃપાનિધિ, કરૂણા કીજેજી મુજ ॥ ૬ ॥ શ્રી જિન ઉત્તમ તાહરી, આશા આધક મહારાજ; **પદ્મવિજય** કહે એમ લહું શિવનગરીનું, અક્ષય અવિચલ રાજ ॥ ૭ ॥

[ ૨ ]

મોહન મુજરો લેજો રાજ, તુમ સેવામાં રહેશું ॥ **એ આંકણી૦** ॥ વામાનંદન જગદાવંદન, જેહ સુધારસ ખાણી; મુખ મટકે લોચનને લટકે, લોભાણી ઇંદ્રાણી ॥ **મોહન૦** ॥ ૧ ॥ ભવ પટ્ટણ ચિહું દિશી ચારે ગતિ, ચોરાશી લખ ચઉટાં; ક્રોધ માન માયા

લોભાદિક, ચોવટીયા અતિ ખોટા ॥ **મોહન૦** ॥ ૨ ॥ મિથ્યા મ્હેતો કુમતિ પુરોહિત, મદન સેનાને તારે; લાંચ લઇ લખ લોક સંતાપે, મોહ કંદર્પને જોરે ॥ ॥ **મોહન૦** ॥ ૩ ॥ અનાદિ નિગોદ તે બંધીખાનો, તૃષ્ણા તોપે રાખ્યો; સંજ્ઞા ચારે ચોકી મેલી, વેદ નપુંસક આંકચો ॥ **મોહન૦** ॥ ૪ ॥ ભવસ્થિતિ કર્મ વિવર લઈ નાઠો, પુણ્ય ઉદય પણ વાધ્યો; સ્થાવર વિકલેંદ્રિયપણું ઓળંગી, પંચેંદ્રિયપણું લાધ્યો ॥ **મોહન૦** ॥ ૫ ॥ માનવ-ભવ આરજ કુળ સદ્‌ગુરૂ, વિમળ-બોધ મળ્યો મુજને, ક્રોધાદિક સહુ શત્રુ વિનાશી, તેણે ઓળખાવ્યો તુજને ॥ **મોહન૦** ॥ ૬ ॥ પાટણ માંહે પરમ દયાળુ, જગત વિભૂષણ ભેટચા; સત્તર બાણું શુભ પરિણામે, કર્મ કઠિન બળ મેટચા ॥ **મોહન૦** ॥ ૭ ॥ સમકિત ગજ ઉપશમ અંબાડી, જ્ઞાન કટક બળ કીધું; ખિમાવિજય **જિન**-ચરણ રમણ સુખ, રાજ પોતાનું લીધું ॥ **મોહન૦** ॥ ૮ ॥

---

## શ્રી ગોડી પાર્શ્વનાથ જિનસ્તવન.

વામાનંદન જિનવર ગોડી, ચરણ કમલ અનુ- સરીયે કે-**જગના તારૂ, મુજ તારો રે જિણેસર સ્વામી।** એક વાર વંદન શ્રુત રીતે, ભવ- જલ હેલા તરીયે કે **॥ જગ૦, મુજ૦ ॥ ૧ ॥** હરિ લંછન દક્ષિણ પય જંઘે, નીલવરણ જિનરાયા કે-**જગ૦** કલ્યાણક પંચે સવિ જગને, સાહિબ સુખ ઉપાયા કે **॥ જગ૦ મુજ૦ ॥ ૨ ॥** નાણ ને દરસન ચરણ અનંતું, દાનાદિક અનંતા કે-**જગ૦** અગુરૂલઘુ અવ- ગાહનવંતા, અરૂપી સરૂપી ભદંતા કે **॥ જગ૦ મુજ૦ ॥ ૩ ॥** અજર અખંડ અક્રોહી અમાની, અમાયી અલોભી અવ્યાધિ કે-**જગ૦** અકલેશી અજ અમર અયોગી, સુખભોગી અનુપાધિ કે **॥ જગ૦ મુજ૦ ॥ ॥ ૪ ॥** તુમ સેવે તે તુમ સમ હોવે, ભૂત્યાશ્રિત નર સંગે કે-**જગ૦** લહે સંપદ શુભ ચિત્ત હિતકારી, **વીરવિજય** મન રંગે કે **॥ જગ૦ મુજ૦ ॥ ૫ ॥**

## [1]શ્રી કલ્હારા પાર્શ્વનાથ જિન-સ્તવન.

( દીઠી હો પ્રભુ, દીઠી જગગુરૂ તુઝ–**એ દેશી.** )

પાસજી હો પ્રભુ પાસ કલ્હારા દેવ !, સુણો હો પ્રભુ સુણો માહરી વિનતિજી; કહીએ હો પ્રભુ ! કહીએ સઘળી વાત, મનમાંહી હો પ્રભુ મનમાંહી જે બહુદિન હુતીજી ॥ ૧ ॥ તુજ વિના હો પ્રભુ ! તુજ વિના દૂજો દેવ, માહરે હો પ્રભુ ! માહરે ચિત્તિ આવે નહીંજી; ચાખ્યો હો પ્રભુ ! ચાખ્યો અમીરસ જેણે, બાકસ હો પ્રભુ ! બાકસ તસ ભાવે નહીંજી ॥ ૨ ॥ દરિશન હો પ્રભુ ! દરિશન વાહલું મુજ, તાહરૂં હો પ્રભુ ! તાહરૂં જેહથી દુઃખ ટળેજી; ચાકર હો પ્રભુ ! ચાકર જાણો મોહિ, હઈડું હો પ્રભુ ! હઈડું તો હેજે હલેજી ॥ ૩ ॥ તુજસ્યું હો પ્રભુ ! તુજસ્યું મન એકંત, ચાલ્યો હો પ્રભુ ! ચાલ્યો કોઈથી નવ ચલેજી;

---

૧–આ સ્તવન મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી મહારાજાની કૃતિ છે, પણ અપૂર્ણ છે.

અગનિ હો પ્રભુ ! અગનિ પ્રલય પ્રસંગ, કંચન હો પ્રભુ ! કંચનગિરિ કહો કિમ ગલેજી ॥ ૪ ॥

---

## શ્રી શામલા પાર્શ્વનાથ-જિન સ્તવન.

( પરમ પુરૂષ પરમાતમા, સાહેબજી-એ **દેશી.** )

અકલ સરૂપી શામલા સાહેબજી, અરજ સુણો અમ એક હો-**મનડારા મોહન માનો વિનતિ-સાહેબજી !** આસંગાયત આંગણે-**સા૦**, ઉભો ઓલગ કરે છેક હો ॥ **મનડારા૦** ॥ ૧ ॥ મોહ મહીપના રાજમાં-**સા૦**, સુભટ ઘણા સેતાન હો **મનડારા૦** । પીડા કરે પ્રાણી ભણી-**સા૦**, ક્રોધ લોભ માયા માન હો ॥ **મનડારા૦** ॥ ૨ ॥ ભવ પાટણમાં ભટકતા-**સા૦**, ચૌટા ચોરાશી લાખ હો-**મનડારા૦** । ચઉ-ગતિ શેરી સાંકડી-**સા૦** દુઃખ-તરૂ જીહાં શત શાખ હો ॥ **મનડારા૦** ॥ ૩ ॥ રાગ દ્વેષ સુત મોહના-**સા૦**, હરિ ગજ વિક્રમ જાસ હો-**મનડારા૦** । પીડે

તે જગ જીવને-**સા૦**, કરી કરી બહુવિધ પાસ હો **॥ મનડારા૦ ॥ ૪ ॥** એ દુઃખથી અમ રાખીએ-**સા૦**, ભગત વચ્છલ ભગવંત હો-**મનડારા૦।** અરજ સુણી ન ઉવેખીયે-**સા૦**, તુમ બલ શક્તિ અનંત હો **॥ મનડારા૦ ॥ ૫ ॥** તાર્યાં બહુ નર નારીને-**સા૦**, વિવિધ કરી ઉપદેશ હો-**મનડારા૦।** આજ કિશ્યું બોલો નહિ-**સા૦**, અમ સાથે એક લેશ હો **॥ મનડારા૦ ૬ ॥** અવસર પામી બોલશું-**સા૦**, એકાંતે અમે આજ હો-**મનડારા૦।** નિજ પદ **પદ્મની** ચાકરી-સા૦, રૂપને દ્યો મહારાજ હો **॥ મનડારા૦ ॥ ૭ ॥**

---

## શ્રી સ્તંભન પાર્શ્વનાથ જિન-સ્તવન.

પરવાદી [૧]ઉલૂકા પરિ [૨]હરિ સમ, [૩]હરિ સેવે જસ પાયા; [૪]હરિત વાને પ્રભુની ગતિ ગજ સમ, [૫]હરિ સેવે જસ પાયા **॥ પ્રભુજી મહેર કરી મહા-**

---

૧-ઘુવડો. ૨-સૂર્ય. ૩-ઈંદ્ર. ૪-નીલ વર્ણે. ૫-સર્પ.

રાજ, કાજ આજ મુજ સારો ॥ ૧ ॥ જિમ [૧]ઔષધિપતિ દેખી મનમાં, [૨]કૌષિક આણંદ પામે; તિમ પ્રભુ [૩]વક્ત્ર તે [૪]દ્વિજપતિ દેખી, [૫]કૌષિક આણંદ પામે ॥ પ્રભુજી૦ ॥ ૨ ॥ જિમ ઔષધિપતિ દેખી મનમાં, [૬]સચ્ચકોર પ્રીતિ પામે; તિમ પ્રભુ વક્ત્ર તે દ્વિજપતિ દેખી, સચ્ચકોર પ્રીતિ પામે ॥ પ્રભુજી૦ ॥ ૩ ॥ જિમ [૭]રોહિણીપતિ જગમાં જાણો, [૮]શિવને તિલક સમાન; તિમ પ્રભુ મોક્ષ ક્ષેત્ર શોભાકર, [૯]શિવને તિલક સમાન ॥ પ્રભુજી૦ ॥ ૪ ॥ જિમ [૧૦]રાજા ઝલહલતો ઉગે, નિજ [૧૧]ગોથી [૧૨]તમ ટાળે; તિમ પ્રભુ સમવસરણ બેસીને, નિજ [૧૩]ગોથી [૧૪]તમ ટાળે ॥ પ્રભુજી૦ ॥ ૫ ॥ જિમ [૧૫]સિતરૂચિ નભમાં ઉગીને, [૧૬]કુવલય કરે ઉલ્લાસ; તિમ જિનવર

---

૧–ચંદ્ર. ૨–ઘુવડ. ૩–મુખ. ૪–ચંદ્ર. ૫–ઇંદ્ર. ૬–ચકોરપક્ષી. ૭–ચંદ્ર. ૮–મહાદેવને. ૯–મોક્ષને. ૧૦–સૂર્ય. ૧૧–કિરણોથી. ૧૨–અંધકાર. ૧૩–વાણીથી. ૧૪–અજ્ઞાન રૂપ અંધકાર. ૧૫–ચંદ્ર. ૧૬–ચન્દ્રાવિકાશી કમળ-કુમુદ.

જગમાં પ્રગટીને, [1]કુવલય કરે ઉલ્લાસ ॥ પ્રભુજી૦ ॥ ૬ ॥ [2]નિશાપતિ જબ ઉગે હોયેં, [3]પુણ્ય સમુદ્ર વૃદ્ધિકારી; **થંભણ-પાસ** પદ **પદ્મની** સેવા, [4]પુણ્ય સમુદ્ર વૃદ્ધિકારી ॥ પ્રભુજી૦ ॥ ૭ ॥

---

## શ્રી લોઢણ પાર્શ્વનાથ-સ્તવન.

( અવિનાશીની સેજડીએ રંગ લાગો-**એ દેશી.** )

સિદ્ધ નિરંજન સમરો સજની, અવિકારી અવિ-નાશીજી; સહજાનંદ વિલાસી ચિદ્ઘન, આતમતત્ત્વ પ્રકાશી **એહને ધ્યાવોજી, અરિહા લોઢણ-પાસ, એહને ગાવોજી** ॥ ૧ ॥ કેવલજ્ઞાન ને કેવલ દરસી, અવ્યાબાધ સુખભોગીજી, અક્ષય સમકિત ને અક્ષય થિતિ, પરમ નિરંજન જોગી ॥ **એહને૦** ॥ ૨ ॥ અગુરૂલઘુ અવગાહન વસિયા, વીર્ય અનંત ઉલસિયાજી; ખટકર અવગાહનના રસિયા જિન સંપદમાં ધસિયા ॥ **એહને૦** ॥ ૩ ॥ અનંત વર્ગ વર્ગિત સુખ વિલસે,

---

૧-પૃથ્વી મંડળ. ૨-ચંદ્ર. ૩-પવિત્ર. ૪-સુકૃત.

કરમ ઉપાધિ નિવારીજી; લોકાલોક પ્રકાશક જિનજીની, હું જાઉં બલિહારી ॥ **એહને૦** ॥ ૪ ॥ અશ્વસેન નૃપ વામાનંદન, ફણિપતિ સેવે પાયાજી; નીલવરણ દુઃખહરણ નમતાં, નિરમલ થાયે કાયા ॥ **એહને૦** ॥ ૫ ॥ નયન ઋષિ ગજ ચંદ સંવચ્છર, મૃગશિર વદિ મનોહારીજી; પાં-ચમે પંચમ ગતિ દાયકની, ભેટ થઈ સુખકારી॥**એહને૦** ॥ ૬ ॥ વીરખેત્ર વાસી ગુણરાશિ, ઝવેરી શ્રી સોમ-ચંદેજી; **રૂપવિજય** કહે જાત્રા કીધી, સંઘ સહિત આણંદે ॥ **એહને૦** ॥ ૭ ॥

---

## શ્રી અંતરીક્ષ પાર્શ્વનાથ જિન-સ્તવનો.

[ ૧ ]

[ રાગ-કલ્યાણ. ]

સલુને પ્રભુ ભેટે, અંતરીક પ્રભુ ભેટે; ( **ટેક** ) જગત વત્સલ જગ હિતદાઈ, સલુને પ્રભુ ભેટે; મોહ ચોર જબ જોર ફિરાવત, તબ સમરવો પ્રભુ નેટે

॥ સલુને૦ ॥ ૧ ॥ ઓર સખાઈ ચાર દિવસકી, સાચ સખા પ્રભુ ભેટે; ઈતનો આપ વિવેક વિચારે, માયામેં મત લેટે ॥ સલુને૦ ॥ ૨ ॥ ભામણુડે તો ભૂખ ન ભાંગે, બિનું ભોજન ગયે પેટે; ભગવંત ભક્તિ વિના સવિ નિષ્ફલ, જસ કહે ભક્તિ મેં ભેટે ॥ સલુને૦ ॥ ૩ ॥

[ ૨ ]

જય જય જય જય પાસ જિણંદ ॥ ( ટેક ) અંતરીક પ્રભુ ! ત્રિભુવન તારન, ભવિક કમલ ઉલ્લાસ દિણંદ ॥ જય૦ ॥ ૧ ॥ તેરે ચરન શરન મેં કીને, તૂં બિનું કુન તારે ભવ–ફંદ; પરમ પુરૂષ પરમારથ–દર્શી, તૂં દીયે ભવિકકું પરમાનંદ ॥ જય૦ ॥ ૨ ॥ તૂં નાયક તૂં શિવસુખ–દાયક, તૂં હિતચિંતક તૂં સુખકંદ; તૂં જનરંજન તૂં ભવભંજન, તૂં કેવલ–કમલા ગોવિંદ ॥ જય૦ ॥ ૩ ॥ કોડિ દેવ મિલકે કર ન શકે, એક અંગૂઠરૂપ પ્રતિછંદ; ઐસો અદ્‌ભુત રૂપ તિહારો, વરષત માનું અમૃતકો બુંદ ॥ જય૦ ॥ ૪ ॥ મેરે મન મધુકરકે

મોહન, તુમ હો વિમલ સદલ અરવિંદ; નયન ચકોર વિલાસ કરતું હૈ, દેખત તુમ મુખ પૂરનચંદ ॥ જય૦ ॥ ૫ ॥ દૂર જાવે પ્રભુ ! તુમ દરિશનતેં, દુઃખ દોહગ દારિદ્ર અઘ–દંદ; વાચક જસ કહે સહસ ફલતેં તુમ હો, જે બોલે તુમ ગુન કે વૃંદ ॥ જય૦ ॥ ૬ ॥

---

## શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ–સ્તવન.

વારી જાઉં રે ચિંતામન પાસકી ॥ વારી૦ ॥ ૧ ॥ નરક નિગોદમેં બહુ દુઃખ પાયો, ખબર લીની નહિ દાસકી ॥ વારી૦ ॥ ૨ ॥ ભમત ભમત તોરે ચરણે આયો, દ્યો સેવા પદ આપકી ॥ વારી૦ ॥ ૩ ॥ અબહી ટેડી ગતિ ન છોડું, લાગી સુરત પર આસકી ॥ વારી૦ ॥ ૪ ॥ દિલકે રમન તું દિલકી જાને, ક્યા કહું બચન વિલાસકી ॥ વારી૦ ॥ ૫ ॥ અખય ચિદાનંદ અમૃત લીલા, દેઈ ગુન પદ રાસકી ॥ વારી૦ ॥ ૬ ॥

---

# શ્રી (દાદા) પાર્શ્વનાથ જિન-પદો.

[ ૧ ]

[ રાગ-નટ. ]

સુખદાઈ રે સુખદાઈ, **દાદો પાસજી** સુખદાઈ; ઐસો સાહિબ નહિ કોઉ જગમેં, સેવા કીજે દીલ લાઈ ॥ **સુખ૦** ॥ ૧ ॥ સબ સુખદાયક એહિજ નાયક, એહિ સાયક સુસહાઈ; કિંકરકું કરે શંકર સરીસો, આપે અપની ઠકુરાઈ ॥ **સુખ૦** ॥ ૨ ॥ મંગલ રંગ વધે પ્રભુ ધ્યાને, પાપવેલી જાએ કરમાઈ; શીતલતા પ્રગટે ઘટ અંતર, મીટે મોહકી ગરમાઈ ॥ **સુખ૦** ॥ ૩ ॥ કહા કરૂં સુરતરૂ ચિંતામણિકું, જો મેં પ્રભુ સેવા પાઈ; શ્રી **જસવિજય** કહે દર્શન દેખ્યો, ઘર-અંગન નવ નિધિ આઈ ॥ **સુખ૦** ॥ ૪ ॥

[ ૨ ]

[ રાગ-બિલાઉલ. ]

મેરે સાહિબ તુમહિ હો, પ્રભુ પાસ જિણંદા; ખિજમતગાર ગરીબ હું, મેં તેરા બંદા ॥ **મેરે૦** ॥ ૧ ॥

મેં ચકોર કરૂં ચાકરી, જબ તુમહિ ચંદા; ચક્રવાક મેં હુઈ રહું, જબ તુમહિ દિણંદા ॥ મેરે૦ ॥ ૨ ॥ મધુકર પરે મેં રનઝનું, જબ તુમ અરવિંદા; ભક્તિ કરૂં ખગપતિ પરે, જબ તુમહિ ગોવિંદા ॥ મેરે૦ ॥ ૩ ॥ તુમ જબ ગર્જિત ઘન ભયે, તબ મેં શિખિનંદા તુમ સાયર જબ મેં તદા, સુર-સરિતા અમંદા ॥ મેરે૦ ॥ ૪ ॥ દૂર કરો દાદા પાસજી !,ભવ-દુઃખકા ફંદા; વાચક જસ કહે દાસકું, દીયો પરમાનંદા ॥ મેરે૦ ॥ ૫ ॥

---

## ઘોઘામંડન શ્રી નવખંડા પાર્શ્વનાથ જિન-સ્તવન.

ઘનઘટા [1]ભુવન રંગ છાયા, નવખંડા પાસજી પાયા—**એ આંકણી** ॥ પ્રભુ કમઠ હઠીકું હઠાયા, વિષધર પરજલતી કાયા, દિલ દયા ધરીકે છોડાયા, સેવક મુખ મંત્ર સુણાયા, ક્ષણમેં ધરણેન્દ્ર બનાયા ॥ ક્ષણ૦ ॥ નવ૦ ॥ ૧ ॥ મેં ઔર દેવનકું ધ્યાયા, સબ ફોગટ જનમ ગમાયા, સુનો વામા રાણીકા જાયા, કુછ પરમા-

---

૧. શરીર.

રથ નહિ પાયા, જ્યું ફુટા ઢોલ બજાયા ॥ જ્યુંફુ૦ ॥ નવ૦ ॥ ૨ ॥ સુણી [1]ચામીકર ભરમાયા, મેં પીત્તલ હસ્તે પાયા, મુજે હુવા બહુ દુઃખદાયા, કર્મોંને નાચ નચાયા, ઈસવિધ ધક્કે બહુ ખાયા ॥ ઈસ૦ ॥ નવ૦ ॥ ૩ ॥ ઘોઘામંડન સુખદાયા, જગ બહુ ઉપકાર કરાયા, નવખંડા નામ ધરાયા, મેં સુણ કર શરણે આયા, ઉદ્ધાર કરો મહારાયા ॥ ઉદ્ધાર૦ ॥ નવ૦ ॥ ૪ ॥ હુવા ચતુરમાસ મુજ આયા, કિસ કારણ અબ બેઠાયા, દ્યો મનવાંછિત સુખદાયા, હું પ્રેમે પ્રણમું પાયા, સેવકકા કાજ સરાયા ॥ સેવક૦ ॥ નવ૦ ॥ ૫ ॥ શર યુગ નિધિ ઈંદુ કહાયા, ભલા આશ્વિન માસ સોહાયા, દિવાલી દિન જબ આયા, મેં આતમ આનંદ પાયા, એમ **વીરવિજય** ગુણ ગાયા ॥ એમ૦ ॥ નવ૦ ॥ ૬ ॥

---

૧. સુવર્ણ.

## શ્રી પાર્શ્વનાથ પ્રભુનાં સ્તવનો.

[ ૧ ]

શ્રી પાસજી પ્રગટ પ્રભાવી, તુજ મૂરતિ મુજ મન ભાવી રે, **મન મોહના જિનરાયા, સુર નર કિન્નર ગુણ ગાયા** રે ॥ **મન૦** ॥ જે દિનથી મૂરતિ દીઠી, તે દિનથી આપદા નીઠી રે ॥ **મન૦** ॥ ૧ ॥ મટકાળું મુખ સુપ્રસન્ન, દેખત રીઝે ભવી મન્ન રે ॥ **મન૦** ॥ સમતા રસ કેરાં કચોળાં, નયણાં દીઠે રંગ રોલાં રે ॥ **મન૦** ॥ ૨ ॥ હાથે ન ધરે હથિયાર, નહિ જપ-માલાનો પ્રચાર રે ॥ **મન૦** ॥ ઉત્સંગે ન ધરે વામા, તેહથી ઉપજે સવિ કામા રે ॥ **મન૦** ॥ ૩ ॥ ન કરે ગીત નૃત્યના ચાલા, એ તો પ્રત્યક્ષ નટના ખ્યાલા રે ॥ **મન૦** ॥ ન બજાવે આપે વાજાં, ન ધરે વસ્ત્ર જીરણ સાજાં રે ॥ **મન૦** ॥ ૪ ॥ એમ મૂરતિ તુજ નિરૂપાધિ, વીતરાગપણે કરી સાધી રે ॥ **મન૦** ॥ કહે **માનવિજય** ઉવજ્ઝાય:, મેં અવલંબ્યા તુજ પાયા રે ॥ **મન૦** ॥ ૫ ॥

[ ૨ ]

પરમ પુરૂષ પરમાતમા, **સાહેબજી**, પુરિષાદાની પાસ હો, **શિવસુખરા ભ્રમર થાશું વિનતિ સાહેબજી**; અવસર પામી ઓાલગું-**સા૦** સફળ કરો અરદાસ હો **॥ શિવ૦ ॥ ૧ ॥** દોય નંદન મોહભૂપરા -**સા૦**, તેણે કર્યો જગ ધંધોળ હો-**શિવ૦**; દ્વેષ કરી રાગ કેસરી-**સા૦**, તેહના રાણા સોલ હો **॥ શિવ૦ ॥ ૨ ॥** મિથ્યા મહેતો આગળે-**સા૦** કામ કટક સરદાર હો-**શિવ૦**; ત્રણ રૂપ કરી તે રમે-**સા૦**, હાસ્યાદિક પરિવાર હો **॥ શિવ૦ ॥ ૩ ॥** મોહ મહીપરા જોરથી-**સા૦**, જગ સઘળો કર્યો ઝેર હો-**શિવ૦**; હરિ હર સુર નર સહુ નમ્યા-**સા૦**, જકડી કર્મની ઘેર હો **॥ શિવ૦ ॥ ૪ ॥** ભવ સ્થિતિ ચઉગતિ ચોકમાં **સા૦**, લોક કરે પોકાર હો **શિવ૦**; આપ ઉદાસી હુઈ રહ્યા-**સા૦**, ઇમ કિમ રહેસ્યે કાર હો **॥ શિવ૦ ॥ ૫ ॥** ક્ષપકશ્રેણિરી ગજઘટા-**સા૦**, હલકારો અરિહંત હો-**શિવ૦**; નાણુ ખડગ મુજ કર દીઓ-

-સા૦, ક્ષણુમાં કરૂં અરિ અંત હો-ા શિવ૦ા ૬ ા
કરૂણા નયણ કટાક્ષથી-સા૦, રિપુ દળ થાયે વિસરાળ
હો-શિવ૦; ખિમાવિજય જિન સંપદા-સા૦, પ્રગટે
ઝાકઝમાળ હો ા શિવ૦ ા ૭ ા

---

## શ્રી શંખેશ્વર-પાર્શ્વનાથની સ્તુતિઓ.

[ ૧ ]

શંખેશ્વર પાસજી પૂજીએ, નરભવનો લાહો
લીજીએ, મનવાંછિત પૂરણ સુરતરૂ, જય વામાસુત
અલવેસરૂ ા ૧ ા

[ ૨ ]

સકલ સુરાસુર સેવે પાયા, નયરી વાણારસી
નામ સોહાયા, અશ્વસેન કુલ આયા; દશ ને ચાર
સુપન દીખલાયા, વામાદેવી માતાએ જાયા, લંછન
નાગ સોહાયા; છપ્પન દિગકુમરી હુલરાયા, ચોસઠ
ઇંદ્રાસન ડોલાયા, મેરૂ શિખર નવરાયા; નીલવર્ણું
તનુ સોહે કાયા, શ્રી વિજયસેનસૂરીશ્વર રાયા, પાસ
જિનેશ્વર ગાયા ા ૧ ા

# ૨૧૭

## શ્રી પાર્શ્વનાથ પ્રભુની સ્તુતિઓ.

[ ૧ ]

પાસ જિણંદા, વામા નંદા, જબ ગરભે ફલી ॥ સુપના દેખે, અર્થ વિશેષે, કહે મઘવા મલી ॥ જિનવર જાયા, સુર હુલરાયા, હુવા રમણી પ્રિયે ॥ નેમિ રાજી, ચિત્ત વિરાજી, વિલોકિત વ્રત લિયે ॥ ૧ ॥

[ ૨ ]

श्रेयः श्रियां मङ्गलकेलिसद्म !, श्रीयुक्तचिन्तामणिपार्श्वनाथ !,
दुर्वारसंसारभयाच्च रक्ष, मोक्षस्य मार्गे वरसार्थवाह ! ॥१॥

---

## શ્રી મહાવીરસ્વામી પ્રભુનાં–ચૈત્યવંદનો.

સિદ્ધારથ સુત વંદીયે, ત્રિશલાનો જાયો; ક્ષત્રિય કુંડમાં અવતર્યો, સુર નરપતિ ગાયો ॥ ૧ ॥ મૃગપતિ લંછન પાઉલે, સાત હાથની કાય ॥ બોહોંતેર વરસનું આઉખું, વીર જિનેશ્વરરાય ॥ ૨ ॥ ક્ષમાવિજય જિનરાજના એ, ઉત્તમ ગુણ અવદાત; સાત બોલથી વર્ણવ્યા, પદ્મવિજય વિખ્યાત ॥ ૩ ॥

[ ૨ ]

વર્ધમાન જગદીસરૂ, જગબાંધવ જગનાથ;
જગદાનંદન જિનવરૂ, જગતશરણ શિવસાથ. ॥ ૧ ॥
અકલ અમલ જિન કેવલી, વકૃત્ર વિમલ જિનરાજ;
ભવ્ય વિબોધન દિનમણિ, મિથ્યા–તમ રવિરાજ ॥ ૨ ॥
એહ ચરમ જિન ધ્યાનથી એ, સુખ સંશ્રેય ઉદાર;
ઈહ લોકે શુભ સુખ લહે, વીર જિણંદ જુહાર ॥ ૩ ॥

---

## શ્રી મહાવીર પ્રભુનાં સ્તવનો.

[ ૧ ]

વીરજિનેશ્વર સાહિબ મેરા, પાર ન લહું તેરા; મહેર કરી ટાલો મહારાજજી, જન્મ મરણના ફેરા ॥ હો જિનજી, અબ હું શરણે આવ્યો ॥ ૧ ॥ ગરભાવાસ તણાં દુઃખ મહોટાં, ઉંધે મસ્તક રહિયો; મળ મૂત્ર માંહે લપટાણો, એહવાં દુઃખ મેં સહિયાં ॥હો જિન૦ ॥ ૨ ॥ નરક નિગોદમાં ઉપન્યો ને ચવીયો, સૂક્ષમ બાદર થઈ યો; વીંધાણો સુઈ ને અગ્ર

ભાગે, માન તિહાં કિહાં રહિયો ॥ હો જિનજી૦ ॥ ૩ ॥ નરક તણી વેદના અતિ ઉલસી, સહી તે જીવે બહુ; પરમાધામીને વશ પડીયો, તે જાણો તમે સહુ ॥ હો જિનજી૦ ॥ ૪ ॥ તિર્યંચ તણા ભવ કીધા ઘણેરા, વિવેક નહીંય લગાર; નિશિ દિનનો વ્યવહાર ન જાણ્યો, કેમ ઉતરાયે પાર ॥હો જિનજી૦ ॥ ૫ ॥ દેવતણી ગતિ પુણ્યે હું પામ્યો, વિષયારસમાં ભીનો; વ્રત પચ્ચખ્ખાણ ઉદય નવિ આવ્યાં, તાન માન માંહે લીનો ॥ હો જિનજી૦ ॥ ૬ ॥ મનુષ્યજન્મ ને ધર્મ સામગ્રી, પામ્યો છું બહુ પુણ્યે; રાગ દ્વેષ માંહે બહુ ભળીયો, ન ટળી મમતા બુદ્ધિ ॥ હો જિનજી૦ ॥ ૭ ॥ એક કંચન ને બીજી કામિની, તેહશું મનડું બાંધ્યું; તેહના ભોગ લેવાને હું શૂરો, કેમ કરી જિન ધર્મ સાધું ॥ હો જિનજી૦ ॥ ૮ ॥ મનની દોડ કીધી અતિ ઝાઝી, હું છું કોક જડ જેવો; કલિકલિ કલ્પ મેં જન્મ ગમાયો, પુનરપિ પુનરપિ તેહવો ॥ હો

**જિનજી૦ ॥ ૯ ॥** ગુરૂ ઉપદેશમાં હું નથી ભીનો, ન આવી સદ્દહણા સ્વામી; હવે વડાઈ જોઈયે તમારી, ખિજમતમાંહી છે ખામી ॥ **હો જિનજી૦ ॥ ૧૦ ॥** ચાર ગતિ માંહે રડવડીયો, તોએ ન સિધ્યાં કાજ; **ઋષભ** કહે તારો સેવકને, બાંહે ગ્રહ્યાની લાજ ॥ **હો જિનજી૦ ॥ ૧૧ ॥**

[ ૨ ]

સિદ્ધારથના રે નંદન વિનવું, વિનતડી અવધાર; ભવ મંડપમાં રે નાટક નાચિયો, હવે મુજ દાન દેવાડ ॥ **સિદ્ધા૦ ॥ ૧ ॥** ત્રણ રતન મુજ આપો તાતજી, જેમ નાવે રે સંતાપ; દાન દેયંતાં રે પ્રભુ કોશીર કિસી, આપો પદવી રે આપ ॥ **સિદ્ધા૦ ॥ ૨ ॥** ચરણ અંગૂઠે રે મેરૂ કંપાવીયો, મોડયાં સુરનાં રે માન; અષ્ટ કરમનો રે ઝઘડો જીતવા, દીધાં વરસી રે દાન ॥ **સિદ્ધા૦ ॥ ૩ ॥** શાસન નાયક શિવ સુખ દાયક, ત્રિસલા કુખે રતન; સિદ્ધા-રથનો રે વંશ દીપાવિયો, પ્રભુજી તમે ધન ધન

॥ **સિદ્ધા૦** ॥ ૪ ॥ વાચકશેખર કીર્તિવિજય ગુરૂ, પામી તાસ પસાય; ધર્મતણે રસે જિન ચોવીસમા; **વિનયવિજય** ગુણ ગાય ॥ **સિદ્ધા૦** ॥ ૫ ॥

[ ૩ ]

વીર જિણંદ જગત ઉપગારી, મિથ્યા ધામ નિવારી જી; દેશના અમૃત ધારા વરસી, પર પરિણુતિ સવિ વારી જી ॥ **વીર૦** ॥ ૧ ॥ પાંચમે આરે જેહનું શાસન, દોય હજાર ને ચાર જી; યુગપ્રધાન સૂરીશ્વર વહશે, સુવિહિત મુનિ આધાર જી ॥ **વીર૦** ॥ ૨ ॥ ઉત્તમ આચારજ મુનિ અજ્જા, શ્રાવક શ્રાવિકા અચ્છ જી; લવણજલધિમાંહી મીઠું જળ, પીવે શૃંગી મચ્છ જી ॥ **વીર૦** ॥ ૩ ॥ દશ અચ્છેરે દુષિત ભરતે, બહુ મત ભેદ કરાળ જી; જિન કેવળી પૂરવધર વિરહે, ફણી સમ પંચમ કાળ જી ॥ **વીર૦** ॥ ૪ ॥ તેહનું ઝેર નિવારણ મણિ સમ, તુજ આગમ તુજ બિંબ જી; નિશિદીપક પ્રવહણ જિમ દરિએ, મરૂમાં સુરતરૂ લુંબ જી

॥ **વીર૦ ॥ ૫ ॥** જૈનાગમ વક્તા ને શ્રોતા, સ્યાદ્વાદ શુચિ બોધ જી; કળિકાળે પણ પ્રભુ તુજ શાસન, વર્ત્તે છે અવિરોધ જી ॥ **વીર૦ ॥ ૬ ॥** મારે તો સુસમાથી દુસમો, અવસર પુણ્ય નિધાન જી; ક્ષમાવિજય **જિન** વીર સદાગમ, પામ્યો સિદ્ધિ નિદાન જી ॥ **વીર૦ ॥ ૭ ॥**

[ ૪ ]

( **રાગ**—રામકલી. )

તેરો દરસ મન ભાયો, **ચરમ જિન ! તેરો દરસ મન ભાયો ॥ એ આંચલી ॥** તૂં પ્રભુ કરૂણારસમય સ્વામી, ગર્ભમેં સોગ મીટાયો; ત્રિસલા માતાકો આનંદ દીનો, જ્ઞાતનંદન જગ ગાયો ॥ **ચરમ૦ ॥ ૧ ॥** વરસી દાન દે રોરતા વારી, સંયમ રાજ્ય ઉપાયો; દીન હીનતા કછુય ન તેરે, સદચિદ્ આનંદ રાયો ॥ **ચરમ૦ ॥ ૨ ॥** કરૂણા મંથર નયને નિહારી, ચંડકોશિક સુખદાયો; આનંદરસ ભર

સરગે પહુંતો, ઐસા કૌન કરાયો ॥ **ચરમ૦** ॥ ૩ ॥ રત્ન કંબલ દ્વિજવરકો દીનો, ગોશાલક ઉધરાયો; જમાલી પન્નર ભવ અંતે, મહાનંદ પદ ઠાયો ॥ **ચરમ૦** ॥ ૪ ॥ મત્સરી ગૌતમકો ગણધારી, શાસન નાયક ઠાયો; તેરે અવદાત ગિનું જગ કેતે, તું કરૂણાસિંધુ સુહાયો ॥ **ચરમ૦** ॥ ૫ ॥ હું બાલક શરણાગત તેરો, મુજકો કયું વિસરાયો; તેરે વિરહસે હું દુઃખ પામું, કર મુજ **આતમરાયો** ॥ **ચરમ૦** ॥ ૬ ॥

[ ૫ ]

( રાગ—ધનાશ્રી )

આજ જિનરાજ ! મુજ કાજ સિધ્યાં સવે, તું કૃપાકુંભ જો મુજ તૂઠો; કલ્પતરૂ કામઘટ કામધેનુ મિલ્યો, આંગણે અમીયરસ મેહ વૂઠો ॥ **આજ૦** ॥ ૧ ॥ વીર તું કુંડપુરનયર ભૂષણ હુઓ, રાય સિદ્ધાર્થ ત્રિસલા તનૂજો; સિંહ લંછન કનક વર્ણ કર સપ્ત તનુ, તુજ સમો જગતમાં કો ન દૂજો ॥

**આજ૦ ॥ ૨ ॥** સિંહ પરે એકલો ધીર સંયમ ગ્રહી, આયુ બોહોંત્તેર વરષ પૂર્ણ પાળી; પુરી અપાપાયે નિષ્પાપ શિવવહુ વર્યો, તિહાં **થકી** પર્વ પ્રગટી દિવાળી **॥ આજ૦ ॥ ૩ ॥** સહસ તુજ ચઉદ મુનિવર મહાસંયમી, સાહુણી સહસ છત્રીશ રાજે; યક્ષ માતંગ સિદ્ધાયિકા વર સુરી, સકલ તુજ ભવિકની ભીતિ ભાંજે **॥ આજ૦ ॥ ૪ ॥** તુજ વચનરાગ સુખ સાગરે ઝીલતો, પીલતો મોહ મિથ્યાત્વવેલી; આવીઓ ભાવીઓ ધર્મપથ હું હવે, દીજીયે પરમપદ હોઈ બેલી **॥ આજ૦ ॥ ૫ ॥** સિંહ નિશદીહ જો હૃદયગિરિ મુજ રમે, તું સુગુણલીહ અવિચલ નિરીહો; તો કુમત રંગ માતંગના જૂથથી, મુજ નહિ કોઈ લવલેશ બીહો **॥ આજ૦ ॥ ૬ ॥** ચરણ તુજ શરણ મેં ચરણગુણનિધિ ગ્રહ્યા, ભવતરણ કરણ દમ શર્મ દાખો; હાથ જોડી કહે જશવિજય બુધ ઇશ્યું, દેવ ! નિજ ભુવનમાં દાસ રાખો **॥ આજ૦ ॥ ૭ ॥**

[ ૬ ]

વંદો વીર જિનેશ્વરરાયા, ત્રિશલાદેવી જાયા રે; હરિ લંછન કંચન વન કાયા, અમરવધૂ હુલરાયા રે ॥ વંદો૦ ॥ ૧ ॥ બાલપણે સુરગિરિ ડોલાયા, અહિ વૈતાલ હરાયા રે; ઈંદ્ર કહણ વ્યાકરણ નિપાયા, પંડિત વિસ્મય પાયા રે ॥ વંદો૦ ॥ ૨ ॥ ત્રીશ વરસ ઘરવાસ વસાયા, સંયમશ્યું લય લાયા રે; બાર વરસ તપ કર્મ ખપાયા, કેવલનાણ ઉપાયા રે ॥ વંદો૦ ॥ ૩ ॥ ખાયક ઋદ્ધિ અનંતી પાયા, અતિ-શય અધિક સુહાયા રે; ચ્યાર રૂપ કરી ધર્મ બતાયા, ચઉવિહ સુરગુણ ગાયા રે ॥ વંદો૦ ॥ ૪ ॥ તીન ભુવનમેં આણ મનાયા, દશદોય છત્ર ધરાયા રે; રૂપ-કનક મણિ ગઢ વિરચાયા, નિર્ગ્રંથ નામ ધરાયા રે ॥ વંદો૦ ॥ ૫ ॥ રયણ સિંહાસન બેસન ઠાયા, દુંદુભિ નાદ બજાયા રે; દાનવ માનવ વાસ વસાયા, ભક્તે શીશ નમાયા રે ॥ વંદો૦ ॥ ૬ ॥ પ્રભુ ગુણ-ગણ ગંગા જલ નાહ્યા, પાવન તેહની કાયા રે;

પંડિત ક્ષમાવિજય સુપસાયા, સેવક જિન સુખદાયા
રે ॥ વંદો૦ ॥ ૭ ॥

[ ૭ ]

વંદો વીર જિણેસરરાયા, ત્રિશલા માતા જાયા
જી; હરિ લંછન કંચન વન કાયા, મુજ મન મંદિર
આયા જી ॥ વંદો૦ ॥ ૧ ॥ દુષમ સમયે શાસન
જેહનું, શીતલ ચંદન છાયા જી; જે સેવંતા ભવિજન
મધુકર, દિન દિન હોત સવાયા જી ॥ વંદો૦ ॥ ૨ ॥
તે ધન્ય પ્રાણી સદ્ગતિ ખાણી, જસ મનમાં જિન
આયા જી; વંદન પૂજન સેવ ન કીધી, તે કાજનની
માયા જી ॥ વંદો૦ ॥ ૩ ॥ કર્મ કઠિન ભેદન બલ-
વત્તર, વીર બિરૂદ જિન પાયાજી; એકલ બલ અતુલી
બલ અરિહા, દુસમન દૂર ગમાયા જી ॥ વંદો૦ ॥ ૪ ॥
વાંછિત પૂરણ સંકટ ચૂરણ, માત પિતા તૂં સહાયા જી;
, સહ પરે ચારિત્ર આરાધી, સુજસ નિશાન બજાયા જી
॥ વંદો૦ ॥ ૫ ॥ ગુણ અનંત ભગવંત બિરાજે,

વર્દ્ધમાન જિનરાયા જી; ધીરવિમલ કવિ સેવક **નય**
કહે, શુદ્ધ સમકિત-ગુણદાયા જી ॥ **વંદા૦** ॥ ૬ ॥

[ ૮ ]

વીર જિણેસર પ્રણમું પાયા, ત્રિશલા દેવી માયા
રે; **સિદ્ધારથ** રાજા તસ તાયા, નંદિવરધન ભાયા રે
॥ **વીર૦** ॥ ૧ ॥ લેઈ દીક્ષા પરીસહ બહુ આયા,
**શમ** દમ સમણુ તે જાયા રે; બાર વર્ષ પ્રભુ ભૂમિ ન
ઠાયા, નિદ્રા અલ્પ કહાયા રે ॥ **વીર૦** ॥ ૨ ॥
ચંડકૌશિક પ્રતિબોધન આયા, ભય મનમાં નવિ
લાયા રે; ત્રણ પ્રકારે વીર કહાયા, સુર નર જસ
ગુણ ગાયા રે ॥ **વીર૦** ॥ ૩ ॥ જગત જીવ હિતકારી
કાયા, હરિલંછન જસ પાયા રે; માન ન લોભ વળી
અકષાયા, વિહાર કરે નિરમાયા રે ॥ **વીર૦** ॥ ૪ ॥
કેવલજ્ઞાન અનંત ઉપાયા, ધ્યાન શુકલ પ્રભુ ધ્યાયા
રે; સમોસરણે બેસી જિનરાયા, ચઉવિહ સંઘ થપાયા
રે ॥ **વીર૦** ॥ ૫ ॥ કનક કમલ ઉપર ઠવે પાયા,
ચઉવિહ દેશન દાયા રે; પાંત્રીશ ગુણ વાણી ઉચ-

રાયા, ચોત્રીશ અતિશય પાયા રે ॥ વીર૦ ॥ ૬ ॥ શૈલેશીમાં કર્મ જલાયા, જિત નિસાન વજાયા રે; પંડિત ઉત્તમવિજય પસાયા, **પદ્મવિજય** ગુણ ગાયા રે ॥ વીર૦ ॥ ૭ ॥

[ ૯ ]

નારે પ્રભુ નહીં માનું, નહીં માનું રે અવરની આણ; ॥ નારે પ્રભુ૦ ॥મ્હારે તાહરૂં વચન પ્રમાણ ॥ નારે પ્રભુ૦ ॥ ( **એ આંકણી** ) હરિ હરાદિક દેવ અનેરા, તે દીઠા જગમાંય રે; ભામિની ભરમ ભ્રકુટીએ ભૂલ્યા, તે મુજને ન સુહાય ॥ નારે૦ ॥ ૧ ॥ કેઈક રાગી ને કેઈક દ્વેષી, કેઈક લોભી દેવ રે; કેઈક મદ માયામાં ભરિયા, કેમ કરીએ તસ સેવ ॥ નારે૦ ॥ ૨ ॥ મુદ્રા પણ તેહમાં નવિ દીસે પ્રભુ, તુજ માં-હેલી તિલ માત રે; તે દેખી દિલડું નવિ રીઝે, શી કરવી તસ વાત ॥ નારે૦ ॥ ૩ ॥ તું ગતિ તું મતિ તું મુજ પ્રીતમ, જીવ જીવન આધાર રે; રાત દિવસ સ્વપ્નાંતરમાંહી, તું મ્હારે નિરધાર ॥

**નારે૦ ॥ ૪ ॥** અવગુણ સહુ ઉવેખીને પ્રભુ, સેવક કરીને નિહાળ રે; જગ-બંધવ એ વિનતિ મારી, મ્હારાં સવિ દુઃખ દૂરે ટાળ **॥ નારે૦ ॥ ૫ ॥** ચોવીસમા પ્રભુ ત્રિભુવન-સ્વામી, સિદ્ધારથના નંદ રે; ત્રિશલાજીના ન્હાનડીયા પ્રભુ, તુમ દીઠે અતિહિ આનંદ **॥ નારે૦ ॥ ૬ ॥** સુમતિવિજય કવિરાયનો રે, **રામવિજય** કર જોડ રે; ઉપગારી અરિહંતજી માહરા, ભવોભવના બંધ છોડ **॥ નારે૦ ॥ ૭ ॥**

[ ૧૦ ]

( આઈ વસંત બહાર-**એ દેશી.** )

વીરજિનંદ કૃપાલ હો, તું મુજ મન ભાયા-**એ ટેક ॥** તેરે બિન કૌન અધમ ઉદ્ધારણ, વારણ મિથ્યા જાલ હો **॥ તું મુજ૦ ॥ ૧ ॥** બચન સુધારસ તુમ જગ પ્રગટે, ગટકે ભવિજન લાલ હો **॥ તું મુજ૦ ॥ ૨ ॥ આતમ** આનંદરસ ભર લીનો, અજર અમર અકાલ હો **॥ તું મુજ૦ ॥ ૩ ॥**

[ ૧૧ ]

બલીહારી જાઉં વારી, **મહાવીર તોરી સમો-સરણકી બલીહારી–એ આંકણી ॥** ત્રણ ગઢ ઉપર તખત બિરાજે, બેઠી છે પર્ષદા ભારી ॥ **મહાવીર૦ ॥ ૧ ॥** વાણી જોજન સહુ કોઈ સાંભળે, તાર્યાં છે નર ને નારી ॥ **મહાવીર૦ ॥ ૨ ॥ આનંદઘન** પ્રભુ એણી પેરે બોલે, આવા તે ગમન નિવારી ॥ **મહાવીર૦ ॥ ૩ ॥**

---

## સમવસરણ–વર્ણનગર્ભિત શ્રી વર્દ્ધમાન-જિન-સ્તવન.

[ વંદના વંદના વંદના રે, જિનરાજકું સદા મોરી વંદના–**એ દેશી.** ]

એક વાર વચ્છ દેશ આવજો, **જિણંદજી ! એક વાર૦;** જયંતીને પાય નમાવજો, **જિણંદજી ! એક વાર૦ ॥** વળી સમવસરણ દેખાવજો, **જિણંદજી !**

એક વાર૦ ॥ ૧ ॥ સમવસરણ શોભા જે દીઠી, ક્ષણ ક્ષણ સાંભરી આવશે-જિણંદજી !૦; ભૂતલ સુગંધી જલ વરસાવે, ફુલના પગર ભરાવશે-જિણંદજી !૦ ॥ ૨ ॥ કનક રતનનો પીઠ કરીને, ત્રિગડાની શોભા રચાવશે-જિણંદજી !૦; રૂપાનો ગઢ ને કનક કોસીસાં, વચ્ચે વચ્ચે રતન જડાવશે-જિણંદજી !૦ ॥ ૩ ॥ રયણ ગઢે મણિનાં કોસીસાં, ઝગમગ જ્યોતિ દીપાવજો -જિણંદજી !૦; ચાર દુવારે એંસી હજારા, શિવ સોપાન ચડાવજો-જિણંદજી !૦ ॥ ૪ ॥ દેવ ચારે કર આયુધ ધારી, દ્વારે ખડા કરે ચાકરી-જિણંદજી !૦; દૂર પાસથી એક સમયે વાંદે, જયંતીને લઘુ છોકરી-જિણંદજી !૦ ॥ ૫ ॥ સહસ યોજન ધ્વજ ચાર તે ઉંચા, તોરણ આઠ ચઉ વાવડી-જિણંદજી !૦; મંગળ આઠ ને ધૂપ ઘટાડી, ફુલમાળા કર ફુટડી-॥ જિણંદજી !૦ ॥ ૬ ॥ આઠ સુરી બીજે ગઢ દ્વારે, રયણ ગઢે ચઉ દેવતા-જિણંદજી !૦; જાતિ વૈર છંડી પશુ પંખી, તુજ પદ કમલને સેવતા-જિણંદજી૦ !

॥ ૭ ॥ પંચ વરણુ-મયી જલ થલ કેરાં, ફુલ અમર વરસાવતા-જિણુંદજી !૦; પરષદા સાત તે ઉપર બેસે, મુનિ નર નારી દેવતા-જિણુંદજી !૦ ॥ ૮ ॥ આવશ્યક ટીકાયે પણ ઉત્તર, થાયે ન કુસુમ કિલામણી-જિણુંદજી !૦; સાધવી વૈમાનિકની દેવી, ઉભી સુણે દોય ચૂરણી-જિણુંદજી !૦ ॥ ૯ ॥ બત્રીશ ધનુષ અશોક તે ઉંચો, ચામર છત્ર ધરાવજો-જિણુંદજી !૦; ચઉ મુખ રયણ સિંહાસન બેસી, અમૃત વયણાં સુણાવજો-જિણુંદજી૦ ! ॥ ૧૦ ॥ ધર્મચક્ર ભામંડલ તેજે, મિથ્યા તિમિર હરાવજો-જિણુંદજી !૦; ગણધર-વાણી જબ અમે સુણીએ, તવ દેવછંદે સુહાવજો જિણુંદજી !૦ ॥ ૧૧ ॥ દેવતાસુર કવિ સાચું બોલે, જિહાં જાશો તિહાં આવશે-જિણુંદજી૦ !; રંભાદિક અપચ્છરાની ટોળી, વંદી નમી ગુણ ગાવશે-જિણું-દજી૦ ॥ ૧૨ ॥ અંતરજામી દૂરે વિચરો, અમ ચિત્ત ભીંજ્યું જ્ઞાનશું-જિણંદજી !૦; હ્રદય થકી દૂરે જો જાઓ, તો સાચું કરી માનશું-જિણંદજી !૦

॥ ૧૩ ॥ સુલસાદિક નવ જિનપદ દીધાં, અમશું અંતર એવડો-**જિણંદજી** !૦; વીતરાગ જો નામ ધરાવો, સહુને સરીખા ત્રેવડો-**જિણંદજી** !૦ ॥ ૧૪ ॥ જ્ઞાન નજરથી વાત વિચારો, રાગ દશા અમ રૂઅડી-**જિણંદજી** !૦; સેવક રાગે સાહિબ રીઝે, ધન ધન ત્રિશલા માવડી-**જિણંદજી** !૦ ॥ ૧૫ ॥ તુમ વિણ સુરપતિ સઘળા તુસે, પણ અમે આમણુ-દુમણા-**જિણંદજી** !૦; શ્રી **શુભવીર** હજુરે રહેતાં, ઓચ્છવ રંગ વધામણાં-**જિણંદજી** !૦ ॥ ૧૬ ॥

---

## શ્રી વીરપ્રભુનાં દીવાળીનાં સ્તવનો.

### [ ૧ ]

મારગ દેશક મોક્ષનો રે, કેવળજ્ઞાન નિધાન; ભાવદયા સાગર પ્રભુ રે, પર ઉપગારી પ્રધાનો રે ॥ ૧ ॥ **વીર પ્રભુ સિદ્ધ થયા**, સંઘ સકળ આધારો રે; હવે ઈણ ભરતમાં, કોણ કરશે ઉપગારો રે

**॥ વીર૦ ॥ ૨ ॥** નાથ વિહુણું સૈન્ય જ્યું રે, વીર વિહુણા રે જીવ; સાધે કોણ આધારથી રે, પરમાનંદ અભંગો રે **॥ વીર૦ ॥ ૩ ॥** માત વિહુણો બાલ જ્યું રે, અરહો પરહો અથડાય; વીર વિહુણા જીવડા રે, આકુળ વ્યાકુળ થાય રે **॥ વીર૦ ॥ ૪ ॥** સંશય છેદક વીરનો રે, વિરહ તે કેમ ખમાય; જે દીઠે સુખ ઉપજે રે, તે વિણ કેમ રહેવાય રે **॥ વીર૦ ॥ ૫ ॥** નિર્યામક ભવ સમુદ્રનો રે, ભવ અટવી સત્થવાહ; તે પરમેશ્વર વિણ મળ્યે રે, કેમ વાધે ઉત્સાહો રે **॥ વીર૦ ॥ ૬ ॥** વીર થકાં પણ શ્રુત તણો રે, હતો પરમ આધાર; હવે ઈહાં શ્રુત આધાર છે રે, અહો જિનમુદ્રા સારો રે **॥ વીર૦ ॥ ૭ ॥** ત્રણ કાળે સવિ જીવને રે, આગમથી આણંદ; સેવો ધ્યાવો ભવિજના રે, જિન પડિમા સુખકંદો રે **॥ વીર૦ ॥ ૮ ॥** ગણધર આચારજ મુનિ રે, સહુને એણીપરે સિદ્ધિ; ભવ ભવ આગમ સંગથી રે, **દેવચંદ્ર** પદ લીધ રે **॥ વીર૦ ॥ ૯ ॥**

[ ૨ ]

જય જિનવર જગ હિતકારી રે, કરે સેવા સુર અવતારી રે; ગૌતમ પમુહા ગણધારી ॥ **સનેહી વીરજી જયકારી રે ॥ ૧ ॥** અંતરંગ રિપુને ત્રાસે રે, તપ કોપાટોપે વાસે રે; લહ્યું કેવળનાણ ઉલ્લાસે ॥ **સનેહી૦ ॥ ૨ ॥** કટિલંકે વાદ વદાય રે, પણ જિન સાથે ન ઘટાય રે; તેણે હરિ લંછન પ્રભુ પાય ॥ **સનેહી૦ ॥ ૩ ॥** સવિ સુરવહુ થેઈ થેઈકારા રે, જલ પંકજની પરે ન્યારા રે; તજી તૃષ્ણા ભોગ-વિકારા ॥ **સનેહી૦ ॥ ૪ ॥** પ્રભુ દેશના અમૃત ધારા રે, જિનધર્મ વિષે રથકારા રે; જેણે તાર્યા મેઘકુમારા ॥ **સનેહી૦ ॥ ૫ ॥** ગૌતમને કેવળ આલી રે, વર્યા સ્વાતિએ શિવ વરમાલી રે; કરે ઉત્તમ લોક દિવાલી ॥ **સનેહી૦ ॥ ૬ ॥** અંતરંગ અલચ્છી નિવારી રે, શુભ સજ્જનને ઉપગારી રે; કહે **વીર** વિભુ હિતકારી ॥ **સનેહી૦ ॥ ૭ ॥**

[ ૩ ]

મારે દીવાળી થઈ આજ, **જિન મુખ જોવાને;** સર્યાં સર્યાં રે સેવકનાં કાજ, ભવ–દુઃખ ખોવાને **॥ એ આંકણી ॥** મહાવીરસ્વામી મુગતે પહોંત્યા, ગૌતમ કેવળજ્ઞાન રે; ધન અમાસ દિવાળી મારે, વીર–પ્રભુ નિરવાણ **॥ જિન૦ ॥ ૧ ॥** ચારિત્ર પાળી નિરમળું ને, ટાળ્યા વિષય કષાય રે; એવા મુનિને વંદીયે તો, ઉતારે ભવ પાર **॥ જિન૦ ॥ ૨ ॥** બાકુળા વહોર્યા વીરજિને, તારી ચંદનબાળા રે; કેવળ લહી પ્રભુ મુગતે પહોત્યા, પામ્યા ભવનો પાર **॥ જિન૦ ॥ ૩ ॥** એવા મુનિને વંદીયે જે, પંચ જ્ઞાને ધરતા રે; સમવસરણ દેઈ દેશના રે, પ્રભુ તાર્યા નર ને નાર **॥ જિન૦ ॥ ૪ ॥** ચોવીશમા જિનેશ્વરૂ ને, મુક્તિ તણા દાતાર રે; કરજોડી કવિ એમ ભણે રે, પ્રભુ દુનિયા ફેરો ટાળ **॥ જિન૦ ॥ ૫ ॥**

---

# શ્રી મહાવીરસ્વામીની સ્તુતિઓ.

[ ૧ ]

મહાવીર જિણંદા, રાય સિદ્ધાર્થ નંદા; લંછન મૃગ ઈંદા, જાસ પાયે સોહંદા; સુર નરવર ઈંદા, નિત્ય સેવા કરંદા, ટાલે ભવફંદા, સુખ આપે અમંદા ॥ ૧ ॥

[ ૨ ]

જય જય ભવિ-હિતકર, વીર જિનેશ્વર દેવ,
સુરનરના નાયક, જેહની સારે સેવ;
કરૂણારસ કંદો, વંદો આણંદ આણી,
ત્રિશલા-સુતસુંદર, ગુણમણિ કેરો ખાણી ॥ ૧ ॥

[ ૩ ]

कल्याणमन्दिरमुदारमवद्यभेदि,
दुष्कर्मवारणविदारणपञ्चवक्त्रम् ।
यत्पादपद्मयुगलं प्रणमन्ति शक्राः,
स्तोष्ये मुदा जिनवरं जिनत्रैशलेयम् ॥ १ ॥

[ ४ ]

नम्रेन्द्रमौलिप्रपतत्पराग–पुञ्जस्फुरत्कर्बुरितक्रमाब्जम् ।
वीरं भजे निर्जितमोहवीरं, संसारदावानलदाहनीरम् ॥ १ ॥

[ ५ ]

कनकसमशरीरं प्राप्तसंसारतीरं,
कुमतघनसमीरं क्रोधदावाग्निनीरम् ।
जलधिजलगभीरं दम्भभूसारसीरं,
सुरगिरिसमधीरं स्तौमि भक्त्या च वीरम् ॥ १ ॥



## શ્રી સિદ્ધાચલ-મહાતીર્થાદિ સ્તવનાવલી.

## : ચોથો-વિભાગ :

**શ્રી સીમંધરસ્વામીજીનાં, શ્રી ઋષભદેવ આદિ જિનેશ્વરદેવોનાં સર્વ સાધારણ તથા વિશિષ્ટતાવાળાં અને શ્રી સિદ્ધચક્રજીનાં ચૈત્ય-વંદનો, સ્તવનો અને સ્તુતિઓનો-અનંતવીર્ય ભગવાન તથા શ્રી આબુજી, શ્રી રાણકપુરજી, શ્રી સમ્મેતશિખરજી અને શ્રી અષ્ટાપદજીનાં સ્તવનોનો સંગ્રહ.**

### શ્રી સીમંધરસ્વામીનાં ચૈત્યવંદનો.

[ ૧ ]

શ્રી સીમંધર જગધણી, આ ભરતે આવો; કરૂણા-વંત કરૂણા કરી, અમને વંદાવો ॥ ૧ ॥ સકલ ભક્ત તુમે ધણી, જો હોવે અમ નાથ; ભવો ભવો હું છું

તાહરો, નહિ મેલું હવે સાથ ॥ ૨ ॥ સયલ સંગ છંડી કરી, ચારિત્ર લઈશું; પાય તુમારા સેવીને, શિવ રમણી વરીશું ॥ ૩ ॥ એ અલજો મુજને ઘણો એ, પૂરો સીમંધર દેવ; ઈહાં થકી હું વિનવું, અવધારો મુજ સેવ ॥ ૩ ॥

( ૨ )

શ્રી સીમંધર વીતરાગ, ત્રિભુવન તુમે ઉપગારી; શ્રી શ્રેયાંસ પિતા કુળે, બહુ શોભા તુમારી ॥ ૧ ॥ ધન્ય ધન્ય માતા સત્યકી, જેણે જાયો જયકારી; વૃષભ લંછને વિરાજમાન, વંદે નર નારી ॥ ૨ ॥ ધનુષ પાંચસેં દેહડી એ, સોહીએ સોવનવાન; કીર્ત્તિવિજય ઉવજ્ઝાયનો, વિનય ધરે તુમ ધ્યાન ॥ ૩ ॥

[ ૩ ]

સીમંધર પરમાતમા, શિવસુખના દાતા, પુખ્ખલવઈ-વિજયે જયો, સર્વ જીવના ત્રાતા ॥ ૧ ॥ પૂર્વ

વિદેહ પુંડરીકગિણી–નયરીએ સોહે; શ્રી શ્રેયાંસ રાજા તિહાં, ભવિયણનાં મન મોહે ॥ ૨ ॥ ચૌદ સુપન નિર્મલ લહી, સત્યકી રાણી માત; કુંથુ અર જિન અંતરે, સીમંધર જિન જાત ॥ ૩ ॥ અનુક્રમે પ્રભુ જનમીયા, વળી યૌવન પાવે; માત પિતા હરખે કરી, રૂક્મિણી પરણાવે ॥ ૪ ॥ ભોગવી સુખ સંસારનાં, સંજમ મન લાવે; મુનિસુવ્રત નમિ અંતરે, દીક્ષા પ્રભુ પાવે ॥ ૫ ॥ ઘાતી કર્મને‌ા ક્ષય કરી, પામ્યા કેવલ નાણ; વૃષભ લંછને શોભતા, સર્વ ભાવના જાણ ॥ ૬ ॥ ચોરાશી જસ ગણધરા, મુનિવર એકસો કોડ; ત્રણ ભુવનમાં જોવતાં, નહિ કોઈ એહની જોડ ॥ ૭ ॥ દશ લાખ કહ્યા કેવળી, પ્રભુજીને‌ા પરિવાર; એક સમય ત્રણ કાળના, જાણે સર્વ વિચાર ॥ ૮ ॥ ઉદય પેઢાલ જિનાંતરે એ, થાશે જિનવર સિદ્ધ; **જસવિજય** ગુરૂ પ્રણમતાં, શુભ વાંછિત ફળ લીધ ॥૯॥

---

# શ્રી સીમંધર જિન-સ્તવનો.

## [ ૧ ]

[ સાહિબ અજિત જિણંદ જુહારિયે–**એ દેશી.** ]

સાહેબ શ્રી સીમંધર સાહિબા, સાહેબ તુમ પ્રભુ દેવાધિદેવ; સનમુખ જુઓને મ્હારા સાહિબા, સાહેબ મન શુદ્ધે કરૂં તુમ સેવ–**એક વાર મળોને મ્હારા સાહિબા ।। એ આંકણી ।।** ૧ ।। સાહેબ સુખ દુઃખ વાતો મ્હારે અતિ ઘણી, સાહેબ કોણ આગળ કહું નાથ; સાહેબ કેવળજ્ઞાની પ્રભુ જો મળે, સાહેબ તો થાઉં હું રે સનાથ ।। **એક વાર૦** ।। ૨ ।। સાહેબ ભરત-ક્ષેત્રમાં હું અવતર્યો, સાહેબ ઓછું એટલું પુણ્ય; સાહેબ જ્ઞાની વિરહ પડ્યો આકરો, સાહેબ જ્ઞાન રહ્યું અતિ ન્યૂન ।। **એક વાર૦** ।। ૩ ।। સાહેબ દશ દશ દૃષ્ટાંતે દોહિલો, સાહેબ ઉત્તમ કુળ સોભાગ; સાહેબ પામ્યો પણ હારી ગયો, સાહેબ જેમ રત્ને ઉડાડ્યો કાગ ।। **એક વાર૦** ।। ૪ ।। સાહેબ ષડ્ રસ ભોજન બહુ કર્યાં, સાહેબ તૃપ્તિ ન પામ્યો લગાર;

સાહેબ હું રે અનાદિની ભૂલમાં, સાહેબ રઝળ્યો ઘણો સંસાર ॥ એક વાર૦ ॥ ૫ ॥ સાહેબ સ્વજન કુટુંબ મળ્યાં ઘણાં, સાહેબ તેહને દુઃખે દુઃખી થાય; સાહેબ જીવ એક ને કર્મ જૂજૂઆં, સાહેબ તેહથી દુર્ગતિ જાય ॥ એક વાર૦ ॥ ૬ ॥ સાહેબ ધન મેળવવા હું ધસમસ્યો, સાહેબ તૃષ્ણાનો નાવ્યો પાર; સાહેબ લોભે લટપટ બહુ કરી, સાહેબ ન જોયો પાપવ્યાપાર ॥ એક વાર૦ ॥ ૭ ॥ સાહેબ જેમ શુદ્ધાશુદ્ધ વસ્તુ છે, સાહેબ રવિ કરે તેહ પ્રકાશ; સાહેબ તિમહીજ જ્ઞાની મળે થકે, તે તો આપે રે સમકિત વાસ ॥ એક વાર૦ ॥ ૮ ॥ સાહેબ મેઘ વરસે છે વાડમાં, સાહેબ વરસે છે ગામોગામ; સાહેબ ઠામ કુઠામ જુએ નહિં, સાહેબ એવાં મ્હોટાનાં કામ ॥ એક વાર૦ ॥ ૯ ॥ સાહેબ હું વસ્યો ભરતને છેડલે, સાહેબ તુમે વસ્યા મહાવિદેહ મોઝાર; સાહેબ દૂર રહી કરૂં વંદના, સાહેબ ભવસમુદ્ર ઉતારો પાર ॥ એક વાર૦ ॥ ૧૦ ॥ સાહેબ તુમ પાસે દેવ ઘણા વસે, સાહેબ એક મોક-

લજો મહારાજ!; સાહેબ મુખનો સંદેશો સાંભળો, સાહેબ તો સહેજે સરે મુજ કાજ ॥ **એક વાર૦॥ ૧૧ ॥** સાહેબ હું તુમ પગની મોજડી, સાહેબ હું તુમ દાસનો દાસ; સાહેબ **જ્ઞાનવિમલસૂરિ** એમ ભણે, સાહિબ મને રાખો તમારી પાસ ॥ **એક વાર૦ ॥ ૧૨ ॥**

[ ૨ ]

પુખ્ખલવઈ વિજયે જયો રે, નયરી પુંડરિગિણી સાર; શ્રી સીમંધર સાહિબા રે, રાય શ્રેયાંસ કુમાર ॥ **જિણંદરાય ! ધરજો ધર્મસ્નેહ ॥ ૧ ॥** મ્હોટા ન્હાના અંતરો રે, ગિરૂઆ નવિ દાખત; શશિ–દરિસણ સાયર વધે રે, કૈરવ વન વિકસંત ॥ **જિણંદ૦ ॥ ૨ ॥** ઠામ કુઠામ ન લેખવે રે, જગ વરસંત જલધાર; કર દોય કુસુમે વાસીયે રે, છાયા સવિ આધાર ॥ **જિણંદ૦ ॥ ૩ ॥** રાય ને રંક સરીખા ગણે રે, ઉદ્યોતે શશી સૂર; ગંગા–જલ તે બિહું તણા રે, તાપ કરે સવિ દૂર ॥ **જિણંદ૦ ॥ ૪ ॥** સરીખા સહુને તારવા રે, તિમ તુમે છો મહારાજ !; મુંજશું અંતર કિમ કરો રે,

બાંહે ગ્રહ્યાની લાજ ॥ જિણંદ૦ ॥ ૫ ॥ મુખ દેખી ટીલું કરે રે, તે નવિ હોય પ્રમાણ; મુજરો માને સવિ તણો રે, સાહિબ તેહ સુજાણ ॥ જિણંદ૦ ॥ ૬ ॥ વૃષભ લંછન માતા સત્યકી રે, નંદન રૂક્મિણી કંત; વાચક **જસ** ઇમ વિનવે રે, ભય ભંજન ભગવંત ॥ જિણંદ૦ ॥ ૭ ॥

[ ૩ ]

[ ઋષભ જિણંદશું પ્રીતડી-**એ દેશી.** ]

શ્રી સીમંધર સાહિબા, સુણો સંપ્રતિ હો ભરત ખેત્રની વાત કે; અરિહા કેવલી કો નહિ, કેને કહિયે હો મનના અવદાત કે ॥ **શ્રી સીમંધર૦** ॥ ૧ ॥ ઝાઝું કહેતાં જુગતું નહિ, તુમ સોહે હો જગ કેવલ-નાણ કે; ભૂખ્યાં ભોજન માગતાં, આપે ઉલટ હો અવસરના જાણ કે ॥ **શ્રી સીમંધર૦** ॥ ૨ ॥ કહેશ્યો તુમે જુગતા નહિ, જુગતાને હો વલી તારે સાંઇ કે; યોગ્ય જનનું કહેવું કિશ્યું, ભાવહીનને હો તારો અહી બાંહિ કે ॥ **શ્રી સીમંધર૦** ॥ ૩ ॥ થોડું હી અવસરે

આપીયે, ધણુાની હો પ્રભુ છે પછે વાત કે; પગલે પગલે પાર પામીયે, પછે લહીયે હો સઘલા અવદાત કે ॥ **શ્રી સીમંધર૦** ॥ ૪ ॥ મોકું વહેલું તમે આપશો, બીજાને હો હું ન કરૂં સંગ કે; શ્રી **વીરવિમલ** ગુરૂ શિષ્યને, રાખીજે હો પ્રભુ અવિચલ રંગ કે ॥ **શ્રી સીમંધર૦** ॥ ૫ ॥

[ ૪ ]

સુણો ચંદાજી, સીમંધર પરમાતમ પાસે જાજો; મુજ વિનતડી, પ્રેમ ધરીને એણીપરે તુમે સંભળાવજો ॥ **એ આંકણી** ॥ જે ત્રણ ભુવનનો નાયક છે, જસ ચોસઠ ઈંદ્ર પાયક છે; નાણુ દરિસણ જેહને ખાયક છે ॥ **સુણો૦** ॥ ૧ ॥ જેની કંચન વરણી કાયા છે, જસ ધોરી લંછન પાયા છે; પુંડરીકગિણિ નગરીનો રાયા છે ॥ **સુણો૦** ॥ ૨ ॥ બાર પર્ષદામાંહી બિરાજે છે, જસ ચોત્રીશ અતિશય છાજે છે; ગુણ પાંત્રીશ વાણીએ ગાજે છે ॥ **સુણો૦** ॥ ૩ ॥ ભવિજનને જે પડિબોહે છે, તુમ અધિક શીતળ ગુણ સોહે છે;

રૂપ દેખી ભવિજન મોહે છે ॥ **સુણો૦** ॥ ૪ ॥ તુમ સેવા કરવા રસિયો છું, પણ ભરતમાં દૂરે વસિયો છું; મહામોહરાય કર ફસિયો છું ॥ **સુણો૦** ॥ ૫ ॥ પણ સાહિબ ચિત્તમાં ધરીયો છે, તુમ આણા ખડગ કર ગ્રહીયો છે; પણ કાંઈક મુજથી ડરીયો છે ॥ **સુણો૦** ॥ ૬ ॥ જિન ઉત્તમ પૂંઠ હવે પૂરો, કહે **પદ્મવિજય** થાઉં શૂરો, તો વાધે મુજ મન અતિ નૂરો ॥ **સુણો૦** ॥ ૭ ॥

---

## શ્રી સીમંધર જિન-વિનતિ.

[ સુણ જિનવર શેત્રુંજા ધણીજી-એ **દેશી.** ]

સુણ સીમંધર સાહિબાજી, શરણાગત પ્રતિપાલ; સમરથ જગ-જન તારવાજી, કર માહરી સંભાલ ॥ **કૃપાનિધિ,** સુણ મોરી અરદાસ, હું ભવે ભવે તુમચો દાસ-**કૃપા૦** ॥ તાહરો છે વિશ્વાસ-**કૃપા૦**, પૂરો અમારી આશ-**કૃપા૦** ॥ ૧ ॥ હું અવગુણનો રાશિ છું જી, તિલ તુસ નહિ ગુણ લેશ; ગુણિની હોડ

કરૂં સદાજી, એહિજ સબલ કિલેશ ॥ કૃપા૦ ॥ ૨ ॥
મચ્છર ભયને લાલચેજી, કરતો કિરિયા લેશ; તે
પણ પર-જન રંજવાજી, ભલો ભજાવ્યો વેશ ॥
કૃપા૦ ॥ ૩ ॥ છઠ્ઠા ગુણઠાણા ધણીજી, નામ ધરાવું
રે સ્વામ !; આગમ વયણે જોયતાંજી, ન ગયો કષાય
ને કામ ॥ કૃપા૦ ॥ ૪ ॥ રસના રામા ને રમાજી,
એ ત્રણ પાતિક મૂલ; તેહની અહનિશ ચિંતનાજી,
કરતાં ભવ થયા થૂલ ॥ કૃપા૦ ॥ ૫ ॥ વ્રત મુખ
પાઠે ઉચ્ચરીજી, દિવસમાંહી બહુ વાર; તેહ તુરત
વિરાધતાંજી, ન આણી શંક લગાર ॥ કૃપા૦ ॥ ૬ ॥
ધૂલિ તણા દેઉલ કરીજી, જિમ પાવસમાં રે બાલ;
ખો ભૂલા મુખે એમ વદેજી, તિમ વ્રત મેં કર્યાં આલ
॥ કૃપા૦ ॥ ૭ ॥ આપ અશુદ્ધ પરને કરૂંજી, દેઈ
આલોયણ શુદ્ધ; મા-સાહસ પંખી પરેજી, પાડું
ફંદે મુદ્ધ ॥ કૃપા૦ ॥ ૮ ॥ અછતા ગુણ નિસુણી
મનેજી, હરખું અતિ સુવિશેષ; દોષ છતાં પણ સાં-
ભળીજી, તસ ઉપરે ધરૂં દ્વેષ ॥ કૃપા૦ ॥ ૯ ॥

પરિભવ પર પરિવાદનાજી, પરે પરે ભાખું રે આપ; નિજ ઉત્કર્ષ કરૂં ઘણોજી, એહિજ મુજ સંતાપ ।। કૃપા૦ ।। ૧૦ ।। નિશ્ચય-પંથ ન જાણીયોજી, વ્યવહરિયો વ્યવહાર; મદનમસ્તે નિઃશંકથીજી, થાપ્યો અસદાચાર ।। કૃપા૦ ।। ૧૧ ।। સમય સંઘયણાદિ દોષથીજી, નાવે શુક્લ ધ્યાન; સુહણે પણ નવિ આ-વીયોજી, નિરાશંસ ધર્મધ્યાન ।। કૃપા૦ ।। ૧૨ ।। આર્ત્ત-રૌદ્ર બેહુ અહનિશેજી, સેવાકાર ખવાસ; મિથ્યા રાજા જિહાં હોયેજી, તૃષ્ણા લોભ વિલાસ ।। કૃપા૦ ।। ૧૩ ।। જિનમત વિતથ પ્રરૂપણાજી, કીધી સ્વા-રથ બુદ્ધ; જાડયપણાના જોરથીજી, ન રહી કાંઈ શુદ્ધ ।। કૃપા૦ ।। ૧૪ ।। હિંસા અલીક અદત્તશુંજી, સેવ્યાં ત્રિવિધ કુશીલ; મમતા પરિગ્રહ મેળવીજી, કીધી ભવની લીલ ।। કૃપા૦ ।। ૧૫ ।। અક્રિય સાધે જે ક્રિયાજી, તે નાવે તિલ માત્ર; મદ અજ્ઞાન ટળે જેહથીજી, તે નહિ નાણની વાત ।। કૃપા૦ ।। ૧૬ ।। દર્શન પણ ફરસ્યાં ઘણાંજી, ઉદર ભરણને કામ; પણ તુમ તત્ત્વ

પ્રતીતશુંજી, ન ધરૂં દર્શન નામ ॥ કૃપા૦ ॥ ૧૭ ॥ સુવિહિત-ગુરૂબુદ્ધે લોકનેજી, હું વંદાવું રે આપ; આચરણા નહિ તેહવીજી, એ મોટો સંતાપ ॥ કૃપા૦ ॥ ૧૮ ॥ મિથ્યા દેવ પ્રશંસિયાજી, કીધી તેહની રે સેવ; અહાછંદાના વયણનીજી, ન ટળી મુજને ટેવ ॥ કૃપા૦ ॥ ૧૯ ॥ કોરે ચિત્ત ચૂના પરેજી, ધર્મ-કથા મેં કીધ; આપ વંચી પર વંચિયાજી, એકે કાજ ન સિદ્ધ ॥ કૃપા૦ ॥ ૨૦ ॥ રાતો રમણી દેખીનેજી, જિમ અણનાથ્યો રે સાંઢ; ભાંડ ભવૈયાની પરેજી, ધર્મ દેખાડું માંડ ॥ કૃપા૦ ॥ ૨૧ ॥ ક્રોધ દાવાનલ પ્રબલથીજી, ઉગે ન સમતા વેલ; માન મહી-ધર આગલેજી, ન ચલે ગુણ-નદી રેલ ॥ કૃપા૦ ॥ ૨૨ ॥ માયા સાપણ પાપિણીજી, મન-બિલ મૂકે રે નાહિ; કોમલ ગુણને તે ડસેજી, લોભવિલાસ અથાહ ॥ કૃપા૦ ॥ ૨૩ ॥ વસ્ત્ર પાત્ર જન પુસ્તકેજી, તૃષ્ણા કીધી અનંત; અંત ન આવે લોભનોજી, કહું કેતો વૃત્તાંત ॥ કૃપા૦ ॥ ૨૪ ॥ ધર્મ તણે દંભે કર્યાજી,

પૂર્યા અર્થ ને કામ; તેહથી ત્રણ ભવ હારીયાજી, બોધ હોવે વલી વામ ॥ કૃપા૦ ॥ ૨૫ ॥ કલ્પ્યાકલ્પ્ય વિચારણાજી, રાખી કાંઈ ન શંક; અનેષણીય પરિ-ભોગથીજી, રૂલ્યો ચૌગતિ જિમ રંક ॥ કૃપા૦ ॥ ૨૬ ॥ હવે તુમ ધ્યાન સનાથતાજી, આડો વાળ્યો રે આંક; કરૂણા કરીને નિરખીયેજી, મત ગણજો મુજ વાંક ॥ કૃપા૦ ॥ ૨૭ ॥ મુજને કહેતાં ન આવડેજી, નાણે જે તુજ દીઠ; હું અપરાધી તાહરોજી, ખમજો અવિનય ધીઠ ॥ કૃપા૦ ॥ ૨૮ ॥ તુમે જિમ જાણો તિમ કરોજી, હું નવિ જાણું રે કાંય; દ્રવ્ય ભાવ સવિ રોગનાજી, જાણો સર્વ ઉપાય ॥ કૃપા૦ ॥ ૨૯ ॥ હું એક જાણું તાહરૂંજી, નામ માત્ર નિરધાર; આલં-બન મેં તે કર્યુંજી, તિણથી લહું ભવ–પાર ॥ કૃપા૦ ॥ ૩૦ ॥ માતા સત્યકી નંદનોજી, રૂક્ષ્મણી–રાણીનો કંત; તાત શ્રેયાંસ નરેસરૂજી, વિચરંતા ભગવંત ॥ કૃપા૦ ॥ ૩૧ ॥ ચિત્તમાંહે અવધારશોજી, તો એ કેતીક વાત; લહી સહાય તુમ્હારડુંજી, પ્રગટે ગુણ અવદાત ॥ કૃપા૦

॥ ૩૨ ॥ પરમપુરૂષ ! પરમેસરૂજી !, પ્રાણાધાર ! પવિત્ર; પુરૂષોત્તમ ! હિતકારકુંજી, ત્રિભુવન–જનના મિત્ર ! ॥ કૃપા૦ ॥ ૩૩ ॥ જ્ઞાનવિમલ ગુણથી લહોજી, મ્હારા મનની રે હુંસ; પૂરી શિશુ સુખિયો કરોજી, મુજ માનસ–સર હંસ ॥ કૃપા૦ ॥ ૩૪ ॥

---

## શ્રી સીમંધર–જિન–સ્તુતિઓ.

[ ૧ ]

શ્રી સીમંધર દેવ સુહંકર, મુનિ–મન–પંકજ હંસાજી, કુંથું–અર જિન અંતર જન્મ્યા, તિહુઅણ જસ પરશંસાજી, સુવ્રત–નમિ અંતર વરી દીક્ષા, શિક્ષા જગત નિરાસેજી, ઉદય–પેઢાલ જિનાંતરમાં પ્રભુ, જાશે શિવ-વહુ પાસેજી ॥ ૧ ॥

[ ૨ ]

શ્રી સીમંધર મુજને વ્હાલા, આજ સફળ સુવિહાણુંજી, ત્રિગડે તેજે તપતા જિનવર, મુજ તૂઠયા હું જાણુંજી; કેવળ–કમળા કેલિ કરંતા, કુલ મંડણ કુલ-

દીવોજી, લાખ ચોરાશી પૂરવ આયુ, રૂક્મિણી-વર ધણું જીવોજી ॥ ૧ ॥

[ ૩ ]

શ્રી સીમંધર જિનવર, સુખકર સાહેબ દેવ, અરિહંત સકળની, ભાવ ધરી કરૂં સેવ; સકલાગમ પારગ, ગણધર ભાષિત વાણી, જયવંતી આણા, **જ્ઞાનવિમલ** ગુણ ખાણી ॥ ૧ ॥

---

## શ્રી જિનેશ્વરદેવોનાં સર્વ-સાધારણ ચૈત્યવ-દનો.

[ ૧ ]

જય જય શ્રી જિનરાજ ! આજ, મળીયો મુજ સ્વામી; અવિનાશી અકલંકરૂપ, જગ અંતરજામી ॥ ૧ ॥ રૂપારૂપી ધર્મ દેવ, આતમ આરામી; ચિદાનંદ ચેતન અચિંત્ય, શિવલીલા પામી ॥ ૨ ॥ સિદ્ધ બુદ્ધ તુજ વંદતા એ, સકલ સિદ્ધિ વરબુદ્ધ; રામ પ્રભુ ધ્યાને કરી, પ્રગટે આતમ ઋદ્ધ ॥ ૩ ॥ કાલ

બહુ સ્થાવર ગ્રહી, ભમીયો ભવમાંહી; વિકલેન્દ્રિય માંહી વસ્યો, સ્થિરતા નહીં ક્યાંહી ॥ ૪ ॥ તિર્યંચ પંચેંદ્રિય માંહી દેવ, કરમે હું આવ્યો; કરી કુકર્મ નરકે ગયો, તુમ દરિસણ નહિ પાયો ॥ ૫ ॥ એમ અનંત કાલે કરી એ, પામ્યો નર અવતાર; હવે જગતારક તું મળ્યો, ભવજલ પાર ઉતાર ॥ ૬ ॥

[ ૨ ]

પરમાનંદ પ્રકાશ ભાસ, ભાસિત ભવ-કીલા; લોકાલોક વિલોકવે, નિત એહવી લીલા ॥ ૧ ॥ ભાવ વિભાવ પણે કરી, જેણે રાખ્યો અલગો; તક પરે પય મેળવી, તેહ થકી નવિ વલગો ॥ ૨ ॥ તેણ પરે આતમ ભાવને એ, વિમળ કર્યો જેણે પૂર; તે પરમાતમ દેવનું, દીન દીન વધતું નૂર ॥ ૩ ॥ નામે તો જગમાં રહ્યો, થાપના પણ તિમહી; દ્રવ્યે ભવમાંહે વસે, પણ ન કળે કિમહી ॥ ૪ ॥ ભાવ થકી સવિ એકરૂપ, ત્રિભુવનમાં ત્રિકાલે; તે પારંગને વંદીએ, ત્રિહું યોગે સ્વભાલે ॥ ૫ ॥ પાળે પાવન

ગુણ થકી એ, યોગ ક્ષેમંકર જેહ; **જ્ઞાનવિમલ** દર્શન કરી, પૂરણ ગુણ મણિ ગેહ ॥ ૬ ॥

[ ૩ ]

પરમેશ્વર પરમાતમા, પાવન પરમિટ્ઠ; જય જગ-ગુરૂ દેવાધિદેવ, નયણે મેં દિટ્ઠ ॥ ૧ ॥ અચલ અકલ અવિકાર સાર, કરૂણારસ–સિંધુ; જગતિ જન આ-ધાર એક, નિષ્કારણ બંધુ ॥ ૨ ॥ ગુણ અનંત પ્રભુ તાહરા એ, કિમહી કહ્યા નવિ જાય; રામ પ્રભુ જિન ધ્યાનથી, ચિદાનંદ સુખ થાય ॥ ૩ ॥

[ ૪ ]

તુજ મૂર્તિને નિરખવા, મુજ નયણાં તરસે; તુમ ગુણગણને બોલવા, રસના મુજ હરષે ॥ ૧ ॥ કાયા અતિ આનંદ મુજ, તુમ યુગ પદ ફરસે; તો સેવક તાર્યા વિના, કહો કિમ હવે સરસે ॥ ૨ ॥ એમ જાણીને સાહેબા એ, નેક નજર મોહે જોય; **જ્ઞાન-વિમલ** પ્રભુ સુનજરથી, તે શું જે નવિ હોય ॥ ૩ ॥

## શ્રી સિદ્ધ-પરમાત્માનું ચૈત્યવંદન.

અજ અવિનાશી અકલ જે નિરંકાર નિરધાર; નિર્મમ નિર્ભય જે સદા, તાસ ભક્તિ ચિત્તધાર ॥ ૧ ॥ જન્મ જરા જાકું નહીં, નહીં શોક સંતાપ; સાદિ અનંત સ્થિતિ કરી, સ્થિતિ બંધન રૂચિ કાપ ॥ ૨ ॥ તીજે અંશ રહિત શુચિ, ચરમ પિંડ અવગાહ; એક સમે સમશ્રેણિએ, અચળ થયો શિવનાહ ॥ ૩ ॥ સમ અરૂ વિષમપણે કરી, ગુણ પર્યાય અનંત; એક એક પ્રદેશમેં, શક્તિ સુજંગ મહંત ॥ ૪ ॥ રૂપાતીત વ્યતીતમલ, પૂર્ણાનંદી ઈશ; ચિદાનંદ તાકું નમંત, વિનય સહિત નિજ શીશ ॥ ૫ ॥

## શ્રી પંચપરમેષ્ઠિનું ચૈત્યવંદન.

બાર ગુણ અરિહંત દેવ, પ્રણમીજે ભાવે; સિદ્ધ આઠ ગુણ સમરતાં, દુઃખ દોહગ જાવે ॥ ૧ ॥ આચારજ ગુણ છત્રીશ, પચવીશ ઉવજ્ઝાય; સત્તાવીશ ગુણ સાધુના, જપતાં શિવસુખ થાય ॥ ૨ ॥

અષ્ટોત્તર શત ગુણ મળી એ, એમ સમરો નવકાર;
ધીરવિમલ પંડિત તણો, નય પ્રણમે નિત સાર ॥ ૩ ॥

## શ્રી ચોવીશ જિન-લંછન-ચૈત્યવંદન.

વૃષભ લંછન ઋષભદેવ, અજિત લંછન હાથી
સંભવ લંછન ઘોડલો, શિવપુરનો સાથી ॥ ૧ ॥
અભિનંદન લંછન કપિ, ક્રૌંચ લંછન સુમતિ; પદ્મ
લંછન પદ્મપ્રભુ, વિશ્વદેવા સુમતિ ॥ ૨ ॥ સુપાર્શ્વ
લંછન સાથિયો, ચંદ્રપ્રભુ લંછન ચંદ્ર; મગર લંછન
સુવિધિ પ્રભુ, શ્રીવચ્છ શીતલ-જિણંદ ॥ ૩ ॥
લંછન ખડ્ગી શ્રેયાંસને, વાસુપૂજ્યને મહિષ; સૂવર
લંછન પ્રભુ વિમલદેવ, ભવિયાં તે નમો શિષ ॥ ૪ ॥
સીંચાણો જિન અનંતને, વજ્ર લંછન શ્રીધર્મ; શાંતિ
લંછન મૃગલો, રાખે ધર્મનો મર્મ ॥ ૫ ॥ કુંથુનાથ
જિન બોકડો, અરજિન નંદાવર્ત; મલ્લિ કુંભ વખા-
ણીએ, સુવ્રત કચ્છપ વિખ્યાત ॥ ૬ ॥ નમિ જિનને
નીલો કમલ, પામીએ પંકજમાંહી; શંખ લંછન પ્રભુ
નેમિજી, દીસે ઉંચે આંહી ॥ ૭ ॥ પાર્શ્વનાથજીને

ચરણ સર્પ, નીલવરણ શોભિત; સિંહ લંછન કંચન તનુ, વર્ધમાન વિખ્યાત ॥ ૮ ॥ એણી પરે લંછન ચિંતવીએ, ઓળખીયે જિનરાય, જ્ઞાનવિમલ પ્રભુ સેવતાં, લક્ષ્મીરતન સૂરિરાય ॥ ૯ ॥

## શ્રી ચોવીસ જિનના વર્ણનું ચૈત્યવંદન.

પદ્મપ્રભુ ને વાસુપૂજ્ય, દોય રાતા કહીએ; ચંદ્રપ્રભુ ને સુવિધિનાથ, દો ઉજ્વલ લહીએ ॥ ૧ ॥ મલ્લિનાથ ને પાર્શ્વનાથ, દો નીલા નીરખ્યા; મુનિસુવ્રત ને નેમિનાથ, દો અંજન સરીખા ॥ ૨ ॥ સોળે જિન કંચન સમાએ, એવા જિન ચોવીશ; ધીરવિમળ પંડિત તણો, જ્ઞાનવિમળ કહે શિષ્ય ॥ ૩ ॥

---

## શ્રી જિનેશ્વરદેવોનાં સર્વસાધારણ સ્તવનો.

[ ૧ ]

( દેવ તુજ સિદ્ધાંત દીઠો—એ દેશી. )

સકલ સમતા સુરલતાનો, તુંહી અનોપમ કંદ રે; તુંહી કૃપારસ કનકકુંભો, તુંહી જિણંદ મુણિંદ રે ॥ ૧ ॥

પ્રભુ તુંહી, તુંહી, તુંહી, તુંહી, તુંહી ધરતાં ધ્યાન રે; તુજ સ્વરૂપી જે થયા તેણે, લહ્યું તાહરૂં તાન રે ॥ **પ્રભુ૦ ॥ ૨ ॥** તુંહી અલગો ભવ થકી પણ, ભવિક તાહરે નામ રે; પાર ભવનો તેહ પામે, એહ અચરીજ ઠામ રે **॥ પ્રભુ૦ ॥ ૩ ॥** જન્મ પાવન આજ માહરો, નીરખીઓ તુજ નૂર રે; ભવો ભવ અનુમોદનાજી, હુઓ આપ હજૂર રે **॥ પ્રભુ૦ ॥ ૪ ॥** એહ માહરે અખય આતમ, અસંખ્યાત પ્રદેશ રે; તાહરા ગુણ છે અનંતા, કિમ કરૂં તાસ નિવેશ રે ॥ **પ્રભુ૦ ॥ ૫ ॥** એક એક પ્રદેશ તાહરે, ગુણ અનંતનો વાસ રે; એમ કહી તુજ સહજ મીલત, હુવે જ્ઞાન પ્રકાશ રે ॥ **પ્રભુ૦ ॥ ૬ ॥** ધ્યાન ધ્યાતા ધ્યેય એકી-ભાવ હોયે એમ રે; એમ કરતાં સેવ્ય સેવક ભાવ હોયે ક્ષેમ રે ॥ **પ્રભુ૦ ॥ ૭ ॥** એક સેવા તાહરી જો, હોય અચલ સ્વભાવ રે; **જ્ઞાનવિમલસૂરિંદ** પ્રભુતા, હોય સુજસ જમાવ રે ॥ **પ્રભુ૦ ॥ ૮ ॥**

[ ૨ ]

જિણંદા પ્યારા મુણિંદા પ્યારા, દેખો રે જિણંદા ભગવાન-એ ટેક૦ દેખો રે જિણંદા પ્યારા ॥ સુંદર રૂપ સ્વરૂપ વિરાજે, સ્વરૂપ વિરાજે; જગ નાયક ભગવાન-દેખો રે૦ ॥ ૧ ॥ દરસ સરસ નીરખ્યો જિનજીકો, નીરખ્યો જિનજીકો; દાયક ચતુર સુજાણ-- દેખો રે૦ ॥ ૨ ॥ શોક સંતાપ મીટ્યો અબ મેરો, મીટ્યો અબ મેરો; પાયો અવિચલ ભાણ-દેખો રે૦ ॥ ૩ ॥ સફળ ભઈ મેરી આજુકી ઘડીયાં; આજુકી ઘડીયાં, સફળ ભયે નેનું પ્રાણ દેખો રે૦ ॥ ૪ ॥ દરિસણ દેખ મીટ્યો દુઃખ મેરો, મીટ્યો દુઃખ મેરો; **આનંદઘન** અવતાર-દેખો રે૦ ॥ ૫ ॥

---

## શ્રી જિન-પંચક-સ્તવન.

[ રાગ-પ્રભાતી. ]

પંચ પરમેશ્વરા પરમ અલવેસરા, વિશ્વ વાલેસરા વિશ્વવ્યાપી; ભક્ત-વત્સલ પ્રભુ ભક્તજન ઉદ્ધરી,

મુક્તિપદ જે વર્યા કર્મ કાપી ॥ પંચ૦ ॥ ૧ ॥ વૃષભ અંકિત પ્રભુ ઋષભ જિન વંદીએ, નાભિ મરૂદેવીનો નંદ નીકો; ભરત ને બ્રાહ્મીના તાત ભુવનાંતરે, મોહ મદ ગંજણો મુક્તિ ટીકો ॥ પંચ૦ ॥ ૨ ॥ શાંતિ વર આપવા શાંતિ પદ સ્થાપવા, અદ્દભુત કાંતિ પ્રભુ શાંતિ સાચો; મૃગાંક પારાપત શ્યેનથી ઉદ્ધરી, જગપતિ જે થયો જગત જાચો ॥ પંચ૦ ॥ ૩ ॥ નેમિ બાવી· શમો શંખ લંછન નમું. સમુદ્રવિજયાંગજો અનંગ જીતી; રાજકન્યા તજી સાધુ મારગ ભજી, જીત જેણે કરી જગ વિદીતી ॥ પંચ૦ ॥ ૪ ॥ પાસ જિનરાજ અશ્વસેન કુલ ઉપનો, જનની વામા તણો જેહ જાયો; આજ ખેટકપુરે કાજ સિદ્ધાં સવે, ભીડભંજન પ્રભુ જે કહાયો ॥ પંચ૦ ॥ ૫ ॥ વીર મહાવીર સર્વ-વીર શિરોમણિ, રણવટ મોહ-ભટ માન મોડી; મુક્તિ ગઢ ગ્રાસીઓ, જગત ઉપાસીઓ, તેહ નિત્ય વંદીયે હાથ જોડી ॥ પંચ ॥ ૬ ॥ માત ને તાત અવદાત એ જિન તણાં, ગામ ને ગોત્ર પ્રભુ નામ થુણતાં; ઉદય-

**વાચક** વદે ઉદય પદ પામીએ, ભાવે ભગવંતની કીર્તિ ભણતાં ॥ **પંચ૦ ॥ ૭ ॥**

---

## પ્રભુનું અદ્દભુત-રૂપ.

[ રાગ-દેવગંધાર. ]

દેખો માઈ !, અજબ રૂપ જિનજીકો; **દેખો૦ ॥** ટેક ॥ ઉનકે આગે ઓર સબહુંકો, રૂપ લાગે મોહે ફીકો ॥ **દેખો૦ ॥ ૧ ॥**

લોચન કરૂના-અમૃત-કચોલે, મુખ સોહે અતિ નીકો; કવિ **જસવિજય** કહે યોં સાહિબ, નેમજી ત્રિભુવન ટીકો ॥ **દેખો૦ ॥ ૨ ॥**

---

## શ્રી જિનેશ્વરદેવોની સર્વ-સાધારણ સ્તુતિઓ.

[ ૧ ]

છત્ર ત્રય ચામર, તરૂ અશોક સુખકાર,
દિવ્ય ધ્વનિ દુંદુભિ, ભામંડલ ઝલકાર;
સુર કુસુમવૃષ્ટિ વર, ભદ્રાસન અતિ સાર,
એહ પ્રાતિહાર્ય જસ, તે જિન વંદું ઉદાર ॥ ૧ ॥

[ ૨ ]

એકાદશ જસ અતિશય પ્રગટે, કર્મ કલંક ઉચ્છે-દેજી; તિમ ઓગણીશ કરે શુભ અતિશય, સુર સમુ-દાય અખેદેજી; જન્માતિશય ચઉર સંયુત્ત એ, અતિ-શય ચોત્રીશ ભેદેજી, તેહશું જેહ બિરાજે જિનવર, પ્રણમું તેહ ઉમેદેજી ॥ ૧ ॥

## શ્રી ચતુર્વિંશતિ-જિન-સ્તુતિ.

અષ્ટાપદે શ્રી આદિ-જિનવર, વીર પાવાપુરી વરૂ, વાસુપૂજ્ય ચંપાનયરી સિદ્ધા, નેમિ રૈવતગિરિ-વરૂ; સમ્મેતશિખરે વીશ જિનવર, મોક્ષ પહોતા મુનિવરૂ, ચોવીશ જિનવર નિત્ય વંદું, સયલ સંઘ સુહંકરૂ ॥ ૧ ॥

## શ્રી સિદ્ધચક્ર-નમસ્કાર-ચૈત્યવંદન.

જો ધુરી સિરિ અરિહંત મૂલ, દઢપીઠ-પઇટ્ઠિઓ; સિદ્ધ સૂરિ ઉવજ્ઝાય સાહૂ, ચિહું પાસ ગરિટ્ઠિઓ ॥ ૧ ॥ દંસણ નાણ ચરિત્ત તવ હિ, પડિસાહા

સુંદરૂ; તત્તક્ખર સરવગ્ગ લદ્ધિ, ગુરૂપય દલદુંઅરૂ ॥ ૨ ॥ દિસિપાલ જક્ખ-જક્ખિણીપમુહ, સુર-કુસુમેહિં અલંકિયો; સો સિદ્ધચક્ક ગુરૂ કપ્પતરૂ, અમ્હ મનવંછિય ફલ દિયો ॥ ૩ ॥

---

## શ્રી સિદ્ધચક્ર-સ્તવન.

સિદ્ધચક્ર વર સેવા કીજે, નરભવ-લાહો લીજેજી; વિધિપૂર્વક આરાધન કરતાં, ભવ ભવ-પાતક છીજે-**ભવિજન** ભજિએજી, અવર અનાદિની ચાલ નિત્ય નિત્ય તજીએજી ॥ ૧ ॥ દેવનો દેવ દયાકર ઠાકર, ચાકર સુર નર ઈંદાજી; ત્રિગડે ત્રિભુવન-નાયક બેઠા, પ્રણમો શ્રી જિનચંદા ॥ **ભવિ૦** ॥ ૨ ॥ અજ અવિનાશી અકલ અજરામર, કેવલ-દંસણ નાણીજી; અવ્યાબાધ અનંતુ વીરજ, સિદ્ધ પ્રણમો ગુણખાણી ॥ **ભવિ૦** ॥ ૩ ॥ વિદ્યા સૌભાગ્ય લક્ષ્મી પીઠ, મંત્રરાજ યોગપીઠજી; સુમેરૂપીઠ એ પંચ પ્રસ્થાને, નમો આચારજ ઈઠ ॥ **ભવિ૦** ॥ ૪ ॥ અંગ

ઉપાંગ નંદી અનુયોગા, ૭ છેદને મૂલ ચારજી; દશ પયન્ના એમ પણયાલીસ, પાઠક તેહના ધાર ॥ ભવિ૦ ॥ ૫ ॥ વેદ ત્રણ ને હાસ્યાદિક ષટ, મિથ્યાત્વ ચાર કષાયજી; ચૌદ અભ્યંતર નવવિધ બાહ્યની, ગ્રંથિ તજે મુનિરાય ॥ ભવિ૦ ॥ ૬ ॥ ઉપશમ ક્ષયઉપશમ ને ક્ષાયક, દર્શન ત્રણ પ્રકારજી; શ્રદ્ધા પરિણતિ આતમકેરી, નમીએ વારંવાર ॥ ભવિ૦ ॥ ૭ ॥ અઠ્ઠાવીશ ચોદ ને ષટ દુગ એક, મત્યાદિકના જાણજી એમ એકાવન ભેદે પ્રણમો, સાતમે પદ વર નાણ ॥ ભવિ૦ ॥ ૮ ॥ નિવૃત્તિ ને પ્રવૃત્તિ ભેદે, ચારિત્ર છે વ્યવહારેજી; નિજગુણ–સ્થિરતા ચરણ તે પ્રણમો, નિશ્ચય શુદ્ધ પ્રકારે ॥ ભવિ૦ ॥ ૯ ॥ બાહ્ય અભ્યંતર તપ તે સંવર, સમતા નિર્જરા-હેતુજી; તે તપ નમીએ ભાવ ધરીને, ભવસાગરમાં સેતુ ॥ ભવિ૦ ॥ ૧૦ ॥ એ નવપદમાં પણ છે ધર્મી, ધર્મ તે વરતે ચારજી; દેવ ગુરૂ ને ધર્મ તે એહમાં, દો તીન ચાર પ્રકાર ॥ ભવિ૦ ॥ ૧૧ ॥

[1]મારગદેશક [2]અવિનાશીપણું, [3]આચાર [4]વિનય સંકેતેજી; [5]સહાયપણું ધરતા સાધુજી, [6]પ્રણમો એ-હીજ હેતે ॥ **ભવિ૦** ॥ ૧૨ ॥ વિમલેશ્વર સાન્નિધ્ય કરે તેહની, ઉત્તમ જે આરાધેજી; **પદ્મવિજય** કહે તે ભવિ–પ્રાણી, નિજ આતમ–હિત સાધે ॥ **ભવિ૦** ॥ ૧૩ ॥

---

## શ્રી સિદ્ધ સ્વરૂપ દર્શક–પૂજા.

સિદ્ધિએ નમો સિદ્ધ અનંતા, અનેહો મારા વ્હાલા રે ॥ **સિદ્ધિએ નમો૦** ॥ વરણાદિક ચઉ અળગા

---

૧–અરિહંતનો મોક્ષમાર્ગ–દેશક ગુણ, ૨-સિદ્ધનો અવિનાશીપણાનો ગુણ, ૩–આચાર્યનો જ્ઞાનાદિ પાંચ આચાર પાળવા–પળાવવાનો ગુણ, ૪–ઉપાધ્યાયનો વિનય ગુણ, ( જડ જેવા શિષ્યને પણ સુશિક્ષાના દાનથી સુવિનીત કરે એવો ગુણ. ) ૫–અન્ય ભવ્યાત્માઓને ધર્મમાર્ગમાં આલંબનરૂપ થવાનો સાધુનો ગુણ. ૬–આ પાંચને પાંચ હેતુ સમજી ત્રિકરણ શુધ્ધે પ્રણામ કરવાનો છે.

કીધા, ષટ્ સંઠાણ નહીં પરસિદ્ધા; એતો સાદિ અનંત સ્થિતિ સિદ્ધા રે ॥ સિદ્ધિ૦ ॥ ૧ ॥ ચિદ્ અવગાહ-નમાં જે ઠાયા, દેહાતીત તે સિદ્ધ કહાયા; એતો ચિદાનંદ લય પાયા રે ॥ સિદ્ધિ૦ ॥ ૨ ॥ અનંત જ્ઞાન દરશન સોહાયા, અવ્યાબાધ સુખે વળી ઠાયા; એતો ખાયક સમકિત પાયા રે ॥ સિદ્ધિ૦ ॥ ૩ ॥ એક સમય સગ રાજ સધાયા, લોક શિખર ફરસીને ઠાયા; એતો અજ અવિનાશી કહાયા રે ॥ સિદ્ધિ૦ ॥ ૪ ॥ અરૂપી અક્ષય સ્થિતિ જાસ વખાણી, અગુરૂ-લઘુ અવગાહના જાણી; એતો અનંત વીરજની ખાણી રે ॥ સિદ્ધિ૦ ॥ ૫ ॥ આપ સ્વરૂપે જેહ સરૂપી, પુદ્ગલ ત્યાગે વરતે અરૂપી; એતો નહિ નહિ રૂપા-રૂપી રે ॥ સિદ્ધિ૦ ॥ ૬ ॥ સકલ સુરાસુર સુખ સમુદાયા, તેહથી અનંતગુણું સુખ જે પાયા; એતો વચનાતીત કહાયા રે ॥ સિદ્ધિ૦ ॥ ૭ ॥ સિદ્ધ નિરં-જનના ગુણ ગાવો, પરમાનંદ મહોદય પાવો; થિર તન મન કરીને ધ્યાવો રે ॥ સિદ્ધિ૦ ॥ ૮ ॥ રૂપ-

**વિજય** કહે સિદ્ધનું ધ્યાન, ધ્યાઇયે તત્પર થઈ એકતાન; તે હોયે સિદ્ધ ભગવાન રે ॥ **સિદ્ધિ૦ ॥૯॥**

---

## શ્રી સિદ્ધચક્રની સ્તુતિઓ.

[ ૧ ]

અંગદેશ ચંપાપુરી વાસી, મયણા ને શ્રીપાળ સુખાસી, સમકિતશું મન વાસી; આદિ જિનેશ્વરની ઉલ્લાસી, ભાવે પૂજા કીધી મન આસી, ભાવ ધરી વિશ્વાસી; ગલિત કોઢ ગયો તેણે નાશી, સુવિધિશું સિદ્ધચક્ર ઉપાસી, થયો સ્વર્ગનો વાસી; આસો ચૈતર પૂરણ માસી, પ્રેમે પૂજો ભક્તિ વિકાસી, આદિ પુરૂષ અવિનાશી.

[ ૨ ]

જિનશાસન વંછિત-પૂરણ દેવ રસાલ, ભાવે ભવિ ભણીએ સિદ્ધચક્ર-ગુણમાલ; ત્રિહું કાલે એહની પૂજા કરે ઉજમાલ, તે અજર અમર પદ, સુખ પામે સુવિશાલ ॥ ૧ ॥

[ ૩ ]

પ્રહ ઉઠી વંદુ, સિદ્ધચક્ર સદાય,–જપીએ નવ પદનો, જાપ સદા સુખદાય; વિધિપૂર્વક એ તપ, જે કરે થઇ ઉજમાળ, તે સવિ સુખ પામે, જેમ મયણા શ્રીપાળ ॥ ૧ ॥

[ ૪ ]

સિદ્ધચક્ર આરાધો, સાધો વંછિત કાજ; અરિહંતાદિક પદ, સેવ્યાથી શિવરાજ; ઇમ આગમમાંહી, સિદ્ધયંત્ર શિરતાજ, વિમલેસર પૂરે, **પદ્મ** વાંછિત તુમે આજ ॥ ૧ ॥

---

## શ્રી અનંતવીર્ય–જિન–સ્તવન.

અનંતવીરજ અરિહંત! સુણો મુજ વિનતિ, અવસર પામી આજ કહું જે દિલ છતી; આતમસત્તા હારી સંસારે હું ભમ્યો, મિથ્યા અવિરતિ રંગ કષાયે બહુ દમ્યો ॥ ૧ ॥ ક્રોધદાવાનલ દગ્ધ માન–વિષધર ડસ્યો, માયા જાલે બદ્ધ લોભ–અજગર

પ્રસર્યો; મન વચ કાયા–યોગ ચપળ થયા પરવશા, પુદ્ગલ પરિચય પાપતણી અહનિશ દશા ॥ ૨ ॥ કામ–રાગે અણુનાથ્યા સાંઢ પરે ધસ્યો, સ્નેહરાગની રાચે ભવપિંજર વસ્યો; દૃષ્ટિરાગરૂચિ કાચપાચ સમકિત ગણું, આગમરીતે નાથ ! ન નિરખું નિજપણું ॥ ૩ ॥ ધર્મ દેખાડું માંડ ભાંડ પરે અતિ લહું, 'અચરે અચરે રામ' શુક પરે કહું; કપટપટુ નટુવા પરે મુનિ–મુદ્રા ધરૂં, પંચ વિષય સુખ પોષ સદોષ-વૃત્તિ ભરૂં ॥ ૪ ॥ એક દિનમાં નવ વાર 'કરેમિ ભંતે' કરૂં, ત્રિવિધ ત્રિવિધ પચ્ચક્ખાણે ક્ષણ એક નવિ ઠરૂં; મા–સાહસ ખગ રીતિ નીતિ ઘણી કહું, ઉત્તમ કુલવટ વાટ ન તે પણ નિરવહું ॥ ૫ ॥ દીનદયાળ ભૂજાળ ! પ્રભુ મહારાજ છો, જાણ આગળ શું કહેવું ? ગરીબ નિવાજ છો; પૂરવ ધાતકી ખંડ વિજય નલિનાવતી, નયરી અયોધ્યા નાયક લાયક યતિપતિ ॥ ૬ ॥ મેઘ મહીપ મંગલાવતી સુત વિજયાવતી, આનંદન ગજલંછન જગ જનતા

રતિ; ક્ષમાવિજય જિનરાજ ! અપાય નિવારજો, વિહરમાન ભગવાન ! સુનજરે તારજો ॥ ૭ ॥

---

## શ્રી આબુજી તીર્થનાં સ્તવનો.

[ ૧ ]

[ ચિત્ત ચેતો રે–એ દેશી. ]

આદિ જિણેસર પૂજતાં, દુઃખ મેટો રે ॥ આબુ-ગઢ દ્રઢ ચિત્ત. **ભવિક જઇ ભેટો રે ।** **દેલવાડે દેહરાં નમી**–દુઃખ મેટો રે ॥ ચાર પરિમિત નિત્ય–**ભવિક૦** ॥ ૧ ॥ વીશ ગજ બલ પદ્માવતી–દુઃખ૦ ॥ ચક્કેસરી દ્રવ્ય આણુ–**ભવિક૦** ॥ શંખ દીએ અંબિકા સુરી–દુઃખ૦ ॥ પંચ કોશ વહે બાણુ–**ભવિક૦** ॥ ૨ ॥ બાર પાદશાહ જીતીને–દુઃખ૦ ॥ વિમલ મંત્રી આહ્-લાદ–**ભવિક૦** ॥ દ્રવ્ય ભરી ધરતી કીયો–દુઃખ૦ ॥ ઋષભદેવ પ્રાસાદ–**ભવિક૦** ॥ ૩ ॥ બિહુત્તેર અધિકાં આઠશેં–દુઃખ૦ ॥ બિંબ પ્રમાણુ કહાય–**ભવિક૦** ॥ પન્નરશેં કારીગરે–દુઃખ૦ ॥ વર્ષ ત્રિકે તે થાય–

**ભવિક૦** ॥ ૪॥ દ્રવ્ય અનુપમ ખરચિયો-**દુ:ખ૦** ॥ લાખ ત્રેપન બાર ક્રોડ-**ભવિક૦** ॥ સંવત દશ અઠચાશીએ-**દુ:ખ૦** ॥ પ્રતિષ્ઠા કરી મન હોડી-**ભવિક૦** ॥ ૫ ॥ દેરાણી જેઠાણીના ગોખલા-**દુ:ખ૦** ॥ લાખ અઢાર પ્રમાણ-**ભવિક૦** ॥ વસ્તુપાલ તેજપાલની-**દુ:ખ૦** ॥ એ દોઈ કાંતા જાણ-**ભવિક૦** ॥ ૬ ॥ મૂળ નાયક નેમીસરૂ-**દુ:ખ૦** ॥ ચારશેં અડસઠ બિંબ-**ભવિક૦** ॥ ઋષભ ધાતુમય દેહરે-**દુ:ખ૦** ॥ એકસો પિસ્તાલીશ બિંબ-**ભવિક૦** ॥ ૭ ॥ ચઉમુખ ચૈત્ય જુહારીએ-**દુ:ખ૦** ॥ કાઉસ્સગ્ગીયા ગુણવંત-**ભવિક૦** ॥ બાણું મિત્ત તેહમાં કહું-**દુ:ખ૦** ॥ અગન્યાશી અરિ-હંત-**ભવિક૦** ॥ ૮ ॥ અચલ ગઢે પ્રભુજી ઘણા-**દુ:ખ૦** ॥ જાત્રા કરો હુંશિયાર-**ભવિક૦** ॥ કોડી તપે ફળ જે લહે-**દુ:ખ૦** ॥ તે પ્રભુ ભક્તિ વિચાર-**ભવિક૦** ॥ ૯ ॥ સાલંબન નિરાલંબને-**દુ:ખ૦** ॥ પ્રભુ ધ્યાને ભવપાર-**ભવિક૦** ॥ મંગળ લીલા પામીયે-**દુ:ખ૦** ॥ **વીરવિજય** જયકાર-**ભવિક૦** ॥ ૧૦ ॥

[ ૨ ]

[ચાલો ચાલો ને રાજ, ગિરધર રમવા જઈએ–
એ દેશી.]

આવો આવોને રાજ, શ્રી અર્બુદ ગિરિ જઈએ; શ્રી જિનવરની ભક્તિ કરીને, આતમ નિર્મળ થઈએ ાા **આવો૦ાા એ આંકણી ાા** વિમલવસહિમાં પ્રથમ જિનેશ્વર, મુખ નિરખે સુખ પઇએ; ચંપક કેતકી પ્રમુખ કુસુમવર, કંઠે ટોડર ઠવીએ ાા **આવો૦ ાા ૧ ાા** જમણે પાસે લુણગ વસહિ, શ્રી નેમીશ્વર નમીએ; રાજિમતી વર નયણે નિરખી, દુઃખ દોહગ સવિ ગમીએ ાા **આવો૦ ાા ૨ ાા** સિદ્ધાચલે શ્રી ઋષભજિનેશ્વર, રૈવતે નેમ સમરીએ; અર્બુદગિરિની યાત્રા કરતાં બિહું તીર્થ ચિત્ત ધરીએ ાા **આવો૦ ાા ૩ ાા** મંડપે મંડપે વિવિધ કોરણી, નિરખી હિયડે ઠરીએ; શ્રી જિનવરનાં બિંબ નિહાળી, નરભવ સફલો કરીએ ાા **આવો૦ ાા ૪ ાા** અચલગઢે આદીશ્વર પ્રણમી, અશુભ કર્મ સવિ હરીયે; પાસ શાંતિ નિરખ્યા જબ

નયણે, મન મોહ્યું ડુંગરીયે ।। આવો૦ ।। ૫ ।। પાજે ચઢતાં ઉજમ વાધે, જેમ ઘોડે પાખરીએ; સકલ જિનેશ્વર પૂજી કેસર, પાપપડલ સવિ હરીએ ।। આવો૦ ।। ૬ ।। એકણુ ધ્યાને પ્રભુને ધ્યાતાં, મન-માંહી નવિ ડરીએ; જ્ઞાનવિમલ કહે પ્રભુ સુપસાયે, સકલ સંઘ સુખ કરીએ ।। આવો૦ ।। ૭ ।।

---

## શ્રી રાણકપુર તીર્થનું સ્તવન.

[ ફતમલની-દેશી. ]

જગપતિ જયો જયો ઋષભ જિણંદ, ધરણા-શાહેં ધન ખરચીઓ; જગપતિ પ્રાઢ કરાવ્યો પ્રાસાદ, ઉલટભર સુરનર અરચીઓ ।। ૧ ।। જગપતિ આભશું માંડે વાદ, સોવન કલશે જલહલે, જગપતિ ચોબારો ચોશાલ, પેખંતાં પાતિક ગલે ।। ૨ ।। જગપતિ અતિ સુંદર ઉદ્દામ, નલિનીગુલ્મ-વિમાનસ્યો; જગપતિ ઉત્તમ પુણ્ય અંબાર, નિરૂપમ

ધનદ નિધાનશ્યો ॥ ૩ ॥ જગપતિ ઓલેં ઓલેં થંભ, કીધી અનોપમ કોરણી; જગપતિ કરતી નાટારંભ, પુતલીઓ ચિત્ત ચોરણી ॥ ૪ ॥ જગપતિ નાભિ નરેસર નંદ, રાણુકપુરનો રાજીઓ; જગપતિ સહુ રાયાં સિરદાર, જગમાંહે જશ ગાજીઓ ॥ ૫ ॥ જગપતિ દેવ તું દીન દયાલ, ભક્ત વત્સલ ભલે ભેટીઓ; જગપતિ દેખતાં તુજ દેદાર, મોહ તણો મદ મેટીઓ ॥ ૬ ॥ જગપતિ ઉદયરતન ઉવજ્ઝાય, સંવત સત્તર ત્રાણું સમે; જગપતિ ફાગણ વદિ પડવે રે દિન, સાદડી સંઘ સહિત નમે ॥ ૭ ॥

---

## શ્રી સમ્મેતશિખરગિરિનાં સ્તવનો.

[ ૧ ]

( ક્રીડા કરી ઘરે આવીઓ–એ દેશી. )

સમ્મેતશિખર જિન વંદીયે, મ્હોટું તીરથ એહ રે; પાર પમાડે ભવ તણો, તીરથ કહિયે તેહ રે

**॥ સ૦ ॥ ૧ ॥ અજિતથી સુમતિ** જિણંદ લગે, સહસ મુનિ પરિવાર રે; **પદ્મપ્રભ** શિવ-સુખ વર્યા, ત્રણસેં અડ અણગાર રે **॥ સ૦ ॥ ૨ ॥** પાંચશેં મુનિ પરિવારશું, શ્રી **સુપાસ** જિણંદ રે; **ચંદ્રપ્રભ શ્રેયાંસ લગે**, સાથે સહસ મુણિંદ રે **॥ સ૦ ॥ ૩ ॥** ૭ હજાર મુનિરાજશું, **વિમલ-જિનેશ્વર** સિદ્ધા રે; સાત સહસશું **ચૌદમા**, નિજ કારજ વર કીધાં રે **॥ સ૦ ॥ ૪ ॥** એકસો આઠશું **ધર્મજી**, નવસેંશું **શાંતિનાથ** રે; **કુંથુ અર** એક સહસશું, સાચો શિવપુર સાથ રે **॥ સ૦ ॥ ૫ ॥ મલ્લિનાથ** શત પાંચશું, મુનિ **નમિ** એક હજાર રે; તેત્રીશ મુનિ યુત **પાસજી**, વરીયા શિવસુખ સાર રે **॥ સ૦ ॥ ૬ ॥** સત્તાવીશ સહસ ત્રણશેં, ઉપર ઓગણપચાસ રે; જિન પરિકર બીજા કેઈ, પામ્યા શિવપુર વાસ રે **॥ સ૦ ॥ ૭ ॥** એ વીશે જિન એણે ગિરિ, સિદ્ધા અણસણ લેઈ રે; **પદ્મવિજય** કહે પ્રણમીયે, પાસ શામલનું ચેઈ રે **॥ સમ૦ ॥ ૮ ॥**

[ ૨ ]

જઈ પૂજો લાલ, સમેતશિખર ગિરિ ઉપર પાસજી શામળા; જિનભક્તિ લાલ, કરતાં જિનપદ પાવે ટળે ભવ આમળા ॥ **એ આંકણી** ॥ છ રી પાળી દરિસન કરીએ, ભવ ભવ સંચિત પાતિક હરીએ; નિજ આતમ પુણ્ય રસે ભરીએ ॥ જઈ૦ ॥ ૧ ॥ એ ગિરિવર નિત્ય સેવા કીજે, જિમ શિવ સુખડાં કરમાં લીજે; ચિદાનંદ સુધારસ નિત્ય પીજે ॥ જઈ૦ ॥ ૨ ॥ જિહાં શિવરમણી વરવા આવ્યા, અજિતાદિક વીશે જિનરાયા; બહુ મુનિવર યુત શિવવધૂ પાયા ॥ જઈ૦ ॥ ૩ ॥ તેણે એ ઉત્તમ ગિરિવર જાણો, કરો સેવા આતમ કરી શાણો; એ ફરી ફરી નહિ આવે ટાણો ॥ જઈ૦ ॥ ૪ ॥ તુમે ધન કણ કંચનની માયા, કરતાં અશુચિ કીધી કાયા; કેમ તરશો વિણ એ ગિરિરાયા ॥ જઈ૦ ॥ ૫ ॥ એમ શુભ મતિ વચન સુણી તાજા, એ ભજો જગગુરૂ આતમ રાજા; ગિરિ ફરસે ધરી મન શુચિ માજા ॥ જઈ૦ ॥ ૬ ॥ સંવત શર ઋષિ ગજ

ચંદ સમે, ફાગણ શુદિ ત્રીજ બુધવાર ગમે; ગિરિ દરિસણ કરતાં ચિત્ત રમે ॥ જઈ૦ ॥ ૭ ॥ પ્રભુપદ પદ્મ તણી સેવા, કરતાં નિત્ય લહીએ શિવ મેવા; કહે **રૂપવિજય** મુજ તે હેવા ॥ જઈ૦ ॥ ૮ ॥

[ ૩ ]

**આજ સફલ દિન ઉગ્યો હો**, શ્રી સમ્મેત શિખર ગિરિ ભેટીયો રે; કાંઈ જાગ્યા પુન્ય અંકુર, ભૂલ અનાદિની ભાંગી હો; અબ જાગી સમકિત વાસના રે, કાંઈ પ્રગટયો આનંદ પૂર ॥ આજ૦ ॥ ૧ ॥ વિષમ પહાડની ઝાડી હો, નદી આડી ઓલંઘી ઘણી રે; કાંઈ ઓલંઘ્યા બહુ દેશ, શ્રી ગિરિ-રાજને નિરખી હો; મન હરખી દુઃખડાં વિસર્યાં રે, કાંઈ પ્રગટ્યો ભાવ વિશેષ ॥ આજ૦ ॥ ૨ ॥ વીશ ટુંકે ભગતે હો, વલી વિશે જિનપતિ રે; મેં ભેટયા ધરી બહુ ભાવ, શામલા પાસજી હો; તવ ધ્રૂજ્યા મોહાદિક રિપુ રે, એ તીરથ ભવ જલ નાવ ॥ આજ૦ ॥ ૩ ॥ તીરથ સેવા મેવા હો, મુજ

હેવા લેવાને ઘણું રે; તે પૂરણ પામ્યો આજ, ત્રણ ભુવન ઠકુરાઈ હો; મુજ આઈ સઘળી હાથમાં રે, કાંઇ સિધ્યાં સઘળાં કાજ ॥ આજ૦ ॥ ૪ ॥ આશ પાસ મુજ પૂરે હો, દુઃખ ચૂરે શામલીયો સદા રે; ત્રેવીશમો જિનરાજ, એ પ્રભુના પદ પદ્મે; સુખ પદ્મે મુજ મન મોહીયું રે, કવિ **રૂપવિજય** કહે ॥ **આજ૦** ॥ ૫ ॥

[ ૪ ]

( વીરકુંવરની વાતડી-**એ** રાગ. )

સમેતશિખરની જાતરા નિત્ય કરીયે, નિત્ય કરીયે રે નિત્ય કરાયે; નિત્ય કરીયે તો દુરિત નીહરીયે, તરીયે સંસાર ॥ **સમેત૦** ॥ ૧ ॥ શિવવધૂ વરવા આવીયા મન રંગે, વીશ જિનવર અતિ ઉછરંગે, ગિરિ ચડીયા ચડતે રંગે, કરવા નિજ કાજ ॥ **સમેત૦** ॥ ૨ ॥ અજિતાદિ વીશ જિનેશ્વરા વીશ ટૂંકે, કીધું અણસણ કિરિયા ન ચૂકે; ધ્યાન શુકલ હૃદયથી ન મૂકે, પાયા પદ નિરવાણ ॥ **સમેત૦** ॥ ૩ ॥ શિવ

સુખ ભોગી તે થયા જિનરાયા, ભાંગે સાદિ અનંત કહાયા; પર પુદ્‌ગલ સંગ છોડાયા, ધન્ય ધન્ય જિનરાય ॥ **સમેત૦** ॥ ૪ ॥ તારણ તીરથ તેહથી તે કહીયે, નિત્ય તેહની છાયામાં રહીયે; રહીયે તો સુખિયા થઇએ, બીજું શરણ ન કોય ॥ **સમેત૦** ॥ ૫ ॥ ઓગણીસેં બાસઠ માઘની વદિ જાણો, ચતુર્દશી શ્રેષ્ઠ વખાણો; હમે ભેટયો તીરથનો રાણો, રંગે ગુરૂવાર ॥ **સમેત૦** ॥ ૬ ॥ ઉત્તમ તીરથ જાતરા જે કરશે વલી જિન આજ્ઞા શિર ધરશે; કહે **વીરવિજય** તે વરશે, મંગલ શિવમાળ ॥ **સમેત૦** ॥ ૭ ॥

---

## શ્રી અષ્ટાપદગિરિતીર્થનું સ્તવન.

**અષ્ટાપદ અરિહંતજી, મ્હારા વ્હાલાજી રે;** આદીશ્વર અવધાર, **નમીયે નેહશું-મ્હારા૦** ॥ દશ હજાર મુણિંદશું-મ્હારા૦, વરિયા શિવ-વધૂ સાર-**નમીયે૦** ॥ ૧ ॥ ભરત ભૂપે ભાવે કર્યો-**મ્હારા૦**, ચઉ-મુખ ચૈત્ય ઉદાર-**નમીયે૦**; જિનવર ચોવીશે જિહાં-**મ્હારા૦**, થાપ્યા અતિ મનોહાર-**નમીયે૦**॥ ૨॥

વરણુ પ્રમાણે વિરાજતા-**મ્હારા૦**, લંછન ને અલંકાર-**-નમીયે૦** સમ નાસાયે શોભતા-**મ્હારા૦**, ચિહું દિશે ચાર પ્રકાર-**નમીયે૦** ॥ ૩ ॥ મંદોદરી રાવણુ તિહાં-**મ્હારા૦**, નાટક કરતાં વિચાલ-**નમીયે૦**; ત્રુટિ તાંત તવ રાવણે-**મ્હારા૦**, નિજ કર વીણા તતકાલ **-નમીયે૦** ॥ ૪ ॥ કરી બજાવી તિણે સમે-**મ્હારા૦**, પણુ નવિ તોડયું તે તાન-**નમીયે૦**; તીર્થંકર-પદ બાંધીયું-**મ્હારા૦**; અદ્દભુત ભાવશું ગાન-**નમીયે૦** ॥ ૫ ॥ નિજ લબ્ધે ગૌતમ ગુરૂ-**મ્હારા૦**, કરવા આવ્યા તે જાત-**નમીયે૦**; જગ-ચિંતામણિ તિહાં કર્યું-**મ્હારા૦**, તાપસ બોધ વિખ્યાત-**નમીયે૦** ॥ ૬ ॥ એ ગિરિ મહિમા મ્હોટકો-**મ્હારા૦**; તેણે ભવ પામે જે સિદ્ધ-**નમીયે૦**; જે નિજ લબ્ધે જિન નમે-**મ્હારા૦**, પામે શાશ્વત ઋદ્ધિ-**નમીયે૦** ॥ ૭ ॥ **પદ્મવિજય** કહે એહનાં-**મ્હારા૦**, કેતાં કરૂં રે વખાણ **-નમીયે૦**; વીરે સ્વમુખે વરણુવ્યો-**મ્હારા૦**, નમતાં કોડી કલ્યાણુ-**નમીયે૦** ॥ ૮ ॥

શ્રી સિદ્ધાચલ-મહાતીર્થાદિ સ્તવનાવલી.

## : પાંચમો વિભાગ :

### અનન્ત-ઉપકારી શ્રી જિનેશ્વરદેવોની અષ્ટપ્રકારી પૂજા કરવાનો ક્રમ તથા તે પૂજા કરતાં બોલવાના દુહા : સ્નાત્રપૂજા : અને પુણ્ય પ્રકાશનું સ્તવન વિગેરે.

## શ્રી જિનપૂજાની સાત શુદ્ધિ.

શ્રાવકોએ રોજ શ્રી જિનેશ્વર દેવોની દ્રવ્યથી અને ભાવથી-એમ ઉભય પ્રકારે પૂજા કરવી જોઈએ. અષ્ટ પ્રકારી પૂજા એ દ્રવ્ય-પૂજા છે અને તેના કરનારે સાત પ્રકારની શુદ્ધિ જાળવવામાં પણ ઉપ-યોગવાળા બનવું જોઇએ. એને માટે, ચોસઠ પ્રકારી પૂજામાં કહ્યું છે કેઃ—

**'સાતે શુદ્ધિ સમાચરી રે, પૂજીશું અમે રંગે લાલ'**

આ સાત શુદ્ધિનાં નામો નીચે મુજબ છેઃ-

૧ ૨ ૩ ૪ ૫
**અંગ વસન મન ભૂમિકા, પૂજોપકરણ સાર;**
૬ ૭
**ન્યાયદ્રવ્ય વિધિશુદ્ધતા, શુદ્ધિ સાત પ્રકાર. ૧.**

૧. **અંગશુદ્ધિ**—શરીર બરાબર શુદ્ધ થઈ રહે એટલા માપસર જળથી સ્નાન કરીને કોરા રૂમાલથી શરીરને બરાબર લુંછવું તથા નહાવાનું પાણી ઢોળતાં જીવ જંતુની વિરાધના ન થાય એ ધ્યાનમાં રાખવું.

૨. **વસ્ત્રશુદ્ધિ**—પૂજા માટે પુરૂષોએ બે વસ્ત્ર અને સ્ત્રીઓએ ત્રણ વસ્ત્ર તથા રૂમાલ રાખવો. પુરૂ-ષોએ મુખકોશ માટે રૂમાલ રાખવાનો નથી. પૂજા માટેનાં વસ્ત્રો સફેદ, ફાટયા કે બળ્યા વગરનાં તથા સાંધ્યા વિનાનાં રાખવાં. વસ્ત્રો હંમેશાં ચોકખાં રહે તેમ કરવું. એ વસ્ત્રો બીજા કોઈ પણ કામમાં પહેરવાં નહિ. પૂજાનાં કપડાં પહેરીને વગર ન્હાયેલાને અડવું નહિ.

૩. **મનઃશુદ્ધિ**—જેમ બને તેમ મનને પૂજામાં સ્થિર કરવું. બીજું બધું તે વખતે ભૂલી જવું.

૪. **ભૂમિશુદ્ધિ**—દેરાસરમાં કાજો બરાબર લીધો

છે કે કેમ તે જોવું. પૂજાનાં સાધનો લેવા-મૂકવાની જગ્યા પણ જેમ બને તેમ શુદ્ધ રાખવી.

૫. **ઉપકરણશુદ્ધિ**—પૂજામાં જોઈતાં ઉપકરણો કેસર, સુખડ, પુષ્પ, ધુપ, અગરબત્તી, દીપક, ચોખા ફળ, નૈવેદ્ય વિગેરે જેમ બને તેમ ઉંચી જાતિનાં પોતાના ઘરનાં લાવવાં. કળશ, ધૂપધાણું, ફાનસ, અંગલુંછણાં વિગેરે સાધનો ખૂબ ઉજળાં ચકચકાટ રાખવાં. જેમ ઉપકરણની શુદ્ધિ વધારે, તેમ આલ્હાદ વધારે આવશે અને ભાવની વૃદ્ધિ થશે.

૬. **દ્રવ્યશુદ્ધિ**—જિનપૂજા આદિ શુભ કાર્યમાં વપરાતું દ્રવ્ય જો ન્યાયથી ઉપાર્જન કરેલું હોય, તો ભાવની બહુજ વૃદ્ધિ થાય છે.

૭. **વિધિશુદ્ધિ**—સ્નાન કરીને શુદ્ધ ઉજળાં વસ્ત્ર પહેરી, પૂજાનાં ઉપકરણો લઈ, શુભ ભાવના ભાવતા જિનમંદિરે જવું. રસ્તામાં કોઈ અશુદ્ધ વસ્તુનો સ્પર્શ ન થઈ જાય એ ધ્યાનમાં રાખવું.



## શ્રી જિનમન્દિરમાં પ્રવેશ.

દેરાસરમાં પેસતાં પ્રથમ ' નિસીહિ ' કહેવી. છેટેથી પ્રભુનું મુખ જોતાં ભક્તિપૂર્વક બે હાથ ભેગા કરી મસ્તકે લગાડી ' નમો જિણાણં ' બોલવું. જ્યાં પ્રદક્ષિણા ફરી શકાય ત્યાં ત્રણ પ્રદક્ષિણા દેવી. પ્રદક્ષિણા ફરતાં અને ફર્યા પછી દેરાસરમાંથી આશાતના ટાળવા બનતું કરવું. પછી મૂળનાયક સન્મુખ જઈ સ્તુતિના શ્લોકો બોલવા. પુરૂષોએ જમણી અને સ્ત્રીઓએ ડાબી બાજુએ ઉભા રહેવું. સ્તુતિ બોલતી વખતે પોતાનું અર્ધું અંગ નમાવવું.

પૂજા કરનારે પોતાના કપાલમાં, ગળે, છાતીએ અને નાભિએ–એમ ચાર તિલક કરવાં. પછી બીજી વખત ' નિસીહિ ' કહી દ્રવ્યપૂજામાં જોડાવું.

---

## અષ્ટપ્રકારી પૂજાનો ક્રમ.

અષ્ટપ્રકારી પૂજા એટલે આઠ પ્રકારોથી શ્રી જિનેશ્વરદેવની પૂજા કરવી. એ આઠ પ્રકારોમાં પહેલા ત્રણ

પ્રકારોની પૂજાને અંગપૂજા કહેવાય છે, જ્યારે બાકીના પાંચ પ્રકારોની પૂજાને અગ્રપૂજા કહેવાય છે. પહેલી ત્રણ પૂજા પ્રભુના અંગને સ્પર્શ કરીને કરવાની હોવાથી, તેને '**અંગપૂજા**' કહેવાય છે અને બીજી પાંચ પૂજા પ્રભુની સન્મુખ રહીને કરવાની હોવાથી '**અગ્રપૂજા**' કહેવાય છે.

જેને શરીરમાંથી રસી ઝરતી હોય તેણે અંગપૂજા પોતાનાં ચંદન-પુષ્પ આદિથી બીજા પાસે કરાવી, અગ્રપૂજા તથા ભાવપૂજા પોતે કરવી.

૧. **જલપૂજા**—પ્રથમ પંચામૃતથી [ દુધ, દહીં, સાકર, ઘી અને પાણી ભેગાં કરીને ] શ્રી જિન-પ્રતિમા આદિને ન્હવણ કરી ચોકખા પાણીથી ન્હવણ કરવું. ત્રણ અંગલુંછણાં પોતાના હાથે જ બહુમાનપૂર્વક બરાબર કરવાં.

## જલપૂજાના દુહા.

જલપૂજા જુગતે કરો, મેલ અનાદિ વિનાશ;<br>
જલપૂજા ફલ મુજ હજો, માગો એમ પ્રભુ પાસ. ૧

જ્ઞાન–કલશ ભરી આતમા, સમતારસ ભરપૂર;
શ્રી જિનને નવરાવતાં, કર્મ હોયે ચકચૂર. ૨

મેરૂશિખર નવરાવે હો સુરપતિ–મેરૂશિખર૦
જન્મકાળ જિનવરજીકો, જાણી પંચ રૂપ કરી આવે.
હો સુર૦ ૧

રતન પ્રમુખ અડજાતિના કળશા, ઔષધિ ચુરણ મિલાવે;
ખીરસમુદ્ર તીર્થોદક આણી, સ્નાત્ર કરી ગુણ ગાવે.
હો સુર૦ ૨

એણિપરે જિનપ્રતિમાકો ન્હવણ કરી, બોધિબીજ માનું વાવે; અનુક્રમે ગુણરત્નાકર ફરસી, જિન ઉત્તમ પદ પાવે. હો સુર૦ ૩

[ માલકોશ. ]

આનંદભર, ન્હવણ કરો જિનચંદ,
કંચન–રતન–કળશ જલ ભરકે, મહકે બરાસ સુગંધ;
સુરગિરિ ઉપર સુરપતિ સધરે, પૂજે ત્રિભુવન ઈંદ.
આનંદ૦ ૧

શ્રાવક તિમ જિન ન્હવણ કરીને, કાટે કલિમલ ફંદ;
**આતમ** નિર્મલ સબ અઘ ટારી, અરિહંત રૂપ અમંદ,
**આનંદ૦ ૨**

૨. **ચંદનપૂજા**—કેસર, બરાસ, સુખડ વિગેરેથી વિલેપન-પૂજા કરવી. નવ અંગે તિલક કરવાં. પૂજા કરતાં નખ કેસરમાં બોળાય નહિ અને પ્રભુને અડે નહિ તથા કેસરના છાંટા પડે નહિ, એ ધ્યાનમાં રાખવું.

**ચંદન-પૂજાનો દુહો.**

શીતલ ગુણ જેહમાં રહ્યો, શીતલ પ્રભુ મુખ રંગ;
આત્મ શીતલ કરવા ભણી, પૂજો અરિહા અંગ. ૧

**નવ અંગ પૂજાના દુહા.**

જલભરી સંપુટ પત્રમાં, યુગલિક નર પૂજંત;
ઋષભ ચરણ અંગૂઠડે, દાયક ભવજલ અંત. ૧
[ પ્રભુના જમણા-ડાબા અંગૂઠે તિલક કરવું. ]
જાનુબળે કાઉસ્સગ્ગ રહ્યા, વિચર્યા દેશ-વિદેશ;
ખડા ખડા કેવળ લહ્યું, પૂજો જાનુ નરેશ. ૨
[ પ્રભુના જમણા-ડાબા ઢીંચણે તિલક કરવું. ]

લોકાંતિક વચને કરી, વરસ્યા વરસી-દાન;
કર કાંડે પ્રભુપૂજના, પૂજો ભવી બહુ માન. ૩
[ પ્રભુના જમણા-ડાબા કાંડે તિલક કરવું. ]
માન ગયું દોય અંસથી, દેખી વીર્ય અનંત;
ભુજાબળે ભવજલ તર્યા, પૂજો ખંધ મહંત. ૪
[ પ્રભુના જમણા-ડાબા ખભે તિલક કરવું. ]
સિદ્ધશિલા ગુણ ઉજળી, લોકાંતે ભગવંત;
વસિયા તેણે કારણ ભવી, શિરશિખા પૂજંત. ૫
[ પ્રભુની મસ્તક-શિખાએ તિલક કરવું. ]
તીર્થંકર પદ પુન્યથી, ત્રિભુવન જન સેવંત;
ત્રિભુવનતિલક સમા પ્રભુ, ભાવતિલક જયવંત. ૬
[ પ્રભુના કપાલમાં તિલક કરવું. ]
સોળ પહોર પ્રભુ દેશના, કંઠે વિવર વર્તુલ;
મધુર ધ્વનિ સુરનર સુણે, તેણે ગળે તિલક અમૂલ. ૭
[ પ્રભુના કંઠે તિલક કરવું. ]
હૃદયકમળ ઉપશમ બળે, બાળ્યા રાગ ને રોશ;
હિમ દહે વનખંડને, હૃદય તિલક સંતોષ. ૮
[ પ્રભુની છાતીએ તિલક કરવું. ]

રત્નત્રયી ગુણ ઉજળી, સકલ સુગુણ વિશ્રરામ;
નાભિ કમલની પૂજના, કરતાં અવિચલ ધામ. ૯

[ પ્રભુની નાભિએ તિલક કરવું. ]

ઉપદેશક નવ તત્ત્વના, તેણે નવ અંગ જિણિંદ;
પૂજો બહુવિધ રાગથી, કહે **શુભવીર** મુણિંદ. ૧૦

**૩. પુષ્પપૂજા**—સરસ, સુગંધીવાળાં અને અખંડ પુષ્પો ચઢાવવાં. નીચે પડેલ પુષ્પ ચઢાવવું નહિ.

### પુષ્પ-પૂજાનો દુહો.

સુરભિ અખંડ કુસુમ ગ્રહી, પૂજો ગતસંતાપ;
સુમજંતુ ભવ્યજ પરે, કરીયે સમકિત છાપ. ૧

**૪. ધૂપપૂજા**—ગભારાની બહાર પ્રભુથી ડાબી બાજુએ ઉભા રહી ધૂપ કરવો.

### ધૂપ-પૂજાનો દુહો.

ધ્યાનઘટા પ્રગટાવીયે, વામનયન જિન ધૂપ;
મિચ્છત્ત દુર્ગંધ દૂરે ટળે, પ્રગટે આત્મસ્વરૂપ. ૧

**૫. દીપકપૂજા**—પ્રભુની જમણી બાજુએ ઉભા રહી દીપકપૂજા કરવી.

## દીપક-પૂજાનો દુહો.

દ્રવ્ય દીપ સુવિવેકથી, કરતાં દુઃખ હોય ફોક;
ભાવ પ્રદીપ પ્રગટ હુએ, ભાસિત લોકાલોક. ૧

૬. **અક્ષતપૂજા**—અખંડ ચોખા વડે સાથિયો, નંદાવર્ત્ત વિગેરે કરવું.

## અક્ષત-પૂજાનો દુહો.

શુદ્ધ અખંડ અક્ષત ગ્રહી, નંદાવર્ત વિશાલ;
પૂરી પ્રભુસન્મુખ રહો, ટાલી સકલ જંજાલ. ૧

## : સાથિઓ કરતી વખતે બોલવાના દુહા :

ચિહુંગતિ ભ્રમણ સંસારમાં, જન્મ-મરણ જંજાળ;
અષ્ટકર્મ નિવારીને, માગું મોક્ષ ફલ સાર. ૧
દર્શન-જ્ઞાન-ચારિત્રના, આરાધનથી સાર;
સિદ્ધશિલાની ઉપરે, હો મુજ વાસ શ્રીકાર. ૨

૭. **નૈવેદ્યપૂજા**—સાકર, પતાસાં, ઉત્તમ મીઠાઈ વિગેરે નૈવેદ્ય સાથિયા ઉપર મૂકવું.

## નૈવેદ્ય-પૂજાનો દુહો.

અણાહારી પદ મેં કર્યા, વિગ્ગહ ગઈય અનંત;
દૂર કરી તે દીજીયે, અણાહારી શિવ સંત. ૧

૮. **ફલપૂજા**—બદામ, સોપારી, શ્રીફળ અને પાકાં ફળો સિદ્ધશિલા ઉપર મૂકવાં.

**ફલ-પૂજાનો દુહો.**

ઇન્દ્રાદિક પૂજા ભણી, ફલ લાવે ધરી રાગ;
પુરૂષોત્તમ પૂજી કરી, માગે શિવફલ ત્યાગ. ૧

આ રીતે અષ્ટપ્રકારી પૂજા કર્યા બાદ ચામર વિગેરેથી પૂજા કરવી.

**: ચામર-પૂજા કરતાં બોલવાનો દુહો :**

બે બાજુ ચામર ઢાળે, એક આગળ વજ્ર ઉલાળે,
જઈ મેરૂ ધરી ઉત્સંગે, ઈન્દ્ર ચોસઠ મલીયા રંગે;
પ્રભુ પાસનું મુખડું જોવા, ભવોભવનાં પાતિક ખોવા.૧

(દ્રવ્યપૂજા બધી પૂરી કર્યા પછી ત્રીજી વખતની 'નિસીહિ' કહી ચૈત્યવંદનાદિ ભાવપૂજામાં જોડાવું.)

## પંડિત શ્રી વીરવિજયજી-કૃત

# સ્નાત્ર-પૂજા.

## સ્નાત્ર-વિધિ.

૧. પ્રથમ ત્રણ ગઢને બદલે સુંદર ત્રણ બાજોઠ મૂકી તે ઉપર સિંહાસન મૂકવું.

૨. પછી નીચેના બાજોઠ ઉપર વચમાં કેસરનો સાથિયો કરી, ઉપર ચોખા પૂરીને શ્રીફળ મૂકવું.

૩. પછી તેજ બાજોઠ ઉપર કેસરના સાથિયા આગળ બીજા ચાર સાથિયા કરી, તે ઉપર ચાર કળશોને નાડાછડી બાંધી, તેમાં પંચામૃત ( દુધ, દહીં, ઘી, પાણી અને સાકરનું મિશ્રણ ) ભરીને મૂકવા.

૪. સિંહાસનના મધ્ય ભાગમાં કેસરનો સાથિયો કરી, ચોખા પૂરી, રૂપાનાણું મૂકી, ત્રણ નવકાર ગણી તેના ઉપર ધાતુનાં પ્રતિમાજી પધરાવવાં.

૫. વળી પ્રતિમાજીની આગળ બીજો સાથિયો કરી તેના ઉપર શ્રી સિદ્ધચક્રજી પધરાવવા.

૬. પ્રતિમાજીની જમણી બાજુએ પ્રતિમાજીની નાસિકા સુધી ઉંચો ઘીનો દીવો મૂકવો.

૭. પછી સ્નાત્રીયાઓએ હાથે નાડાછડી બાંધી, હાથમાં પંચામૃત ભરેલો કળશ લઈ, ત્રણ નવકાર ગણી, પ્રભુજી તેમજ શ્રી સિદ્ધચક્રજીને પખાળ કરવો.

૮. પછી વાળાકુંચી કરી, પાણીનો પખાળ કરી ત્રણ અંગલુંછણાં કરી, કેસર વડે પૂજા કરવી.

૯. પછી હાથ ધૂપી, પોતાના જમણા હાથની હથેલીમાં કેસરનો ચાંલ્લો કરવો.

૧૦. પછી પહેલાં કળશ લઇને અને તે પછી જણાવ્યું છે ત્યાં કુસુમાંજલિનો ( કેસર, ચોખા અને પુષ્પનો ) થાળ લઈ સ્નાત્રીયાઓએ ઉભા રહેવું.

---

## સ્નાત્રપૂજા.

( પ્રથમ કલશ લઈને ઉભા રહેવું. )

### કાવ્યં ( દ્રુતવિલંબિત વૃત્તમ્ )

સરસશાન્તિસુધારસસાગરં, શુચિતરં ગુણરત્નમહાગરં;
ભવિકપંકજબોધદિવાકરં, પ્રતિદિનં પ્રણમામિ જિનેશ્વરં ૧

[ અહીં પખાલ કરવો. પછી– ]

### દુહા.

કુસુમાભરણ ઉતારીને, પડિમા ધરિય વિવેક;
મજ્જન પીઠે થાપીને, કરીયે જલ અભિષેક. ૨

[ કુસુમાંજલિની થાળી લઈને ઉભા રહેવું. પછી– ]

## ગાથા-આર્યા-ગીતિ.

જિણ ! જમ્મસમયે, મેરૂસિહરે રયણકણયકલસેહિં;
દેવાસુરહિ ણ્હવિઉ, તે ધન્ના જેહિં દિટ્ઠોસિ. ૩

[ પ્રભુના જમણા અંગૂઠે કુસુમાંજલિ મૂકવી. પછી-]

## કુસુમાંજલિ-ઢાલ.

નિર્મલ જલ કલશે ન્હવરાવે, વસ્ત્ર અમૂલક અંગ ધરાવે;
કુસુમાંજલિ મેલો આદિજિણંદા: સિદ્ધસ્વરૂપી અંગ પખાલી, આતમ નિર્મલ હુઈ સુકુમાલી—કુ૦ ૪

## ગાથા-આર્યા-ગીતિ.

મચકુંદ ચંપ માલઈ, કમલાઈ પુપ્ફપંચ વણ્ણાઇં;
જગનાહ ન્હવણ સમયે, દેવા કુસુમાંજલિં દિન્તિ. ૫

નમોऽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ

## કુસુમાંજલિ-ઢાલ.

રયણ-સિંહાસન જિન થાપીજે, કુસુમાંજલિ પ્રભુચરણે દીજે; કુસુમાંજલિ મેલો શાન્તિ જિણંદા. ૬

## દુહા.

જિણ તિહું કાલય સિદ્ધની, પડિમા ગુણભંડાર;
તસુ ચરણે કુસુમાંજલિ, ભવિક દુરિત હરનાર. ૭

નમોઽર્હત્૦

## કુસુમાંજલિ—ઢાલ.

કૃષ્ણાગરૂવર ધૂપ ધરીજે, સુગંધવર કુસુમાંજલિ દીજે;
કુસુમાંજલિ મેલો નેમિ જિણંદા. ૮

## ગાથા-આર્યા-ગીતિ.

જસુ પરિમલબલદહદિસિં, મહુકરઝંકારસદ્દસંગીયા;
જિનચલણોવરિ મુક્કા, સુરનર કુસુમાંજલિ સિદ્ધા. ૯

નમોઽર્હત્૦

## કુસુમાંજલિ—ઢાલ.

પાસ જિણેસર જગ જયકારી, જલથલ ફુલ ઉદક કરધારી;
કુસુમાંજલિ મેલો પાર્શ્વજિણંદા. ૧૦

## દુહા.

મૂકે કુસુમાંજલિ સુરા, વીર ચરણ સુકુમાલ;
તે કુસુમાંજલિ ભવિકનાં, પાપ હરે ત્રણ કાલ. ૧૧

નમોઽર્હત્૦

## કુસુમાંજલિ—ઢાલ.

વિવિધ કુસુમ વર જાતિ ગહેવી, જિનચરણે પણમંત ઠવેવી;
કુસુમાંજલિ મેલો વીર જિણંદા. ૧૨

## વસ્તુ-છંદ.

ન્હવણકાલે ન્હવણકાલે, દેવદાણવ સમુચ્ચિય,
કુસુમાંજલિ તહિં સંઠવિય, પસરંત દિસિ પરિમલ સુગંધિય,
જિણપયકમલે નિવડઇ, વિગ્ઘહર જસ નામ મંતો;
અનંત ચઉવીસ જિન, વાસવ મલીય અસેસ,
સા કુસુમાંજલિ સુહકરો, ચઉવિહ સંઘ વિશેષ,
કુસુમાંજલિ મેલો ચઉવીસ જિણંદા. ૧૩

નમોऽર્હત્૦

## કુસુમાંજલિ-ઢાલ.

અનંત ચઉવીસી જિનજી જુહારૂં, વર્તમાન ચઉવીસી સંભારૂં; કુસુમાંજલિ મેલો ચોવીસ જિણંદા. ૧૪

## દુહા.

મહાવિદેહે સંપ્રતિ, વિહરમાન જિન વીશ;
ભક્તિ ભરે તે પૂજિયા, કરો સંઘ સુજગીશ. ૧૫

નમોऽર્હત્૦

## કુસુમાંજલિ-ઢાલ.

અપછરમંડલિ ગીત ઉચ્ચારા, શ્રી શુભ વીરવિજય જયકારા; કુસુમાંજલિ મેલો સર્વ જિણંદા. ૧૬

( પછી સ્નાત્રીયા ત્રણ ખમાસમણ દેઈ જગચિંતા-મણિનું ચૈત્યવંદન કરી 'નમોત્થુણં' કહી સમ્પૂર્ણ જયવીય-રાય પર્યંત કહે. **પછી**–હાથ ધૂપી, મુખકોશ બાંધી, કળશ લેઈ, ઉભા રહીને કળશ કહે:– )

## અથ કળશ.

સયલ જિણેસર પાય નમી, કલ્યાણક વિધિ તાસ;
વર્ણવતાં સુણતાં થકાં, સંઘની પૂગે આશ. ૧

## ઢાલ.

સમકિત ગુણઠાણે પરિણમ્યા, વળી વ્રતધર સંયમ સુખ રમ્યા; વીસ સ્થાનક વિધિએ તપ કરી,
એસી ભાવદયા દીલમાં ધરી. ૧
જો હોવે મુજ શક્તિ ઈસી, સવિ જીવ કરૂં શાસનરસી;
શુચિરસ ઢલતે તિહાં બાંધંતા, તીર્થંકર નામ નિકાચંતા. ૨
સરાગથી સંયમ આચરી, વચમાં એક દેવનો ભવ કરી;
ચ્યવી પન્નર ક્ષેત્રે અવતરે, મધ્ય ખંડે પણ રાજવી કુલે. ૩
પટરાણી કુખે ગુણનીલો, જેમ માનસરોવર હંસલો;
સુખ શય્યાયે રજની શેષે, ઉતરતાં ચૌદ સુપન દેખે. ૪

## ઢાલ-સ્વપ્નની.

પહેલે ગજવર દીઠો, બીજે વૃષભ પઇઠ્ઠો;
ત્રીજે કેશરી સિંહ, ચોથે લક્ષ્મી અબીહ. ૧
પાંચમે ફુલની માળા, છઠ્ઠે ચન્દ્ર વિશાળા;
રવિ રાતો ધ્વજ મોહોટો, પૂરણ કળશ નહિ છોટો. ૨
દશમે પદ્મ સરોવર, અગિયારમે રત્નાકર;
ભુવન વિમાન રત્નગંજી, અગ્નિશિખા ધૂમ વર્જી. ૩
સ્વપ્ન લહી જઈ રાયને ભાસે, રાજા અર્થ પ્રકાશે;
પુત્ર તીર્થંકર ત્રિભુવન નમશે, સકલ મનોરથ ફળશે. ૪

### વસ્તુ-છંદ.

અવધિ નાણે અવધિ નાણે, ઉપના જિનરાજ,
જગત જસ પરમાણુઆ, વિસ્તર્યાં વિશ્વજંતુ સુખકાર,
મિથ્યાત્વ તારા નિર્મલા, ધર્મઉદય પરભાત સુંદર;
માતા પણ આનંદિયા, જાગતી ધર્મ વિધાન;
જાણંતી જગતિલક સમો, હોશે પુત્ર પ્રધાન. ૧

### દુહા.

શુભ લગ્ને જિન જનમીયા, નારકીમાં સુખ જ્યોત;
સુખ પામ્યા ત્રિભુવન જના, હુઓ જગત ઉદ્યોત. ૧

## ઢાલ.

સાંભળો કળશ જિન-મહોત્સવનો ઈહાં,
છપ્પન કુમરી દિશિ, વિદિશિ આવે તિહાં;
માય સુત નમીય, આણંદ અધિકો ધરે,
અષ્ટ સંવર્ત્ત-વાયુથી કચરો હરે. ૧
વૃષ્ટિ ગંધોદકે, અષ્ટકુમરી કરે,
અષ્ટકલશા ભરી, અષ્ટ દર્પણ ધરે;
અષ્ટ ચામર ધરે, અષ્ટ પંખા લહી,
ચાર રક્ષા કરી, ચાર દીપક ગ્રહી. ૨
ઘર કરી કેળના, માય સુત લાવતી,
કરણ શુચિકર્મ જલ-કળશે ન્હવરાવતી;
કુસુમ પૂજી, અલંકાર પહેરાવતી,
રાખડી બાંધી જઈ, શયન પધરાવતી. ૩
નમીય કહે માય તુજ, બાળ લીલાવતી,
મેરૂ રવિ ચન્દ્ર લગે, જીવજો જગપતિ;
સ્વામી ગુણ ગાવતી, નિજ ઘર જાવતી,
તેણે સમે ઈન્દ્ર-સિંહાસન કંપતી. ૪

## ઢાલ.

જિન જનમ્યાજી, જિણ વેળા જનની ઘરે,
તિણ વેળાજી, ઇન્દ્ર સિંહાસન થરહરે;
દાહિણોત્તરજી, જેતા જિન જનમે યદા,
દિશિનાયકજી, સોહમ ઇશાન બેહુ તદા. ૧

## ત્રોટક–છંદ.

તદા ચિંતે ઇન્દ્ર મનમાં, કોણ અવસર એ બન્યો,
જિનજન્મ અવધિનાણે જાણી, હર્ષ આનંદ ઉપન્યો;
સુઘોષ આદે ઘંટ નાદે, ઘોષણા સુરમેં કરે,
સવિ દેવી દેવા જન્મમહોત્સવે, આવજો સુરગિરિવરે. ૨

[ અહિં ઘંટ વગાડવો. ]

## ઢાળ–પૂર્વલી.

એમ સાંભળીજી, સુરવર કોડી આવી મલે,
જન્મ મહોત્સવજી, કરવા મેરૂ ઉપર ચલે;
સોહમપતિજી, બહુ પરિવારે આવીયા,
માય જિનનેજી, વાંદી પ્રભુને વધાવીયા. ૩

( અહિં પ્રભુને ચોખાથી વધાવવા. )

### ત્રોટક.

વધાવી બોલે હે રત્નકુક્ષી-ધારિણી તુજ સુતતણો,
હું શક્ર સોહમ નામે કરશું, જન્મ મહોત્સવ અતિ ઘણો;
એમ કહી જિન પ્રતિબિંબ સ્થાપી, પંચ રૂપે પ્રભુ ગ્રહી,
દેવ દેવી નાચે હર્ષ સાથે, સુરગિરિ આવ્યા વહી. ૪

### ઢાલ.

મેરૂ ઉપરજી, પાંડુકવનમેં ચિહું દિશે,
શિલા ઉપરજી, સિંહાસન મન ઉલ્લસે;
તિહાં બેસીજી, શક્રે જિન ખોળે ધર્યા,
હરિ ત્રેશઠજી, બીજા તિહાં આવી મળ્યા. ૫

### ત્રોટક.

મળ્યા ચોસઠ સુરપતિ તિહાં, કરે કળશ અડ જાતિના,
માગધાદિ જળ તીર્થ ઔષધિ, ધૂપ વળી બહુ ભાતિના;
અચ્યુતપતિએ હુકમ કીનો, સાંભળો દેવા સવે,
ક્ષીરજલધિ ગંગા--નીર લાવો, ઝટિતિ જિન મહોત્સવે. ૬

### ઢાલ.

સુર સાંભળીને સંચરીયા, માગધ વરદામે ચલીયા;
પદ્મદ્રહ ગંગા આવે, નિર્મલ જલ કલશ ભરાવે. ૧

તીરથ જલ ઔષધિ લેતા, વળી ક્ષીરસમુદ્રે જાતા;
જલ કળશા બહુલ ભરાવે, ફુલ ચંગેરી થાળ લાવે. ૨
સિંહાસન ચામર ધારી, ધૂપધાણા રકેબી સારી;
સિદ્ધાંતે ભાખ્યાં જેહ, ઉપકરણ મિલાવે તેહ. ૩
તે દેવા સુરગિરિ આવે, પ્રભુ દેખી આનંદ પાવે;
કલશાદિક સહુ તિહાં ઠાવે, ભક્તે પ્રભુના ગુણ ગાવે. ૪

## ઢાલ.

આતમ ભક્તિ મળ્યા કેઈ દેવા, કેતા મિત્તનું જાઈ,
નારી પ્રેર્યાં વળી નિજ કુલવટ, ધર્મી ધર્મ સખાઈ;
જોઈસ વ્યંતર ભુવનપતિના, વૈમાનિક સુર આવે,
અચ્યુતપતિ હુકમે ધરી કળશા, અરિહાને નવરાવે.
આતમ૦ ૧

અડજાતિ કળશા પ્રત્યેકે, આઠ આઠ સહસ પ્રમાણો,
ચઉસઠ સહસ હુઆ અભિષેકે, અઢીસેં ગુણા કરી જાણો;
સાઠ લાખ ઉપર એક કોડી, કળશાનો અધિકાર,
બાસઠ ઈન્દ્રતણા તિહાં બાસઠ, લોકપાલના ચાર.
આતમ૦ ૨

ચન્દ્રની પંક્તિ છાસઠ છાસઠ, રવિસેણિ નરલોકો,
ગુરૂસ્થાનક સુરકેરો એકજ, સામાનિકનો એકો;
સોહમપતિ ઇશાનપતિની, ઈન્દ્રાણીના સોલ,
અસુરની દશ ઈન્દ્રાણી નાગની, બાર કરે કલ્લોલ.

આતમ૦ ૩

જ્યોતષ વ્યંતર ઇન્દ્રની ચઉ ચઉ, પર્ષદા ત્રણનો એકો,
કટકપતિ અંગરક્ષક કેરો, એક એક સુવિવેકો;
પરચુરણ સુરનો એક છેલ્લો, એ અઢીસેં અભિષેકો,
ઇશાન ઈન્દ્ર કહે મુજ આપો, પ્રભુને ક્ષણ અતિરેકો.

આતમ૦ ૪

તવ તસ ખોળે ઠવી અરિહાને, સોહમપતિ મનરંગે,
વૃષભ રૂપ કરી શૃંગ જળે ભરી, ન્હવણ કરે પ્રભુ અંગે;
પુષ્પાદિક પૂજીને છાંટે, કરી કેસર રંગરોલે,
મંગળ દીવો આરતી કરતાં, સુરવર જય જય બોલે.

આતમ૦ ૫

ભેરી ભૂંગલ તાલ બજાવત, વળિયા જિન કર ધારી;
જનની ઘર માતાને સોંપી, એણિપેરે વચન ઉચ્ચારી;

પુત્ર તુમારો સ્વામી હમારો, અમ સેવક આધાર,
પંચ ધાવી રંભાદિક થાપી, પ્રભુ ખેલાવણ હાર.
આતમ૦ ૬

બત્રીસ કોડી કનક મણિ માણિક, વસ્ત્રની વૃષ્ટિ કરાવે,
પૂરણ હર્ષ કરેવા કારણ, દ્વીપ નંદીસર જાવે;
કરીય અઠ્ઠાઈ ઉત્સવ દેવા, નિજ નિજ કલ્પ સધાવે,
દીક્ષા કેવલને અભિલાષે, નિત નિત જિન ગુણ ગાવે.
આતમ૦ ૭

તપગચ્છ ઈસર સિંહ સૂરીસર, કેરા શિષ્ય વડેરા,
સત્યવિજય પંન્યાસતણે પદ, કપૂરવિજય ગંભીરા;
ખિમાવિજય તસ સુજસવિજયના, શ્રી શુભવિજય સવાયા,
પંડિત વીરવિજય શિષ્યે જિન-જન્મ મહોત્સવ ગાયા.
આતમ૦ ૮

ઉત્કૃષ્ટા એકસો ને સિત્તેર, સંપ્રતિ વિચરે વીશ,
અતીત અનાગત કાલે અનંતા, તીર્થંકર જગદીશ;
સાધારણ એ કળશ જે ગાવે, શ્રી શુભવીર સવાઈ,
મંગલલીલા સુખભર પાવે, ઘર ઘર હર્ષ વધાઈ.
આતમ૦ ૯

( અહિં કળશાભિષેક કરી પંચામૃતનો પખાલ કરવો. પછી પૂજા કરી, પુષ્પ ચઢાવી, લૂણ ઉતારી, આરતી ઉતારવી. પછી પ્રતિમાજીને આડો પડદો રાખી સ્નાત્રીઆએ પોતાના નવ અંગે કંકુના ચાંલ્લા કરવા, પછી પડદો કાઢી નાખી મંગલ દીવો ઉતારવો.)

## લૂણ ઉતારણું.

લૂણ ઉતારો જિનવર અંગે, નિર્મલ જલધારા મનરંગે. ॥ લૂણ૦ ॥ ૧ ॥ જિમ જિમ તડ તડ લૂણજ ફુટે, તિમ તિમ અશુભ કર્મ બંધ ત્રુટે ॥ લૂણ૦ ॥ ૨ ॥ નયન સલૂણાં શ્રી જિનજીનાં, અનુપમ રૂપ દયારસ ભીનાં ॥ લૂણ૦ ॥ ૩ ॥ રૂપ સલૂણું જિનજીનું દીસે, લાજ્યું લૂણ તે જલમાં પેસે ॥ લૂણ૦ ॥ ૪ ॥ ત્રણ પ્રદક્ષિણા દેઈ જલધારા, જલણ ખેપવીયે લૂણ ઉદારા ॥ લૂણ૦ ॥ ૫ ॥ જે જિન ઉપર દુમણો પ્રાણી, તે એમ થાજો લૂણ જ્યું પાણી ॥ લૂણ૦ ॥ ૬ ॥ અગર કૃષ્ણાગરૂ કુંદરૂ સુગંધે, ધૂપ કરીજે વિવિધ પ્રબંધે ॥ લૂણ૦ ॥ ૭ ॥

## આરતી.

જય જય આરતી આદિ જિણુંદા; નાભિરાયા મરૂદેવીકો નંદા ॥ જય૦ ॥ ૧ ॥ પહેલી આરતી પૂજા કીજે; નરભવ પામીને લહાવો લીજે ॥ જય૦ ॥ ૨ ॥ દુસરી આરતી દીન દયાળા; ધુળેવ મંડપમાં જગ અજુવાળા ॥ જય૦ ॥ ૩ ॥ તીસરી આરતી ત્રિભુવન દેવા; સુર નર ઈન્દ્ર કરે તોરી સેવા ॥ જય૦ ॥ ૪ ॥ ચોથી આરતી ચઉગતિ ચૂરે; મન વાંછિત ફળ શિવસુખ પૂરે ॥ જય૦ ॥ ૫ ॥ પંચમી આરતી પુણ્ય ઉપાયો; મૂલચંદ રિષભ ગુણ ગાયો ॥ જય૦ ॥ ૬ ॥

## મંગલ દીવો.

દીવો રે દીવો મંગલિક દીવો; આરતી ઉતારીને બહુ ચિરંજીવો. ॥ દીવો૦ ॥ ૧ ॥ સોહામણું ઘેર પર્વ દિવાળી; અંબર ખેલે અમરા બાળી ॥ દીવો૦ ॥ ૨ ॥ દીપાળ ભણે એણે કુલ અજુવાળી; ભાવે ભગતે વિઘ્ન નિવારી ॥ દીવો૦ ॥૩॥ દીપાળ ભણે એણે કલિકાલે; આરતી ઉતારી રાજા કુમારપાલે ॥ દીવો૦ ॥ ૪ ॥ અમ ઘેર મંગલિક તુમ ઘેર મંગલિક; મંગલિક ચતુર્વિધ-સંઘને હોજો ॥ દીવો૦ ॥ ૫ ॥

# શ્રી પુન્ય-પ્રકાશનું સ્તવન.

## દુહા.

સકળ સિદ્ધિદાયક સદા, ચોવીસે જીનરાય;
સહગુરૂ સ્વામિની સરસતી, પ્રેમે પ્રણમું પાય. ૧
ત્રિભુવનપતિ ત્રિશલા તણો, નંદન ગુણ ગંભીર;
શાસન નાયક જગ જયો, વર્ધમાન વડવીર. ૨
એક દિન વીર જિણંદને, ચરણે કરી પ્રણામ;
ભવિક જીવના હિત ભણી, પૂછે ગૌતમ સ્વામ. ૩
મુક્તિ મારગ આરાધિએ, કહો કિણ પરે અરિહંત;
સુધા સરસ તવ વચન રસ, ભાખે શ્રીભગવંત. ૪
[1]અતિચાર આલોઇએ [2]વ્રત ધરીએ ગુરૂ શાખ;
[3]જીવ ખમાવો સયળ જે, યોનિ ચોરાશી લાખ. ૫
[4]વીધિશું વળી વોસિરાવીયે, પાપસ્થાન અઢાર;
[5]ચાર શરણ નિત્ય અનુસરો, [6]નિંદો દુરિત આચાર. ૬
શુભ કરણી અનુમોદીએ, [8]ભાવ ભલો મન આણ;
[9]અણસણ અવસર આદરી, [10]નવપદ જપો સુજાણ. ૭
શુભગતિ આરાધન તણા, એ છે દશ અધિકાર;
ચિત્ત આણીને આદરો, જેમ પામો ભવપાર. ૮

## ઢાલ–પહેલી.

( કુમતિએ છિંડી કીહાં રાખી–એ દેશી. )

જ્ઞાન દરિસણ ચારિત્ર તપ વીરજ, એ પાંચે આચાર; એહ તણા ઇહ ભવ પરભવના આલોઇએ અતિચાર રે. **પ્રાણી જ્ઞાન ભણો ગુણખાણી, વીર વદે એમ વાણી રે. પ્રા૦ જ્ઞા૦ ॥ ૧ ॥** ગુરૂ ઓળવીએ નહિ ગુરૂ વિનય, કાળે ધરી બહુ માન; સૂત્ર અર્થ તદુભય કરી સૂધાં, ભણીએ વહી ઉપ-ધાન રે ॥ **પ્રા૦ જ્ઞા૦ ॥ ૨ ॥** જ્ઞાનોપગરણ પાટી પોથી, ઠવણી નોકારવાલી; તેહ તણી કીધી આશા-તના, જ્ઞાન ભક્તિ ન સંભાળી રે ॥ **પ્રા૦ જ્ઞા૦ ॥૩॥** ઈત્યાદિક વિપરીતપણાથી, જ્ઞાન વિરાધ્યું જેહ; આ ભવ પરભવ વળી રે ભવોભવ, મિચ્છામિ દુક્કડં તેહ રે. **પ્રાણી સમકિત લ્યો શુદ્ધ જાણી, વીર વદે એમ વાણી રે ॥ પ્રા૦ સ૦ ॥ ૪ ॥** જિન વચને શંકા નવિ કીજે, નવિ પરમત અભિલાષ; સાધુ તણી નિંદા પરિહરજો, ફળ સંદેહ મ રાખ રે ॥ **પ્રા૦ સ૦ ॥ ૫ ॥**

મૂઢપણું છંદો પરશંસા, ગુણવંતને આદરીએ, સાહ-મ્મીને ધર્મે કરી સ્થિરતા, ભક્તિ પ્રભાવના કરીએ રે ॥ પ્રા૦ સ૦ ॥ ૬ ॥ સંઘ ચૈત્ય પ્રાસાદ તણો જે, અવર્ણવાદ મન લેખ્યો, દ્રવ્ય દેવકો જે વિણસાડયો, વિણસંતા ઉવેખ્યો રે ॥ પ્રા૦ સ૦ ॥ ૭ ॥ ઈત્યાદિક વિપરીતપણાથી, સમકિત ખંડયું જેહ; આભવ પર-ભવ વળી રે ભવોભવ, મિચ્છામિ દુક્કડં તેહ રે. **પ્રાણી ચારિત્ર લ્યો ચિત્ત આણી, વીર વદે એમ વાણી રે ॥ પ્રા૦ ચા૦ ॥ ૮ ॥** પાંચ સમિતિ ત્રણ ગુપ્તિ વિરાધી, આઠે પ્રવચન માય; સાધુ તણે ધરમે પ્રમાદે, અશુદ્ધ વચન મન કાય રે ॥ પ્રા૦ ચા૦ ॥ ॥ ૯ ॥ શ્રાવકને ધર્મે સામાયિક, પોસહમાં મન વાળી; જે જયણા પૂર્વક એ આઠે, પ્રવચનમાય ન પાળી રે ॥ પ્રા૦ ચા૦ ॥ ૧૦ ॥ ઈત્યાદિક વિપરીતપણાથી, ચારિત્ર ડોહોળ્યું જેહ; આભવ પરભવ વળી રે ભવોભવ મિચ્છામિ દુક્કડં તેહ રે ॥ પ્રા૦ ચા૦ ॥ ॥ ૧૧ ॥ બાર ભેદે તપ નવિ કીધો, છતે યોગે નિજ શક્તે; ધર્મે મન વચ કાયા વીરજ, નવિ ફોરવીયું ભગતે રે ॥ પ્રા૦ ચા૦ ॥ ૧૨ ॥ તપ વીરજ આચારજ

એણીપેરે, વિવિધ વિરાધ્યા જેહ, આભવ પરભવ વળી રે ભવોભવ, મિચ્છામિ દુક્કડં તેહ રે ॥ પ્રા૦ ચા૦ ॥ ૧૩ ॥ વળીય વિશેષે ચારિત્ર કેરા, અતિચાર આળોઇએ; વીર જિણેસર વયણ સુણીને, પાપ મયલ સવિ ધોઇએ રે ॥ પ્રા૦ ચા૦ ॥ ૧૪ ॥

## ઢાલ-બીજી.

પૃથ્વી પાણી તેઉ, વાયુ વનસ્પતિ; એ પાંચે થાવર કહ્યાં એ, કરી કરસણ આરંભ, ખેત્ર જે ખેડીયાં; કુવા તલાવ ખણાવીયા એ ॥ ૧ ॥ ઘર આરંભ અનેક, ટાંકાં ભોંયરાં; મેડી માળ ચણાવીઆ એ; લીંપણ ગુંપણ કાજ, એણીપરે પરપરે; પૃથ્વીકાય વિરાધીઆ એ ॥ ૨ ॥ ધોયણ નાહણ પાણી, ઝીલણ અપકાય; છોતિ ધોતી કરી દુહવ્યા એ, ભાઠીગર કુંભાર લોહ સોવનગરા, ભાડભુંજા લીહાંલાગરા એ ॥ ૩ ॥ તાપણ શેકણ કાજ, વસ્ત્ર નિખારણ; રંગણ રાંધણ રસવતી એ; એણીપેરે કર્માદાન, પરેપરે કેલવી; તેઉ વાઉ વિરાધીયા એ ॥ ૪ ॥ વાડી વન આરામ, વાવી વનસ્પતિ; પાન ફુલ ફળ ચુંટીયાં એ; પોહોંક પાંપડી શાક શેક્યાં સૂકવ્યાં, છેદ્યાં છુંદ્યાં આથીયાં એ ॥ ૫ ॥ અળશીને એરંડા, ઘાલી ઘાણીયે, ઘણા તિલાદિક પીલીયા એ; ઘાલી કોલુ માંહે,

પીલી શેલડી; કંદમૂળ ફળ વેચીયાં એ ॥ ૬ ॥ એમ એકેન્દ્રિય જીવ, હણ્યાં હણાવીયાં; હણતાં જે અનુ-મોદીયાં એ; આભવ પરભવ જેહ, વલીય ભવોભવે; તે મુજ મિચ્છામિ દુક્કડં એ ॥ ૭ ॥ કૃમી ચરમીયા કીડા, ગાડર ગંડોલા; ઈયળ પૂરા ને અલશીયા એ વાળા જળો ચુડેલ, વિચલિત રસતણા, વળી અથાણાં પ્રમુ-ખના એ ॥ ૮ ॥ એમ બેઈંદ્રિય જીવ, જે મેં દુહવ્યા; તે મુજ મિચ્છામિ દુક્કડં એ; ઉધેહી જૂ લીખ, માંકણ મંકોડા; ચાંચડ કીડી કુંથુઆ એ ॥ ૯ ॥ ગદહિઆ ધીમેલ, કાનખજૂરડા; ગીગોડા ધનેરીયાં એ; એમ તેઇંદ્રિય જીવ, જેહ મેં દુહવ્યા; તે મુજ મિચ્છામિ દુક્કડં એ ॥ ૧૦ ॥ માંખી મચ્છર ડાંસ, મસા પતંગીયા, કંસારી કોલિયાવડા એ, ઢીંકણ વીંછુ તીડ, ભમરા ભમરીયો; કોતાં બગ ખડમાંકડી એ ॥ ૧૧ ॥ એમ ચૌરિંન્દ્રિય જીવ, જેહ મેં દુહવ્યા; તે મુજ મિચ્છામિ દુક્કડં એ; જળમાં નાંખી જાળ, જળચર દુહવ્યા; વનમાં મૃગ સંતાપીવા એ ॥ ૧૨ ॥ પીડ્યા પંખી જીવ, પાડી પાસમાં; પોપટ ઘાલ્યા પાંજરે એ, એમ પંચેન્દ્રિય જીવ, જે મેં દુહવ્યા, તે મુજ મિચ્છામિ દુક્કડં એ ॥ ૧૩ ॥

## ઢાલ-ત્રીજી.

( વાણી વાણી હિતકારીજી-એ દેશી. )

ક્રોધ લોભ ભય હાસ્યથીજી, બોલ્યા વચન અસત્ય; કૂડ કરી ધન પારકાજી, લીધાં જેહ અદત્ત રે જિનજી !, મિચ્છામિ દુક્કડં આજ, તુમ સાખે મહારાજ રે જિનજી; દેઈ સારૂં કાજ રે જિનજી, મિચ્છામિ દુક્કડં આજ ॥ ૧ ॥ દેવ મનુષ્ય તિર્યંચનાજી, મૈથુન સેવ્યાં જેહ; વિષયારસ લંપટપણેજી, ઘણું વિડંબ્યો દેહ રે ॥ જિનજી૦ ॥ ૨ ॥ પરિગ્રહની મમતા કરીજી, ભવ ભવ મેલી આથ; જે જિહાં તે તિહાં રહીજી, કોઈ ન આવી સાથ રે ॥ જિનજી૦ ॥ ૩ ॥ રયણી ભોજન જે કર્યાજી, કીધાં ભક્ષ અભક્ષ; રસના રસની લાલચેજી, પાપ કર્યાં પ્રત્યક્ષ રે ॥ જિનજી૦ ॥ ૪ ॥ વ્રત લેઈ વિસારીયાજી, વળી ભાગ્યાં પચ્ચખ્ખાણ; કપટ હેતુ કિરિયા કરીજી; કીધાં આપ વખાણ રે ॥ જિનજી૦ ॥ ૫ ॥ ત્રણ ઢાલ આઠે દુહેજી, આલોયા અતિચાર; શિવગતિ આરાધન તણોજી, એ પહેલો અધિકાર રે ॥ જિનજી૦ ॥ ૬ ॥

## ઢાલ-ચોથી.

( સાહેલડીની દેશી. )

પંચ મહાવ્રત આદરો **સાહેલડી રે**, અથવા લ્યો વ્રત બાર તો; યથાશક્તિ વ્રત આદરી **સાહેલડી રે**, પાળો નિરતિચાર તો ॥ ૧ ॥ વ્રત લીધાં સંભારીએ **સા૦**, હૈડે ધરીય વિચાર તો; શિવ ગતિ આરાધન તણો **સા૦**, એ બીજો અધિકાર તો ॥ ૨ ॥ જીવ સર્વ ખમાવીએ **સા૦**, યોનિ ચોરાસી લાખ તો; મન શુધ્ધે કરી ખામણા **સા૦**, કોઈશું રોષ ન રાખ તો ॥ ૩ ॥ સર્વ મિત્ર કરી ચિંતવો **સા૦**, કોઈ ન જાણો શત્રુ તો; રાગદ્વેષ એમ પરિહરો **સા૦**, કીજે જન્મ પવિત્ર તો ॥ ૪ ॥ સ્વામી સંઘ ખમાવીએ **સા૦**, જે ઉપની અપ્રીત તો; સજ્જન કુટુંબ કરી ખામણાં **સા૦**, એ જિનશાસન રીત તો ॥ ૫ ॥ ખમીયે અને ખમાવીએ **સા૦**, એહિજ ધર્મનો સાર તો; શિવગતિ આરાધન તણો **સા૦**, એ ત્રીજો અધિકાર તો ॥ ૬ ॥ મૃષાવાદ હિંસા ચોરી **સા૦**, ધન મૂર્છા મૈથુન તો; ક્રોધ માન માયા તૃષ્ણા **સા૦**, પ્રેમ દ્વેષ પૈશુન્ય તો ॥ ૭ ॥ નિંદા કલહ ન કીજીએ **સા૦**,

કુડાં ન દીજે આળ તો; રતિ અરતિ મિથ્યા તજો **સા૦**, માયા મોહ જંજાળ તો ॥ ૮ ॥ ત્રિવિધ ત્રિવિધ વોસરાવીએ **સા૦**, પાપસ્થાન અઢાર તો; શિવગતિ આરાધન તણો **સા૦**, એ ચોથો અધિકાર તો ॥ ૯ ॥

## ઢાલ-પાંચમી.

( હવે નિસુણો ઈહાં આવીયા—**એ દેશી.**)

જનમ જરા મરણે કરી એ, આ સંસાર અસાર તો; કર્યાં કર્મ સહુ અનુભવે એ, કોઈ ન રાખણ હાર તો. ॥ ૧ ॥ શરણ એક અરિહંતનું એ, શરણ સિદ્ધ ભગવંત તો; શરણ ધર્મ શ્રી જૈનનો એ, સાધુ શરણ ગુણવંત તો ॥ ૨ ॥ અવર મોહ સવિ પરિહરી એ, ચાર શરણ ચિત્ત ધાર તો; શિવગતિ આરાધનતણો એ, એ પાંચમો અધિકાર તો ॥ ૩ ॥ આભવ પરભવ જે કર્યાં એ, પાપ કર્મ કેઈ લાખ તો, આતમ સાખે તે નિંદીએ એ, પડિક્કમિએ ગુરૂ સાખ તો ॥ ૪ ॥ મિથ્યામતિ વર્તાવીયા એ, જે ભાખ્યાં ઉત્સૂત્ર તો; કુમતિ કદાગ્રહને વશે એ, જે ઉત્થાપ્યાં સૂત્ર તો ॥ ૫ ॥ ઘડયાં ઘડાવ્યાં જે ઘણાં એ, ઘરટી હળ હથિયાર તો, ભવ ભવ મેલી

મૂકીયાં એ, કરતાં જીવ સંહાર તો ॥ ૬ ॥ પાપ કરીને પોષીયા એ, જનમ જનમ પરિવાર તો; જન-માંતર પોહોત્યા પછી એ, કોણે ન કીધી સાર તો ॥ ૭ ॥ આભવ પરભવ જે કર્યાં એ, એમ અધિકરણ અનેક તો; ત્રિવિધે ત્રિવિધે વોસરાવીએ એ, આણી હૃદય વિવેક તો ॥ ૮ ॥ દુષ્કૃત નિંદા એમ કરી એ, પાપ કરો પરિહાર તો; શિવગતિ આરાધન તણો એ, એ છઠ્ઠો અધિકાર તો ॥ ૯ ॥

### ઢાલ–છઠ્ઠી.

( આધે તું જોયને જીવડા—**એ દેશી.** )

ધન ધન તે દિન માહરો, જીહાં કીધો ધર્મ; દાન શીયળ તપ ભાવના, ટાળ્યાં દુષ્કૃત કર્મ ॥ **ધન૦** ॥ ૧ ॥ શેત્રુંજાદિક તીર્થની, જે કીધી જાત્ર; જુગતે જિનવર પૂજીયા, વળી પોષ્યાં પાત્ર ॥ **ધન૦** ॥ ૨ ॥ પુસ્તક જ્ઞાન લખાવીયાં, જીણ-હર જિન ચૈત્ય; સંઘ ચતુર્વિધ સાચવ્યાં, એ સાતે ખેત્ર ॥ **ધન૦** ॥ ૩ ॥ પડિક્કમણાં સુપરે કર્યાં, અનુકંપા દાન; સાધુ સૂરિ ઉવજ્ઝાયને, દીધાં બહુ માન ॥ **ધન૦** ॥ ૪ ॥ ધર્મકાજ અનુમોદિએ, એમ

વારોવાર; શિવગતિ આરાધન તણો, એ સાતમો અધિકાર ॥ ધન૦ ॥ ૫ ॥ ભાવ ભલો મન આણી-એ, ચિત્ત આણી ઠામ; સમતા ભાવે ભાવીએ, એ આતમરામ ॥ ધન૦ ॥ ૬ ॥ સુખ દુઃખ કારણ જીવને, કોઈ અવર ન હોય; કર્મ આપ જે આચર્યા, ભોગવીયે સોય ॥ ધન૦ ॥ ૭ ॥ સમતા વિણ જે અનુસરે, પ્રાણી પુન્યનું કામ, છાર ઉપર તે લીંપણું, ઝાંખર ચિત્રામ ॥ ધન૦ ॥ ૮ ॥ ભાવ ભલી પરે ભાવીએ, એ ધર્મનો સાર; શિવગતિ આરાધન તણો, એ આઠમો અધિકાર ॥ ધન૦ ॥ ૯ ॥

## ઢાંલ-સાતમી.

( રૈવતગિરિ હુઆં પ્રભુનાં ત્રણ કલ્યાણ-**એ દેશી.**)

હવે અવસર જાણી, કરી સંલેખન સાર; અણ-સણ આદરિયે, પચ્ચખી ચારે આહાર, લલુતા સવિ મૂકી, છાંડી મમતા અંગ; એ આતમ ખેલે, :સમતા જ્ઞાન તરંગ ॥ ૧ ॥ ગતિ ચારે કીધા, આહાર અનંત નિશંક; પણ તૃપ્તિ ન પામ્યો, જીવ લાલ-ચીયો રંક; દુલહો એ વળી વળી, અણસણનો

પરિણામ; એહથી પામીજે, શિવપદ સુરપદ ઠામ ॥ ૨ ॥ ધન ધના શાલિભદ્ર, ખંધો મેઘકુમાર; અણુસણુ આરાધી, પામ્યા ભવનો પાર; શિવ મંદિર જાશે, કરી એક અવતાર; આરાધન કેરો એ નવમો આધિકાર ॥ ૩ ॥ દસમે અધિકારે, મહામંત્ર નવકાર; મનથી નવિ મૂકો, શિવસુખ ફલ સહકાર; એ જપતાં જાયે, દુર્ગતિ દોશ વિકાર; સુપરે એ સમરો, ચોદ પૂરવનો સાર ॥ ૪ ॥ જનમાંતર જાતા, જો પામે નવકાર; તો પાતિક ગાળી, પામે સુર અવ-તાર; એ નવપદ સરીખો, મંત્ર ન કો સંસાર; આ ભવ ને પરભવે, સુખ સંપત્તિ દાતાર ॥ ૫ ॥ જયું ભીલ ભીલડી, રાજા રાણી થાય; નવપદ મહિમાથી, રાજસિંહ મહારાય; રાણી રતનવતી બેહુ, પામ્યાં છે સુરભોગ, એક ભવ પછી લેશે, શિવવધૂ સંજોગ ॥ ૬ ॥ શ્રીમતીને એ વળી, મંત્ર ફળ્યો તત્કાલ; ફણીધર ફીટીને, પ્રગટ થઈ ફુલમાળ; શિવકુમરે જોગી, સોવન પુરીશો કીધ, એમ એણે મંત્રે, કાજ

ધણાનાં સિદ્ધ ॥ ૭ ॥ એ દશ અધિકારે, વીર જીણેસર ભાખ્યો; આરાધન કેરો, વિધિ જેણે ચિત્ત-માંહી રાખ્યો; તેણે પાપ પખાળી; ભવભય દૂરે નાંખ્યો; જિન વિનય કરંતાં, સુમતિ અમૃત રસ ચાખ્યો. ॥ ૮ ॥

## ઢાલ–આઠમી.

( નમો ભવિ ભાવશું—એ દેશી. )

સિદ્ધારથ રાય કુલ તિલો એ, ત્રિશલા માત મલ્લાર તો; અવનીતલ તમે અવતર્યા એ, કરવા અમ ઉપકાર તો, જયો જિન વીરજી એ ॥ ૧ ॥ મેં અપરાધ કર્યા ઘણા એ, કહેતાં ન લહુ પાર તો; તુમ ચરણે આવ્યા ભણી એ, જો તારે તો તાર તો ॥ જયો૦ ॥ ૨ ॥ આશ કરીને આવીયો એ, તુમ ચરણે મહારાજ તો; આવ્યાને ઉવેખશો એ, તો કેમ રહેશે લાજ તો ॥ જયો૦ ॥ ૩ ॥ કરમ અલુજણ આકરાં એ, જન્મ મરણ જંજાળ તો, હું છું એહથી ઉભ-ગો એ, છોડવ દેવ દયાલ તો ॥ જયો૦ ॥ ૪ ॥ આજ મનોરથ મુજ ફળ્યા એ, નાઠાં દુઃખ દંદોલ તો, તૂઠયો

જિન ચોવીસમો એ, પ્રગટયાં પુન્ય કલ્લોલ તો ॥ જયો૦ ॥ ૫ ॥ ભવે ભવે વિનય તુમારડો એ, ભાવ ભક્તિ તુમ પાય તો; દેવ દયા કરી દીજીએ એ, બોધિ બીજ સુપસાય તો ॥ જયો૦ ॥ ૬ ॥

—: કળશ :—

ઇહિ તરણ તારણ સુગતિ કારણ, દુઃખ નિવારણ જગ જયો; શ્રી વીર જિનવર ચરણ થુણતાં, અધિક મન ઉલ્લટ થયો ॥ ૧ ॥ શ્રીવિજયદેવસુરિંદ પટધર, તીરથ જંગમ એણી જગે; તપગચ્છપતિ શ્રીવિજયપ્રભસૂરિ, સૂરિ તેજે ઝગમગે ॥ ૨ ॥ શ્રીહીરવિજયસૂરિશિષ્ય વાચક-કીર્તિવિજય સુરગુરૂ સમો; તસ શિષ્ય વાચક વિનયવિજયે, થુણ્યો જિન ચોવીસમો ॥ ૩ ॥ સયસત્તર સંવત ઓગણત્રીશે, રહી રાંદેર ચોમાસુ એ; વિજય દશમી વિજય કારણ, કીયો ગુણ અભ્યાસ એ ॥ ૪ ॥ નરભવ-આરાધન સિદ્ધિસાધન, સુકૃતલીલ-વિલાસ એ; નિર્જરા હેતે સ્તવન રચિયું, નામે પુન્યપ્રકાશ એ ॥ ૫ ॥



